"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" : પુ. ૬૬મું.

# શ્રી કલાપીની પત્રધારા

એટલે

## સંસ્થાન લાઠીના સ્વ. ઠાકોર સાહેબ
## શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલના
## ૫૩૫ પત્રો

સંપાદક અને પ્રકાશક

કુમાર શ્રી જોરાવરસિંહજી સુરસિંહજી ગોહિલ

સંસ્થાન લાઠી.

સંશોધક

શ્રી સાગર-જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી,

સરખેજ, જિ. અહમદાબાદ.

સોલ એજન્ટ :
જીવનલાલ અમરશી મહેતા, અહમદાબાદ.

કિમ્મત ત્રણ રૂપિયા.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૬૦૦

વિ. સં. ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧.



મળવાનું ઠેકાણું :-

જીવનલાલ અમરશી મહેતા,
પીરમશાહ રોડ ; અહમદાબાદ.

જીવનલાલ એન્ડ સન્સ,
૧૨૮, પ્રિન્સેસસ્ટ્રીટ : મુંબઈ-૨.

મુદ્રક :- ગજાનન વિશ્વનાથ પાઠક

મુદ્રણસ્થાન :-

શ્રી આદિત્ય મુદ્રણાલય,
રાયખડ : અહમદાબાદ.

॥ ॐ सद्गुरु ॥

# अर्पणपत्र

❧

સંસ્થાન લાઠીના નામદાર ઠાકોર સાહેબ ગોહેલ શ્રી પ્રહ્લાદસિંહજી પ્રતાપસિંહજી સુરસિંહજી,

શ્રી લાઠી.

આપણા મહાન્ પિતૃદેવ અખંડ પ્રતાપી
શ્રી કલાપીદેવના પાંચસો પાંત્રીસ
પત્રોનો આ અભ્યાસયોગ્ય અપૂર્વ
ગ્રન્થ, અનેક આશીર્વાદ સાથે,
વત્સલ સ્નેહપૂર્વક આપને
નજર કરીને
કૃતાર્થ
થાઉં
છું.

નિરન્તર પ્રેમ અને આશીર્વાદ સાથે
સર્વદા શુભચિન્તક
જોરાવરસિંહજી સુરસિંહજી ગોહિલ.

॥ ॐ सद्गुरु ॥

ॐ सद्गुरु

# પ્રસ્તાવના



પરમ કૃપાળુ **પરમાત્માની** કૃપાથી, તેમ જ **પરમ પૂજ્ય શ્રી કલાપીદેવના સ્નેહી** વર્ગની **અ**તિશય સદ્‌ભાવ ભરેલી શુભેચ્છાને લીધે જ **આ ગ્રન્થપ્રકાશન**માં **પુત્રધર્મ**નું પાલન કંઇ અંશે પણ મ્હારાથી થઇ શક્યું છે; અને, એ મુદ્દાની વાત **આ**ભાર સાથે અહીં આરંભમાં જ નોંધવી જોઇયે.

**આ સંગ્રહ**માં **શ્રી કલાપીદેવ**ના એકંદર **પાંચસો પાંત્રીસ પત્રો** ભિન્ન ભિન્ન **સં**બન્ધીઓ અને **સ્ને**હીઓ ઉપર લખેલા છે.

સૌથી **પહે**લી **૧૦૮ પત્રોની માલા** માનવન્ત **પ્રો. મણિલાલભાઈ** ઉપરના **પત્રો**ની છે અને તે **પત્રો** રા. રા. ભાઈ **જીવનલાલ અમરશી મ**હેતાએ તકલીફ લઇને મેળવેલા છે. તે સિવાય બીજા પણ કેટલાક **પત્રો** તેમણે સ્નેહથી મેળવ્યા હતા અને **શ્રી કલાપી**ના **પત્રો**નો આવો એક **સંગ્રહ** પ્રસિદ્ધ કરવાનો વિચાર પણ પહેલવહેલો તેમણે જ કર્યો હતો – તે માટે તેમનો પ્રયાસ પણ બહુ લાંબા સમયનો હતો – દરમ્યાન ઇ. સ. ૧૯૨૮ની આખરે **સરખેજ** મુકામે તેમની અને અમારી મુલાકાત થઈ અને આ પ્રકાશનના કાર્યને **અમે** જ **સ્વધર્મરૂપે** સ્વીકારી લીધું.

મ્હારા **પૂજ્ય પિતાજીના સન્મિત્રો** દરબાર સાહેબ શ્રી **વાજસુરવાળા** સાહેબ, રાણા શ્રી **સરદારસિંહજી**, રા. રા. ભાઈ શ્રી **રૂપશંકરભાઈ (બાલુભાઈ)**, રા. રા. ભાઈ શ્રી **આનંદરાયભાઈ**, **ભાઈ** શ્રી "**લલિતજી**", રા. રા. **પંડ્યાજી** હરિશંકરભાઈ તથા તે સમયના અમારા **કારભારી** સાહેબ રા. રા. **તાત્યાસાહેબ** – **ગિરધરદાસભાઈ** એમણે સૌએ ઘણા સ્નેહથી અને ઘણા આદરથી આ તમામ **પત્રો ખાસ જતન** કરીને જાળવી રાખ્યા **છે**, એટલું જ નહીં, પણ પોતાની પાસેના **તમામ સાહિત્યની નકલો** – **ભક્તિભાવપૂર્વક આપી છે**. એમના **સર્વ સ્નેહીઓનાં** અને **સંબન્ધીઓનાં આ કાર્ય**-

પરત્વે જે સદ્ભાવ અને જે સાહાય્ય મળ્યાં છે તે, ખરેખર, ધન્યવાદ આપવા યોગ્ય છે. અને આ સ્થળે હું મ્હારા પોતાના તરફથી, તેમ જ અમારા સંસ્થાનના રાજકુટુમ્બ તરફથી સર્વનો અંતઃકરણ-પૂર્વક ઉપકાર માનું છું. પત્રો મ્હારા જ પરમ પૂજ્ય પિતાજીના છતાં, શ્રી કલાપીદેવના સર્વ સ્નેહીઓના મિત્રતાભર્યા સહકાર વિના મ્હારા એકલાથી, અલબત્ત, આવું ઉપયોગી પ્રકાશન ભાગ્યે જ થઈ શક્યું હોત એ પણ કહેવું જોઈએ.

આ ઉપરાન્ત, અમારા પરમ પૂજ્ય પિતાજીના સ્નેહી નામદાર મોરબી મહારાજા સાહેબ શ્રી લખધરસિંહજી સાહેબે આ ગ્રન્થના પ્રકાશનમાં કિંમતી સલાહ આપવાને કૃપા કરી છે, તેમ જ શ્રી કલાપીના પોતા ઉપરના પત્રો પણ આ ગ્રન્થમાં પ્રસિદ્ધિ માટે સ્નેહપૂર્વક આપ્યા છે. આ સ્નેહભરેલી લાગણી અને જાતે લીધેલી તસ્દી માટે તેઓ નામદાર શ્રીનો હું ઘણો જ આભારી થયો છું.

પત્રોમાં જે ભાગ ખાનગી અથવા તો બિનજરૂરી લાગ્યો છે તે કાઢી નાંખીને તેને બદલે * * * આવાં ચિહ્નો મૂક્યાં છે. વિશેષ નામો તો ઘણે ભાગે કાઢી જ નાંખ્યાં છે.

પ્રકાશનમાં કાંઈ દોષો રહ્યા હોય, તો તે તરફ વાંચનાર કૃપાદષ્ટિથી જોશે અને સુધારી લેશે એવો વિશ્વાસ છે. ॥ ॐ सद्गुरु ॥ .

વસંતભુવન: રાજકોટ, } જોરાવરસિંહજી સુરસિંહજી ગોહિલ.
તા. ૨૨-૪-૩૧. }

॥ ॐ सद्गुरु ॥



# ઉપોદ્‌ઘાત

પ્રાતઃસ્મરણીય **નામશેષ શ્રી કલાપીથી** મહાગુજરાત હવે તો સારી રીતે પરિચિત થયેલ છે, એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી. **શ્રી કલાપી**વિરચિત **કેકારવનાં આહ્લાદક, મોહક**, રહસ્યપ્રપૂર્ણ, પ્રેમોન્માદ નીતરતાં **મધુર કાવ્યો** અને **મસ્તીના** ઉછાળા મારતી **માર્મિક** અને **હૃદયદ્રાવક ગઝલો** આજકાલ જીહ્વાગ્રે રમતી, અત્રતત્ર–સર્વત્ર– શું લેખોમાં કે શું વ્યાખ્યાનોમાં કે શું વાર્તાલાપમાં – અનુમોદનમાં અપાય છે એ સર્વ કોઇના સ્વાનુભવની વાત થઇ પડી છે. એમની શૈલી એટલી તો **મોહક** છતાં **સરલ**, **ગંભીર** અને છતાં **રસને** છલકાવતી અને **નમ્ર** છતાં **છકેલી** છે કે ફકત એકાદ બે વખત જ વાંચવાથી જીહ્વાગ્રે થઇ જાય છે! આમ રસિક જનસમુદાયમાં **પ્રિય** થઇ પડેલ, **યોગભ્રષ્ટ–જીવન્મુકત આત્માના** આ ઉદ્‌ગારસમૂહને ઉપોદ્‌ઘાતની શી અપેક્ષા છે? અથવા તો, દરેક પત્ર **એ મહાત્માના** જીવનનિર્વહનમાં ઉપોદ્‌ઘાતરૂપે શું નથી? જેમને એમનો અપરોક્ષ અનુભવ જીવનમાં થયેલ નથી, તેમને આ સંગ્રહ કદાચ એટલો બધો મોહક કે ઉપયોગી, લેખકની આકર્ષક અને સરલ લેખિનીના લાલિત્યને અપવાદરૂપ રાખતાં, અન્ય રૂપે નહીં લાગે; પરન્તુ, આ સંગ્રહમાં આપેલા પત્રો સંવત્સરના અનુક્રમમાં ગોઠવી વાંચવામાં આવે, અને તેની સાથે તેના અન્ય સાહિત્યને, સંલગ્ન કરી ઘટાવવામાં આવે, તો હું માનું છું કે **સ્વર્ગસ્થના** જીવનની બહુ અંશે, આછી **ઝાંખી**, હરકોઇને પણ થયા વગર રહેશે નહીં.

જે કોઇ જાણે છે તે જાણે છે કે મ્હારો આ દાવો સામાન્ય કે પરોક્ષ વસ્તુસ્થિતિ કે પરોક્ષ પરિચયને આધારે નથી.

**સ્વર્ગસ્થે** કાવ્યનો **પહેલો અક્ષર** પાડવા માંડ્યો, **સાહિત્યના** વિશાળ ક્ષેત્રમાં પ્રથમ પગલું મૂક્યું અને શાળા છોડી સંસારના વમળમાં

પડયા ત્યારથી તે તેમના સ્થૂલ દેહના વિલય સુધી – એક સરખા દશ વર્ષ સુધી, સ્વર્ગસ્થની સોળથી છવ્વિશ વર્ષની ઉમ્મરની અવધિ પર્યન્ત, સતત રાત્રિદિવસ, અન્ય સગાંસંબન્ધીઓ, મિત્રો અને ઓળખીતાઓના અતિ વિશાળ સમૂહના અનેકવિધ પરિચયો, પ્રસંગો, અને સહેતુ, સક્રિય વ્યવહારો, તેમ જ અનેક પ્રકારની આપ–લે સાથે સરખાવતાં, લેખકનો સ્વર્ગસ્થની સાથેનો પૂર્વોક્ત પ્રકારનો પરિચય એક તટસ્થ સાક્ષિ જેવો, સર્વ રહસ્યના દ્રષ્ટા જેવો અને પ્રેમ, મમતા અને વિશ્વાસના સંગ્રહસ્થાન જેવો હતો.

સાહિત્ય, રાજ્ય, વ્યવહાર, ધર્મ અને એવી અનેક બાબતોમાં પોતાનો ઉદ્દેશ, આદેશ અને આદર્શ શો છે, તેની ચર્ચા બહુ જ છૂટા મનથી, વિના સંકોચે, વિસ્તારપૂર્વક અમારી વચ્ચે એકાન્તમાં કલ્લાકો અને દિવસો સુધી થયા કરતી. આવાં અનેક સંસ્મરણો હજુ મ્હને આજકાલ બનેલી વાતો જેવાં તાજાં છે.

શ્રી કૃષ્ણાર્જુનની ઉક્તિ કદાચ આ સ્થળે અસ્થાને ગણાય. સરખામણી બહુ વધારે પડતી છે એમ તો હું પણ માનું છઉં; પરન્તુ મ્હારી પચાસ ઉપર પંદર વર્ષની અવસ્થાએ જે કંઇ અભ્યાસ, અનુભવ, સંસ્કાર, વિવેક અને તારતમ્ય ખેંચવાનો જે સ્વાભાવિક દાવો હું કરી શકું, અને, સ્વર્ગસ્થના દેહવિલયને પણ ત્રીશ સંવત્સર જેટલો દીર્ઘ સમય જવાથી, તેનાં અવશેષ રહેલાં સંસ્મરણોને કસોટીએ ચડાવું છઉં, ત્યારે પૂર્વોક્ત ઉદ્ગાર કાઢવાનું સાહસ થઇ જાય છે.

આટલી પીઠિકા રચવાનો હેતુ હવે સ્પષ્ટ સમજાશે. વિદ્વાનો અને સંસ્કારી મનુષ્યોએ, પોતાના સંબન્ધીઓ અને સ્નેહીઓ ઉપર, પત્રદ્વારા અનેક ઉપયોગી વિષયોની ચર્ચા કરી જગતને લાભ આપ્યો છે; પરન્તુ એવા પત્રસમૂહ જે પ્રસિદ્ધ થયા છે, તેમાં એવા થોડા જ છે કે જે લેખકના જીવનની રૂપરેખા દોરતા હોય. આ સંગ્રહ એ પ્રકારે ઘણાખરા એવા બીજા સંગ્રહોથી જુદો પડે છે.

**સ્વર્ગસ્થ**વિરચિત **સાહિત્ય** જ હજુ પૂરેપૂરૂં જોવા જોઇએ તેવા સ્વરૂપમાં ઉપલબ્ધ નથી. **શ્રી સ્વર્ગસ્થ**ના જીવનનો ખરો ખ્યાલ આપે તેવું સાહિત્ય તો **શ્રી કેકારવ**ની બહોળી પ્રસિદ્ધિની આડે ગૌણ જ બની ગયું છે. ખરી રીતે રીતે લેતાં, આ સંગ્રહ પણ અપૂર્ણ જ છે. હું માનું છઉં કે એમણે લખેલા પત્રોના અર્ધ ભાગનો પણ આમાં સમાવેશ નથી, છતાં, આ **સંગ્રહ**ની **પ્રસિદ્ધિથી** એક અતિ ઉપયોગી કાર્ય અવશ્યમેવ સધાશે એમ મ્હારૂં માનવું છે.

**શ્રી સ્વર્ગસ્થ**ની જીવનપ્રવૃત્તિના અનેક અંશો પૈકી પોતપોતાની રુચિને અનુકૂળ આવતા પ્રસંગોને પ્રાધાન્ય આપી, એમના સમગ્ર જીવનના સારરૂપ ધ્વનિને ગૌણ બનાવી દેવામાં આવેલ છે એમ આ **સંગ્રહ**નો, **ભાગત્યાગ લક્ષણાથી** અભ્યાસ કરનારને લાગ્યા વગર રહેશે નહીં.

“**હૃદયત્રિપુટી**” અને **એવાં** થોડાં **કલ્પનામિશ્રિત** કાવ્યોને **વધારે પડતી અગત્ય** આપી, શોભનાના કીસ્સાને **વધારે પડતું મહત્ત્વ** આપવામાં આવેલ છે, એમ પણ આ સંગ્રહ માંહેલા ઘણા પત્રો પૂરવાર કરશે. આ સંબન્ધમાં, શ્રી “**શારદા**” **માસિક**ના **પહેલા વર્ષના બારમા અંકમાં પ્રસિદ્ધ** થયેલ “કલાપીથી **શોભના** કે **શોભના**થી કલાપી? યાને પ્રતિભા કે પ્રતિમા?” એ શીર્ષકવાળો લેખ વાંચવા સુજ્ઞોને હું વિનંતિ કરૂં છઉં.

“**શોભ**નાના કીસ્સાને વધારે પડતું. પ્રધાનપદ આપીને, **તથા** કવિની ભાવનાના આલંકારિક અને કાલ્પનિક પ્રવાહોને, **ભાગત્યાગ લક્ષણાની કસોટીએ ચડાવ્યા સિવાય**, અક્ષરે અક્ષર સત્યરૂપે માની લેવાથી, **શ્રી કલાપીના સત્ય સ્વરૂપને** નિરખવામાં ઘણા અંતરાયો ઉપસ્થિત થયા છે અને થાય છે.”

* * *

“**શ્રી કલાપી**ના જીવનવ્યવસાયમાં અનેક પ્રકારનાં અનેક નિમિત્તો આવી મળતાં. એ નિમિત્તોના **સમૂહ**રૂપે ‘**કેકારવ**’ મોજૂદ

છે. અલબત્ત, શોભના પણ કેટલાંએક મુખ્ય નિમિત્તો માંહેલું એક નિમિત્ત ગણી શકાય."

**એમર્સન** ખરૂં જ કહે છે કે:–

"*To the Poet, to the Philosopher, to the Saint all things are friendly and sacred, all events profitable, all days holy, all men divine. For the eye is fastened on the life and slights the circumstances. Every chemical substance, every plant, every animal in its growth, teaches the unity of cause, the variety of appearance.*"

પરંતુ:–

"*Not always can flowers, pearls, poetry, protestation, nor even home in another heart, content the awful soul that dwells in clay. It arouses itself atlast from these endearments, as toys, and poets on the harness, and aspires to vast and universal aims.*"

**આ** દૃષ્ટિબિન્દુથી **આ સંગ્રહનું** અવલોકન કરવાથી, ઉપર કહેવામાં આવ્યું છે તેમ, **સ્વર્ગસ્થ**ના જીવનની કંઇ **અલૌકિક** જ **ઝાંખી** થશે.

**આ સંગ્રહ**ની પ્રસિદ્ધિરૂપ પ્રવૃત્તિનો હેતુ પણ એ જ રીતે સાર્થ છે. આ સંગ્રહ તેમ જ શ્રીયુત્ મુનિકુમારે પ્રસિદ્ધ કરેલ **૧૪૪ પત્રોનો** સમૂહ, તેમ જ અન્ય એવા પ્રસિદ્ધ થયેલ અને **અપ્રસિદ્ધ** રહેલ પત્રો, **સ્વર્ગસ્થ**વિરચિત **સંવાદો**, **સ્વીડનબોર્ગ**ના **ધર્મવિચારો** ઉપરનું વિવેચન, **અપ્રસિદ્ધ** કાવ્યો અને એવું બીજું **એમનું** વિસ્તીર્ણ **સાહિત્ય**, સમગ્ર રીતે લઇ તેનો **સમન્વય** કરી, સમજવામાં આવે તો શરૂઆતમાં કહેવામાં આવ્યું છે તેમ, એ **રાજવી** કોઈ **યોગભ્રષ્ટ**, **જીવન્મુક્ત** હતા એમ જણાયા વગર રહેશે નહીં. ખાસ કરીને સ્વ. **મણિલાલ નભુભાઇ**, સ્વ. '**કાન્ત**', સ્વ. **ગોવર્ધનરામભાઈ** અને

શ્રીયુત્ '**તાત્યાસાહેબ**' ઉપરના એમના **અંતિમ** અવસ્થાના પત્રો બહુ ધ્યાનપૂર્વક વાંચવા જેવા છે. એમાંથી એટલું તો અવસ્યમેવ ફલિત થશે, કે **તેઓ શ્રી ત્યાગી**, **યોગી** અને **અભેદમાર્ગપ્રવાસી** હતા.

શ્રી "**શારદા**"વાળા **લેખ**માં પ્રતિપાદિત કરેલું છે કે:– **આર્ય તત્ત્વદષ્ટિના સિદ્ધાન્તાનુસાર**, મનુષ્યમાત્રનો જન્મ, **કર્મપરિપાક**, જેને આપણે **પારિભાષિક** રીતે '**પ્રારબ્ધ**' કહીએ છીએ, તે અનુસાર થાય છે– **એટલે** કે મનુષ્ય માત્ર અમુક સંસ્કારો લઇને જ જન્મે છે; માટે જ **કવિઓ જન્મે** છે: **ઘડાતા નથી**. પૂર્વના **સંસ્કારા**નુસાર વૃત્તિઓ વલણ લે છે અને તે સાથે **પ્રારબ્ધ**ના ભોગનો પણ એવી અકલિત રીતે સંયોગ હોય છે, કે તે પણ ભોગવાતા જાય છે. બીજી રીતે કહીએ તો, મનુષ્યના સ્થૂલ-લિંગાદિ દેહો, દૈવીઆસુરી **સં**પત્તિના **વિગ્રહ**નું કહો કે પ્રકૃતિદ્વયના ખેલનું કહો – જે કહો તેનું, **કુરુક્ષેત્ર** છે. જેમ શરીરના અવયવો વ્યાયામથી એટલે કે આઘાત-પ્રત્યાઘાતની બાથમબાથાંમાં ખીલે છે અને વૃદ્ધિ પામે છે, તેમ **બુદ્ધિ**, ઉર્મિ, **વૃત્તિ**, **લાગણી** ઇત્યાદિ પ્રતિકૂળ સંયોગોમાં – ઘડાઇ ઘડાઇ,– પ્રતિકૂળતાની સામે ટક્કર ઝીલી ઝીલી – **સ્વસંસ્કારવશાત** કેળવાય છે, ખીલે છે, અને વૃદ્ધિ પામે છે. આ ક્રિયાને આપણે **જીવનવિગ્રહ** (*Struggle for Existence*) કહીએ છીએ. **સં**સ્કારો **જેમ જેમ** ઉત્કૃષ્ટ, **તેમ તેમ** વિગ્રહ **વિશેષ પ્રબળ**. કવિઓમાં આ અંશ વિશેષ સ્પષ્ટ રૂપમાં જોવામાં આવે છે. **કવિઓના હૃદયક્ષોભ દ્વારા** કાવ્યપ્રવાહ વહે છે. **ક**વિઓ આ જગતનાં કેટલાંક **સૌન્દર્યો** જુવે છે અને તેને પોતાની કલ્પનાના રંગો આપીને વર્ણવે છે. એમને જગતમાં કંઇ અપૂર્ણ **ભાસે** છે. **નૈસર્ગિક સત્ય** અને **સૌન્દર્ય**ની જે તેને પ્રતિભા ઉઠે છે, તે સાથે જગતના ઘણાખરા વ્યવહારો મેળ ખાતા નથી – તેમાં તેને **બ** – સૂર સંભળાય છે – જગત સાથે એમની

ભાવનાને બહુ અંશે દુ-મેળ હોય છે. જગતના વ્યવહારોથી એમનું અંતઃકરણ દાઝે છે. એમનું હૃદય કંઇ ઉચ્ચ ગ્રહણ કરતું હોય એમ તેમને અનુભવ થયાં કરે છે. મનુષ્યોના ઘણા ખરા વ્યવહારોમાં અને આચરણોમાં તેને અત્ર-તત્ર અસામ્ય અનુભવાય છે. જગતના વ્યવહારો તેના નિર્વેદનું નિમિત્ત બને છે. પોતાને એમાં રહેવું રુચતું નથી. દુનિયા સાથે એમનાં તત્ત્વો મેળ ખાતાં નથી. તે પોતાને રહેવાને અને વિહાર કરવાને, પોતાની કલ્પનાની એક નવીન જ સૃષ્ટિ રચે છે. આસપાસના દુન્યવી વાતાવરણના ઝોંટાઓ લાગવાથી, તેના હૃદયમાં ક્ષોભ થાય છે, અને એ હૃદયક્ષોભ દ્વારા, સૂક્ષ્મ દેહાન્તર્ગત સુષુપ્ત રહેલી પ્રતિભાને પ્રદીપ્ત કરી, કલ્પના દ્વારા અનેક સૃષ્ટિઓ રચે છે, અને તેને ફવે છે-પોતાની કલ્પનાની મૂર્ત્તિઓ ઘડે છે અને તેને અલંકારે છે, અને પછી તેમાં તલ્લીન થઈ, આસ્વાદથી તેને વર્ણવે છે-પોતાના દિલમાં હજારો હોંસથી અનેક પૂતળીઓ તે ઘડે છે-પ્રતિમા તે ઉભી કરે છે, અને પોતાની દષ્ટિમાં એ જાદૂઈ પૂતળીની જે ખૂબસૂરતી હોય છે, તે કોઇ પણ માશૂકના મુખ ઉપર હોવાની તેને પ્રતીતિ કે પર્યાપ્તિ હોતી નથી. પોતાની પ્રતિભાજન્ય જ એ પ્રતિમા તે રચે છે. જગતના વ્યવહારો તેના નિર્વેદનાં નિમિત્ત બને છે અને હૃદયાન્તર્ગત સંસ્કારજનિત પ્રતિભાથી ઉત્પન્ન થતી કાલ્પનિક સૃષ્ટિ અને પ્રતિમાઓ, તેના પ્રેમનાં અને અનુકમ્પાનાં નિમિત્ત બને છે. આનું નામ કવિ, ત્યાગી, યોગી કે તત્ત્વજ્ઞ-કે જેની પ્રતીતિ આ સંગ્રહમાં થાય છે.

સ્થળસંકોચ ન હોય, અનૌચિત્યની ભીતિ ન હોય અને વાચકવૃન્દની ધીરજ અને રુચિની પ્રતીતિ હોય, તો આ સંગ્રહમાંથી સ્વર્ગસ્થના જ શબ્દોનાં અવતરણ કરી, એક એવી અલૌકિક સંકલના યોજી શકાય તેમ છે, કે જેથી સ્વર્ગસ્થના અન્તરાત્માનો

**સાક્ષાત્કાર** થાય ; પરન્તુ, તે તો હાલ **ઈશ્વરેચ્છા** ઉપર રાખી, **થોડાંક અવતરણોથી** જ સંતોષ માનીશ, અને, માની લેઇશ કે આ **સંગ્રહને અંગે** મ્હારા **અંતઃકરણના ઉદ્‌ગારો, વાચકવર્ગ** પાસે, થોડે ઘણે અંશે રજૂ કરી શકયો છઉં.

*     *     *

"પરંતુ જે જે પ્રસંગો વિત્યા છે તેણે મ્હને કંઇક દિલગીર અને રાજ્ય તેમજ દુનિયા તરફ બેદરકાર કર્યો છે. * * * નહિ તો રાજ્યના વૈભવ ઉપર મને શા માટે આવો પ્રબળ ધિક્કાર હોવો જોઇએ? * * * મ્હારી પ્રજા જેણે "મારૂં ભરણપોષણ કર્યું, તેને **છોડી જવું રહેવું તે ધર્મ** નહિ. * * * હું મ્હારી પ્રજાનો જ. **આ હાડચામડીના તે ધણી**. હું ચાકર નથી પણ ગુલામ છું. પૃ. ૫.

*     *     *

"જ્યારે **રાજ્યખટપટ** તરફ જોઉં છું, ત્યારે **સ્વાર્થી** મન, "**લાઠી-શુભેચ્છક**"ની પદવી છોડી દઇ "**દેશશુભેચ્છક**" થવા પ્રેરે છે. પૃ. ૭

*     *     *

"**વડવાના હાથબળે** મેળવેલી **રાજ્યગાદી** કરતાં, મ્હારા **પોતાના** બળથી મેળવેલી **વિદ્યા હજાર** દરજ્જે ઉત્તમ અને સુબળ તેમ જ **પરમાર્થ** થશે તેવી ગણું છું. પૃ. ૮

*     *     *

"આ પ્રજાનો જ હું અને તેઓ મ્હારા. ખટપટથી આ દેહનો અંત આવશે, તોપણ છેલ્લાં ડચકાં સુધી મ્હારાથી બનશે તેટલું તેઓનું કલ્યાણ હું કરીશ. પૃ. ૯

*     *     *

**શું મ્હારૂં જ્ઞાન? શી** મ્હારી વય? શો મ્હારો અભ્યાસ? આ બધું વિચારતાં તો હું હજી **રાજા** થવાને યોગ્ય નથી. પૃ. ૧૦

*     *     *

"કામ તો હાલ કરૂં છું. પ્રવૃત્તિ ઘણી છે, પણ મ્હારા કામદારને સમજાવતાં હું થાકી જાઉં છું. આપને શું લખું? **રાજાઓ બિચારા કાંઇ નથી કરતા તેને માટે તેઓ ઠપકાને પાત્ર નથી; પણ દયાને પાત્ર છે.** પૃ. ૧૯

*     *     *

"હું મ્હારી નબળાઇ જોઇ શકું છું પણ કાઢી શકતો નથી.

પૃ. ૨૫

* * *

"પણ મ્હારી **શોભના 'હૃદયત્રિપુટી'**ની **શોભના ન હતી.**

પૃ. ૨૬

* * *

"**ગીતા! ગીતા!** હું કેટલો બધો હલકો છું, એ ગીતા મ્હને સ્પષ્ટ બતાવી આપે છે—એટલું બધું સ્પષ્ટ કે મ્હારૂં હૃદય ધ્રુજી જાય છે.

પૃ. ૫૫

* * *

"અને **શોભના** તો—મ્હારી એ નવી સૃષ્ટિ તો—**આ** જિન્દગીમાં અમે કદાચ હમેશ માટે **એક જુદો ભેદ** જ રહેશે. પૃ. ૫૮

* * *

"પરમ દિવસ કદાચ હું **શોભના** સાથે હઈશ કે **સ્ત્રી**ના શબ્દ માત્રથી દૂર—એકલો—હઈશ. પૃ. ૬૬

* * *

"**બા *** નું "ચશ્મરંગ"—આમાં ખરી 'ઓરિજિનૅલિટી' છે. દિલગીરી એટલી જ છે કે તે ગુજરાતીમાં નથી લખાયું. બધા ભાગ ફરી ફરીથી વારંવાર વાંચું છું. દરેક ભાગ દરેક ભાગ જેવો છે.—બધું જ સરખું સારૂં છે. ઓહો! કેવું સારૂં છે?!! આપણી ત્રિપુટીમાં આવો કકડો આ પહેલોજ છે. "ચશ્મરંગ"—આ ઉદ્‌ગાર ક્યાંથી મનમાં આવ્યો! ખરેખાત અજબ છે. પૃ. ૧૩૫–૧૩૬

* * *

"પણ **લાઠી**ની હવા જ એવી વિચિત્ર છે કે **વીરલા**ને જ અસર નથી કરતી. હવાની ઋતુ ચાર ચાર માસે બદલાય છે, તેમજ, **નસીબહવા** અને **રાજ્યહવા** પણ બદલાયા કરે છે. * * **આ** હવાના ફેરફારોમાં મનની સ્થિતિ સરખી રાખવા દઢતા, ધૈર્ય, સહનશીલતા વગેરે ઉપચારો આવશ્યક છે. પા. ૨૭૯

* * *

"**પ્રેમના** દુ:ખની પરાકાષ્ટા છે. અરે રે! જેના મગજમાં કાંઇ પણ કાવ્યશક્તિ હશે તે બધાં જ દુ:ખી હશે? રડતો **શેલી**, રડતો **કીટ્સ**, રડતો **ડેન્ટી**, રડતો **સુર**, બધા જ રડતા?!! બિચારાનાં **કલ્પનાનાં પ્રેમી** તેઓને સ્વર્ગમાં પણ નહીં લાધે?! પૃ. ૨૯૬

* * *

વળી, "જગત્ ભ્રમ છે" એ શા માટે સાચું ન હોય? એમ હોય તો પણ આ મ્હારી દુનિયા મ્હારી સાથે જ જન્મી છે એ ભ્રમને લીધે સાચું છે. **મ્હારી માયા મ્હેં જ ઉત્પન્ન કરી છે.** પૃ. ૩૧૬

* * *

"મ્હારી ઉછેરણી અને વિદ્યા તરફ જરા દૃષ્ટિ કરી, પછી *Expectation* બાંધતા હો, તો ઠીક પડે. પૃ. ૩૭૧

* * *

"જો કે હમેશા માટે **રાજ્ય** છોડી દેતાં યે મ્હને મ્હારી પોતાની ખાતર **રાજ્ય** કરવા પાછું આવવાનું મન થશે, એમ હું ધારી શકતો નથી. * * * મ્હને કાંઇ વિચાર કરવાની શક્તિ ન હતી **ત્યારની આ ઇચ્છા** છે, અને અનેક ઇચ્છાઓ, વિચારો ફરી ગયા છતાં તે તેવી ને તેવી જ રહી છે, વધતી ગઈ છે, એટલે આ ધારણા એક તોર જેવી નથી. પૃ. ૪૨૩

* * *

"નિવૃત્ત થઇને હું શું કરવા માગું છું તે તો તા * * * * પરના મ્હારા કાગળથી આપે જાણ્યું છે. હું **એકાંતમાં રહી વાંચીશ, લખીશ, પ્રભુનો વિચાર કરીશ; ગરીબોમાં, દર્દીઓમાં, તનનાં અને મનનાં દર્દીઓમાં ભળીશ અને તેઓને બની શકશે તો કાંઇ આરામ આપીશ — નહિ તો તેમાંથી હું તો આરામ લઇશ. નિવૃત્ત થયેલાની શાન્તિથી મળતી શુદ્ધ ભાવનાઓ પ્રભુ મ્હને આપશે તે લઇશ.** પૃ. ૪૨૬

* * *

"જે મ્હારે માટે **નિર્માણ્યુ પ્રભુનું** છે તે થાય છે. મ્હારાં **માતુશ્રી, સ્વર્ગ**વાસી થયાં ત્યારથી જે વૃત્તિનું બીજ રોપાયું તેનું આ ફલ બેસવાનો સમય આવે છે * * * હું લખીશ, વાંચીશ અને **પ્રભુનું**

**ભજન કરીશ — એ મ્હારા સ્વભાવનું કાર્ય છે અને અન્ય પ્રવૃત્તિ મ્હારા આત્માનો વ્યભિચાર છે.** * * સત્તા, કીર્ત્તિ, રાજ્યપદ, વૈભવ, એમાં મ્હને **રસ નથી** અને ઉલટો બોઝો છે * * * **રાજાની રીતીએ કલ્યાણ કરવાના ગુણ મ્હારા સ્વભાવમાં નથી; ફકીરની રીતીએ કલ્યાણ કરવાના છે**, તો તેને વધાવીશ.

પૃ. ૪૩૯—૪૪૨

* * *

"આપ લખો છો કે: "પણ આપને વસ્તુતઃ સુખ જ છે એમ આપને બતાવી આપવું પડશે." કોને બતાવી આપું? **આપને?** દુનિયાને? મ્હારામાં એ તાકાદ નથી. બુદ્ધ કે **ગોપીચંદ**, કે હાલનો કોઈ **નિઃસ્વાર્થ સંન્યાસી** પોતાના ભાઇને કે પોતાની માને દુનિયા છોડવામાં પોતાનું સુખ છે, એમ સમજાવી શકયો છે? એ તો મ્હારૂં હૃદય સમજી શકે.

પૃ. ૪૪૮

* * *

"હવે વિચાર કેટલો જૂનો છે તે જુવો: મ્હારાં મા ગુજરી ગયાં ત્યારે હું ચૌદ વર્ષનો હતો. ત્યાં સુધી તો **અલમસ્ત** હતો. તે ઉમ્મરથી મ્હને આ વિચાર આવે છે. મ્હારા બાળક **મિત્રો બાળક મનથી** રાજ્યના, સત્તાના વિચારો કરતા, ત્યારે હું મ્હારા જંગલના વિચારો કરતો. એ વિચાર ગાંડા છે – ન બની શકે તેવા છે એવું મ્હને ત્યારથી તે આજ સુધી કદી લાગ્યું નથી. હું પરણ્યો * લગ્નનાં સુખમાં પણ મ્હને એ વિચાર ન્હોતો આવતો એવું બન્યું નથી; પરંતુ એ વિચાર બહાર મુકીશ તો સૌ મ્હને **ગાંડો** કહેશે અને થવાનું કાંઈ નથી એમ ત્યારે મને લાગતું. થોડા સમય પછી હુ મુસાફરીએ ગયો ત્યાં પ્રથમ એ વિચાર મ્હેં બહાર મૂકયો – **લીંબડી ઠાકોર સાહેબ** પાસે.

* * *

એમણે કહ્યું કે, 'હજુ વાર છે – હાલ તો એ વિચાર **ગાંડાઇ** છે.' * * * **લાઠી** આવ્યો. **રાજ્ય** સોંપવાનો સમય પાસે આવતો ગયો. મ્હને બહુ દુઃખ થતું અને એ વિચાર મ્હેં **મણિભાઇ** પાસે

મૂકયો. ત્યાં પણ તેને એમણે અટકાવ્યો * * * ફરીથી મણિભાઇ પાસે મૂકયો. * * * રાહ જોવાનું ઠર્યું. * * *

**દુનિયાદાર તો મ્હારા વિચારને ગાંડો જ કહેશે."**

પૃ. ૪૫૩ - ૪૫૪

* * * *

બસ. ઘણું થયું - અને ઘણું ઘણું જ રહી જાય છે; પરન્તુ હવે તે ઇચ્છા હશે એ વાંચી લેશે.

**સંગ્રહ** કરનારે અન્ય સામાન્ય પત્રો અને ચીઠીઓ ન મૂકી હોત તો ચાલત. **સાહિત્યપ્રેમનાં** અવતરણો મ્હેં લંબાણભયને લેઇ કરેલાં નથી, તેમ જ સ્વર્ગસ્થની શૈલી, હાસ્યપ્રપૂર્ણ બોધ અને સામાના હૃદયને આઘાત ન કરવાની કાળજી સાથે, **ત્યાગ, વૈરાગ્ય, પ્રેમ, અભેદ** અને **રસોન્માદ** આ **આખા સંગ્રહમાં** સ્વર્ગસ્થના **જીવનના મુખ્ય પ્રવાહરૂપ** શબ્દે શબ્દે નીતરી રહેલ છે, એ રસિક વાચકો જોઇ શકે એ જ મ્હારી **પ્રભુ પાસે પ્રાર્થના** છે.

માત્ર દશ વર્ષના ટૂંકા સમયમાં, છવ્વિસ વર્ષની વય માત્રમાં, એક **રાજવી, અતિ પ્રતિકૂળ સંયોગોમાં** જે કાંઇ **કરી** ગયા છે, **કહી** ગયા છે, અને **સહી** ગયા છે તે જોતાં, તેને યોગભ્રષ્ટ નહીં તો બીજી શી રીતે ઓળખી શકાય? એ **કોહિડો કયે પ્રકારે ઉકેલાય?** અને, **એ** જીવનમુક્ત દશાવાળા **આત્માનો** બીજી **શી રીતે** સાક્ષાત્કાર થઇ શકે?

જૉન ડ્રાઇડન કહે છે કે:-

He raised a mortal to the Skies,
She drew an angel down,

મોરબી,
ભાદ્રપદ, કૃષ્ણપક્ષ;
વિ. સં. ૧૯૮૭.

લિ. રૂપશંકર ઉદયશંકર ઓઝા
(संचित्.)



# અનુક્રમણિકા







# “ કલાપી ”ના પત્રો



(૧) સદ્ગત સા૦ શ્રી મણિલાલ નભુભાઇ ઉપરના

ઈ. સ. ૧૮૯૨-૧૮૯૮.

૧

આપના શિષ્યવર્ગની છબિઓ સાથે મારી છબિ પણ લટકેલી જોઇ મને આનંદ થશે, માટે તે આપ સ્વીકારશો.

લિ. આપના એક શિષ્ય
**સુરસિંહના** દંડવત્ પ્રણામ.

૨

## ( નિરાશ પ્રેમ )

હકીમ કે તબીબની તલબ નથી મને;
નફ્સની પરવા' નથી, ન ઇશ્કની મને.

માશૂક નથી, મિસ્કીન છું, જહાંગીર છું મને;
ખલ્કની તમા નથી, સુલતાન છું મને.

પરિવાર મ્હારો હું જ છું, મસ્તાન છું મને;
દરખ્તઝારે હું ફરૂં, ગુલ્તાન છું મને.

પ્રેમગુલ ચુમ્યાં ઘણાં, ખાર ભોંકાયા મને;
દર્દે-ખૂન-દિલ દર્દ-કર્ત્તા દસ્ત લાધ્યું ના મને.

સખા જોયા મેં ઘણા, સખી જોઈ એક મેં;
ઉમેદ બર આવી નહીં, શું કહું ખાલિક નેકને?

દ્વૈતપ્રેમી જે હતો, અદ્વૈતપ્રેમી હું થયો;
બ્રહ્માંડ મ્હારૂં, બ્રહ્મ મ્હારૂં, બ્રહ્મવાદી હું થયો.

૩

મને નવાઇ જેવું લાગે છે કે ક્યાં લાઠીનિવાસી રાજ્ય-ખટપટની જાળમાં ગુંચાયેલા કીડો સુરસિંહ અને ક્યાં નડીયાદવાસી સરસ્વતીના ભક્ત આપ ? નથી એક ક્ષણનો મિલાપ થયો અથવા નથી ચારે નયન મળ્યાં, છતાં હૃદયનું આવું ઉઘડવું ! પરિચય વિના પણ પ્રગલ્ભ ! આ મ્હારૂં હૃદય તેનું રહસ્ય બેશરમું બની ઉઘાડું કરે છે, છતાં મનનો કોઈ ભાગ તેને વારતો નથી ! આવા કુટિલ રાજ્યમાં ઉછરેલું મન આવું વિશ્વાસુ બને ! "ઘોઘાનો વર ને લંકાની લાડી !" એવું આ નથી લાગતું ? મને તો અચંબો પેદા થાય છે !

મ્હારી જન્મથી આજસુધીની અથઇતિ સ્થિતિ લખવા બેસતાં ઘણું લાંબું થાય તેવું છે; પરંતુ જે જે પ્રસંગો વીત્યા છે તેણે મને કાંઈક દિલગીર અને રાજ્ય તેમ જ દુનિયા તરફ બેદરકાર કર્યો છે. મેં પાપ નથી કર્યું છતાં હું સુખી નથી-અર્થાત્ વ્યવહાર ઉપર મને કંટાળો આવે છે અને દિલ જંગલમાં જવા ઉશ્કેરે છે. થોડી વારે વિચાર કરૂં છું કે "રાજા પ્રજાની માફક સ્વતંત્ર છે ?" જો હોઈ શકે તો ટુંકી આયુષ વિદ્યામાં પ્રવૃત્ત થઈ ગાળી નાખવી અને તેથી આત્માને કાંઈક ઉન્નતિ આપવી. આમ કરવામાં કાંઇક સ્વાર્થબુદ્ધિ નજરે પડે છે અને ક્ષણ "જનક વિદેહી" થવા યત્ન કરૂં છું, જેથી દુનિયામાં રહી દુનિયાથી દૂર રહું. ઉડુગણ સૂર્ય ન બની શકે, તેમ મ્હારાથી તેમ થતું નથી અને હું પોતાને હસું છું. અમુક વિષયનો સંસ્કાર જન્મથી

જ મળેલો હોય છે એમ મને લાગે છે; નહિ તો રાજ્યના વૈભવ ઉપર મને શા માટે આવો પ્રબળ ધિક્કાર હોવો જોઇએ? આવી અરુચિને લીધે જ સુખની ઇચ્છાથી મ્હારી પ્રજા જેણે મ્હારૂં ભરણુપોષણુ કર્યું તેને છોડી જતું રહેવું તે ધર્મ નહિ અને સ્વાર્થબુદ્ધિ જ. રાજા થવું તો બરાબર થવું; પણુ જે વિષય પર આટલી અરુચિ તેમાં બરાબર કેમ પ્રવૃત્ત થવાય? ચિતારો લુહાર કેમ બની શકે? ઇતિહાસ તરફ નજર કરતાં, રાજ્ય છોડી જનારા કેટલાક ઘણા મોટા થઇ ગયા છે; પણુ ધર્મ તરફ દૃષ્ટિ કરતાં તે અયોગ્ય છે અને વિશુદ્ધિથી ઉલટું છે. હું મારી પ્રજાનો જ. આ હાડચામડીના તે ધણી. હું ચાકર નથી પણુ ગુલામ છું. જ્યાં સુધી મ્હારી જગ્યાએ બીજો કોઇ રાજા–યોગ્ય રાજા આવે ત્યાં સુધી ફરજથી શું કરવું તે મને સુઝતું નથી. આ જ લોમ–વિલોમથી ગાદી મેળ-વવા હું સર્વની માફક યત્ન કરતો નથી અને નિરાકરણુ ન થાય ત્યાં સુધી લગામ હાથમાં ન લેવી એ મ્હારો નિશ્ચય છે. આપ કાંઇ માર્ગ કાઢશો એવી આશાથી મ્હારા આ વિચાર આપને વિદિત કરૂં છું.

"પ્રેમી પહાડ પાણો છે" તે શા માટે? મારૂં મન કહે છે તે ન લખતાં કાંઇ બીજું જ મેં લખ્યું છે. જે લખ્યું તેને આ વાક્ય સાથે કાંઇ સંબંધ તો છે જ. આવા કંટાળેલા માણુસને પ્રેમી તરફથી પણુ સંતોષ ન હોય તો તે બીજું શું કહે? જેના જેના પ્રસંગમાં હું આવ્યો છું તે જ મારી દુનિયા. આ દુનિયાથી હું જુદે માર્ગે જનારો છું, તેથી મને જોઇએ તેવું સ્નેહી હજુ લાધ્યું નથી. પત્ની,

જે મારી મિત્ર છે તેને ઉચિત કરવા યત્ન કરૂં છું ; પણ ત્યાં મેળ મળતો નથી . ન જ મળે. સ્નેહ જ નથી એમ મ્હારૂં કહેવું નથી , પણ એક જ વિચાર , એક જ મત , એક જ માર્ગ , તે બની શકે તેવું નથી . એકને રાજ્ય , વૈભવ , લક્ષ્મી , સત્તા વગેરેનો લોભ , તો બીજાને તેમાંનું કશું નહીં ! બીજા રાજાઓ અને કેટલાક ગૃહસ્થો કરતાં હું સુખી છું તેમાં તો કાંઇ શંકા જ નહિ . પણ જે મ્હારી ઉમેદ તે બર આવતી નથી . આ જ મને કહેવરાવે છે કે " પ્રેમી પહાડ પાણો છે, લાડુ લાકડાનો સ્નેહ....હૃદય મ્હારૂં... કુદે બાઝે, પડે પાછું-" વગેરે . વિશેષ શું કહું ? આપ સર્વે સમજી ગયા છો . આવા મ્હોટા અવિનયને માટે મને ક્ષમા કરશો .

આ પત્ર આપ જ વાંચશો અને વાંચીને અથવા ઉત્તર લખીને ફાડી નાખશો અથવા બીજાને હાથ ન જાય તેમ રાખશો ; કેમકે બધા જ મ્હારૂં આવું ગાંડું વાંચીને અનુકમ્પા નહિ લાવે ; પણ કેટલાક તો હસશે . આ પત્ર મ્હારાં આંસુ છે , અને સાથે જ બીજા પત્રમાં લખેલું " અશ્રુસ્થાન " આપ વાંચશો અને યોગ્ય લાગે તો ભલે " સુદર્શન "માં પ્રસિદ્ધ થાય .

લિ. હું આપનો જ **સુરસિંહ.**

૪

આપ કહો છો તે વાજબી છે કે જંગલમાં જઇ રહેવું એ સ્વાર્થ , અને મેં પણ તે જ લખ્યું હતું . હું દુનિયા છોડી ભાગી જવા ઇચ્છતો નથી પણ માત્ર વિદ્યાનો સંગ કરી તેથી દુનિયાને લાભ આપવો એ મ્હારી ઇચ્છા છે .

વેપાર કરી , હુન્નર કરી , ખેતી કરી તેમ જ વિદ્યાથી પણ દેશને અને દુનિયાને લાભ આપી શકાય છે. જે જેને રુચે તે તે ધંધામાં પ્રવૃત્ત થાય. લેખક કરતાં રાજાનો ધંધો શા માટે સારો ? સુતારે સુતારનું જ કામ કરવું એવો નિયમ શા માટે જોઇયે ? તો રાજ્યને પણ તે જ ધારો ન લાગુ પડાય ?

હું મ્હારી પ્રજાનો પ્રેમ જાણું છું અને તેમના તરફ નજર કરી તેઓને છોડવા વિચાર કરૂં છું ત્યારે રડું છું. જ્યારેં રાજ્યખટપટ તરફ જોઉં છું ત્યારે સ્વાર્થી મન “ લાઠીશુભેચ્છક ”ની પદવી છોડી દઇ “ દેશશુભેચ્છક ” થવા પ્રેરે છે. લાઠીના રાજા તરીકે પરાક્રમ કરવું એ અરુચિથી છે , દેશહિત માટે માથું દેવું એ ઉત્સાહથી છે. આ રાજ્યમાં રહી કામ કરવું એ કંટાળો આપે છે. દેશમાં રહી દેશનું કામ કરવું એ આનંદ આપે છે ; લાઠીની હાલત.વિચારતાં પણ દયા આવે છે , અને દેશની હાલત વિચારતાં પણ દયા આવે છે. હું લાઠીનો થાઉં કે દેશનો થાઉં ? લાઠીનો થાઉં તો પણ દેશનો થાઉં છું. અર્થાત્ લાઠીનું ભલું કરવું તેમાં પણ દેશનું હિત સચવાય છે. અને દેશનો થાઉં તોપણ લાઠીનો જ છું; કેમકે તેમ કરતાં જો દેશ સારો થાય તો દેશમાં રહેલું લાઠી પણ સારૂં થાય જ. આમ તુલના કરતાં બન્ને કામ સારાં છે. માત્ર “ ગુલામગિરી ”, “ સ્વતંત્રતા ”, “ રુચિ ” અને “ અરુચિ ” એ જ બે કાર્યમાં તફાવત પાડે છે અને તે તફાવત મ્હોટો છે. ✓

× × × ×

કોઇ વખત વિચારના ફેરફાર "પ્રેમી પહ્લાડ પાણો છે" એ વાક્ય મને લખાવે છે. જેને હું "સ્નેહી"ની વ્યાખ્યા આપુ છું તેને અને આ મ્હારા સ્નેહીને ઘણું છેટું છે.

૫

મેં જે બનાવો આપને લખ્યા છે તેવા અને તેથી પણ વધારે ઘણા ઘણા ગુજરતા હશે તેથી શું થયું ? આથી ડરવાનું તો નથી જ એ તો હું પણ કબૂલ કરૂં છું. હું ડરતો પણ નથી, પણ મ્હારી આસપાસ આવી જ દુનિયા જોઉં છું અને તેથી તોબાહ તોબાહ પોકારૂં છું. કંટાળી ગયો છું. વડવાના હાથબળે મેળવેલી રાજ્યગાદી કરતાં મ્હારા પોતાના બળથી મેળવેલી વિદ્યા હજાર દરજ્જે ઉત્તમ અને સુબળ તેમ જ પરમાર્થ થશે તેવી ગણું છું.

૬

મ્હારે સ્વાતંત્ર્ય જોઈએ છીએ તો Smile's Dutyનું એક વાકય આપનો બોધ મને યાદ લાવે છે :–" He is the freeman whom the Truth makes free and all are slaves besides." સ્વતંત્રતા મ્હારી ફરજમાં જ છે.

આપનો હું કેટલો આભાર માનું ? હું આજ તો રવાના થઇ ગયો હોત. મ્હારો મિત્ર–મ્હારી પત્ની–લીમડી ઠાકોર સાહેબનાં રેહાવાળાં રાણી જે તેનાં ફઇબા થાય અને જે મને પોતાનો પુત્ર જ ગણે છે, એ બધાં મને સમજાવવા લાગ્યાં, પણ પર્યેષક કારણોથી તો સૌએ મ્હારા વિચાર મંજુર રાખ્યા. આવું સાહસ સ્નેહીના ગળે કેમ ઉતરે ! તેઓ આડાં પડયાં અને ધોકો ચલવી મને રોકી

પાડયો ; તોપણ ચાર પાંચ માસમાં હું મારૂં ધાર્યું જ કરત કેમકે મારે રોકાવું પડયું હતું, મન માન્યું ન હતું. મને કોઇએ સમજાવ્યો નહોતો, આપે મને સમજાવ્યો. મ્હારો જ ધર્મ મને બતાવ્યો. હવે કદી રાજ્ય છોડવાનો વિચાર હું કરી શકીશ નહિ. આ પ્રજાનો જ હું અને તેઓ મ્હારા. ખટપટથી આ દેહનો અંત આવશે, તોપણ છેલ્લાં ડચકાં સુધી મ્હારાથી બનશે તેટલું તેઓનું કલ્યાણ હું કરીશ. મ્હારો પુત્ર મ્હારાથી સારો બનશે અને યોગ્ય ઉમરનો થશે ત્યારે પ્રજાનાં કાંડાં તેને સોંપી હું આ શરીર માત્ર દેશહિતમાં ગાળીશ. જુવાનીયાની કેવી તૃષ્ણા ?! કાલની કોને ખબર છે ? આ તૃષ્ણા ભલે હો, તેમાં પાપ નથી. "ઈશ્વરભક્તિ" કેમ કરવી ? દુનિયાના પ્રપંચમાં જ – ચોવીસે કલાક ભર્યા જ રહેવું ? મૂર્ત્તિ લઈ તેનું ચંદન-પુષ્પાદિ ક્રિયા વડે પૂજન કરવું, એ મને બરાબર લાગતું નથી. એક જડ વસ્તુ પ્રત્યે આસ્થારહિત તેવી ક્રિયા શું ફલદાયી ? આવી પૂજા નકામી છે તેમ હું કહેતો નથી ; પણ મને તેમાં **રસ** લાગતો નથી. મેં "સિદ્ધાંતસાર"નું મનન બરાબર કર્યું છે, પણ તેમાંથી તો મને "**પ્રેમ**" અને "સપ્રેમ પ્રવૃત્તિ"–સર્વનું ભલું ઈચ્છવું અને યથાશક્તિ ભલું કરવું એ જ મુખ્ય "**ધર્મ**" જડયો છે.

દુનિયા મને નાસ્તિક જેવો દેખે અને તેથી મ્હારી પ્રજા બાબત ફર્યાદ તેમ જ રૈયતના મનમાં નાસ્તિકતા ઉત્પન્ન થાય એવા ભયથી સ્નાન બાદ આશરે અર્ધો કલાક એક ઓરડામાં બેસી મહાભારત વાંચું છું. આને હું "પૂજા" કહું છું.

આપ "ગુરુ" શબ્દને પસંદ કરતા નથી અને "સ્નેહી" શબ્દ સ્વીકારો છો પણ આપને યોગ્ય નામ તો મ્હારૂં મન "સ્નેહી ગુરુ" આપે છે; તોપણ સ્નેહભાવના પ્રધાન રહે છે, અને ગુરુભાવના ગૌણ રહે છે. એ કુદરતી વલણ જ આપના વિચારની શ્રેષ્ઠતા સ્થાપે છે.

૭

તા. ૧નું આપનું પત્ર મળ્યું, જેથી શાન્ત તો થયો જ હતો પણ વિશેષ શાન્ત થયો અને જંગલ–એકાન્ત નામના જ દેશહિત તરફ મૃગજલને જલ જાણી આ હૃદયમૃગ સ્વવિનાશથી અજાણ્યું દોડતું હતું, તેને એકદમ જોર કરી, વાળી, આપે બતાવેલે માર્ગે દોર્યું છે. હવે તે મરે, બળે કે ચીરાય તોપણ તે જ માર્ગમાં તેને સંતોષ છે. દયાધર્મ તેમ જ દેશ તો શું પણ બ્રહ્માંડહિત પણ પ્રથમ તો ઘરથી જ શરૂ થાય છે અને આપ લખો છો તેમ જ ઘર પછી પ્રાંત, પ્રાંત પછી ઇલાકો, ઇલાકા પછી દેશ અને પછી દુનિયા અને છેવટે બ્રહ્માંડ સુધી વિસ્તાર પામે છે. આ સર્વનું મૂળ કર્તવ્યતા જ. મને ગમે તે દુઃખ આવી પડશે, પણ તે દુઃખ જ નથી. માત્ર માગું છું એટલું જ કે "ભલું કરૂં" એ વિચાર ઈશ્વર મ્હારો રાખે.

પણ હવે તો મ્હારે "મંડયા રહેવાનું છે." આ રાજ્યમાં તેમ જ પ્રેમરાજ્યમાં. લાઠીરાજ્યમાં મ્હારી કામગીરી અજમાવવા હું સ્વતંત્ર છું પણ પ્રેમરાજ્યમાં પરતંત્ર છું.

શું મ્હારૂં જ્ઞાન? શી મ્હારી વય? શો મ્હારો અભ્યાસ? આ બધું વિચારતાં તો હું હજી રાજા થવાને

યોગ્ય નથી, પણ કામ કામને શિખવે છે. પ્રવૃત્ત થયા પહેલાં પારંગત કેમ થવાય? હું પ્રયાસ કરીશ છતાં જો અડચણ આવશે, તો આપની મદદ માગીશ. છેલ્લે હું આપને ખાત્રીથી કહું છું કે હવે મ્હારા બધા ઉધામા બેસી ગયા છે. મ્હારો **ધર્મ** આપે મને સમજાવ્યો છે. ઈશ્વર પાસે હવે માગું કે આપણો સ્નેહ આયુષ્ય લગી ચાલો.

૮

હું "**મેહેર**બાન ઠાકોર **સાહેબ**" અને આપ "ગરીબ ઘરબારી" એવાં ઉપમાન "સ્નેહ" "પ્રેમ"માં હોઇ જ શકે નહીં. હું અને બધા ઠાકોરો, અને ઠાકોર **સાહેબો** "ગોરા" અધિકારીઓને "સલામ" કરવા જઈએ છીએ–જવું પડે છે–તો આપ જેવા પરદેશી દેશ–હિતેચ્છુને "દંડવત્ પ્રણામ" કરવા આવીએ તોપણ ઘટીત જ છે અને હું તો આપ સ્નેહીને "ભેટવા" આવું એમાં. આનંદ – અતિ આનંદ જ છે.

૯

કદરદાન સ્નેહીનું સુખ હું પ્રથમ જ અનુભવું છું. ઈશ્વર આપ જેવાને આબાદ રાખે. હઠયોગ અથવા સિદ્ધિઓની લાલચ પર તો મને પણ આપ જેવો જ તિરસ્કાર છે. પરીક્ષા કર્યા વિના કોઇનું ન માનવું એ તો હું સિદ્ધાંત જ રાખીશ.

૧૦

"કૉલેજ" એ શબ્દ બહુ મોટો લાગે છે. તે "રાજકુમાર કૉલેજ" માં મેં અભ્યાસ કર્યો છે. આ કૉલેજમાં બહુ જ થોડું શિખવવામાં આવે છે. આ કૉલેજ-

માંના શ્રેષ્ટ કુમારનું જ્ઞાન માત્ર પાંચમા ધોરણ સુધીનું કહેવાય ! બક્લસ હિસ્ટરી ઓફ સિવિલિઝેશન વાંચવા શરૂ કીધું પણ બહુ મુશ્કેલ પડવાથી પહેલું પુસ્તક અર્ધું વાંચી મૂકી દીધું.

૧૧

મ્હારા મનમાં બીજી શંકા એ છે કે મોક્ષ અનુભવનાર આત્માને કશી પ્રવૃત્તિ છે કે નહિ ? કેટલાએક મોક્ષ એટલે પૂર્ણ નિવૃત્તિ – પ્રવૃત્તિનો તદ્દન અભાવ એમ કહે છે – દ્વંદ્વાતીતતા – ત્રિગુણ રહિતપણું આદિ તો છે જ એમ હું માનું છું. પણ મ્હારૂં માનવું એવું છે કે મોક્ષસ્થિતિ અનુભવનાર આત્મા પણ પ્રવૃત્ત જ છે. બ્રહ્માંડમાં એકે પદાર્થ સ્થિર – ગતિ રહિત નથી. જે પદાર્થ અગાડી ન વધે, ઉંચો ન ચડે, તે પછાડી જાય, નીચો પડે, પણ સ્થિર તો રહી શકે જ નહીં. મ્હારો સિદ્ધાંત એવો છે કે મોક્ષ એ મનની પૂર્ણ નિવૃત્તિ – ક્લેશનો અભાવ અને પૂર્ણ પ્રેમ – અદ્વૈતપ્રેમ – અભેદ – પ્રેમમય પ્રવૃત્તિ. આ બે મતમાં કયો સાચો છે તે લખશો.

૧૨

આર્યાવર્તનો પ્રવાસ કરવા જ્યારે હું ગયો હતો ત્યારે મેં કાશ્મીરનું વર્ણન એક પત્રના રૂપમાં લખ્યું હતું. વિચાર અને શૈલી આપ સુધારી મને ઉપકૃત કરશો. આપ ઉપોદ્‌ઘાત લખી આપશો તો આ ન્હાના પુસ્તકને ઘટિતથી વિશેષ માન મળશે. આવા ટાયલામાં આપની કલમનો ઉપયોગ આપને યોગ્ય લાગે તો જ કરશો.



નામદાર ઠાકોર સાહેબશ્રી પ્રહ્લાદસિંહજી સાહેબ સં. લાઠી.

## ૧૩

સરકાર તેની ઇચ્છાનો એકાદ માણસ મોકલે છે અને તેના સારા અથવા બુરા વિચાર પર અમારા ભવિષ્યનો થોડો ઘણો આધાર રહે છે. આવા અમલદારો ખુશામતીઆથી જ વેષ્ઠિત હોવાથી ખુશામદ ન કરનાર તેઓને કાંટા જેવા લાગે છે.

## ૧૪

પત્ર, સુધારેલું પુસ્તક અને પ્રસ્તાવના મને મળ્યાં. પુસ્તક સુધારવામાં આપને ખરેખર કંટાળો આવ્યો હશે. તેને માટે ક્ષમા કરશો. મિલકતનો ઉપયોગ સારો થાય તો જ સારૂં. આ પણ જળવાય.

"વિલ" નો સારો ઉપયોગ થાય તો આવી હાનિ થાય નહીં. તેને પુસ્તકના રૂપમાં છપાવવામાં વ્યય સંબંધી વાંધો પણ કદાપિ આપના મનમાં હોય તો તે દૂર કરશો. એ પુસ્તક છપાવતાં જે કાંઈ ખર્ચ થશે, તે બધું હું ઘણી જ ખુશીથી આપીશ. આપનું અમેરિકા જવાનું તે જ કારણથી બંધ રહ્યું અને તેથી આપની પૈસા સંબંધી સ્થિતિ હું કાંઈક જાણી શક્યો છું. તેથી હું આપને આ વિનંતિ કરૂં છું.

## ૧૫

"વિલ" અને "પુસ્તક" માટે આપે જે લખ્યું તે બરાબર છે. તેથી મને સંતોષ થયો છે.

## ૧૬

દુનિયાનાં પાપ જોઇ થોડા વખત પહેલાં મારા મનમાં ત્રાસ આવતો અને તેથી કંટાળી જઈ નાસી જવાનું મન

થતું. આપના સંયોગથી, પત્રોથી, શિખામણથી અને મ્હારે આ લોકમાં જ – આ દુનિયામાં જ રહી મ્હારૂં કામ કરવું છે, આવા દૃઢ વિચારથી હવે મને દુષ્ટ લોકો પર પણ પહેલાં જેટલો તિરસ્કાર નથી આવતો, પણ દયા આવે છે. ઇંગ્રેજી ગદ્યમાં હાલ "એડવાન્ચર્સ ઓફ ટેલીમેકસ" વાંચું છું. આ પુસ્તક ખાસ રાજાઓને માટે જ બનેલું છે અને ઘણું સારૂં છે. ગુજરાતી વાચનમાં ધીમે ધીમે મહાભારત વાંચું છું. બે કલાક "શેલી", બે કલાક કાયદા; એક કલાક "ટેલીમેકસ" અને એક કલાક "મહાભારત" આ પ્રમાણે વખત નીમેલો છે.

૧૭

આપનું કૃપાપત્ર મળ્યું. આપે આપેલી સૂચના મ્હારા હૃદયથી દૂર થશે નહિ. જગતમાં છતાં જગતના ન થવું. વિદેહી બનવું અને લોકૈષણાથી દુર રહેવું, એ અતિ કઠિન છે. પણ હું મ્હારા આત્માને બચાવી શકીશ.

૧૮

મારૂં શુભ એ આપનું જ શુભ સમજી મારા જેવા પર આપ આટલી મમતા રાખો છો, એથી મારા દિલમાં ઉપકારનાં અશ્રુ ઉભરાઇ આવે છે. આ દુનિયામાં કાંઇ પણ આપમતલબ વિના માણસ માણસ પર પ્રેમ રાખતાં બહુ જ થોડાં દેખાય છે. દુનિયામાં સૌથી કડવું મને આ જ લાગે છે. આ જ વિચારથી હું દુનિયાથી દૂર જવા ઇચ્છા રાખતો હતો. મારા પ્રેમને આપમાં એક જોઇએ તેવો – તેથી પણ ઉત્તમ આલંબ મળ્યો. આપથી જ હું મ્હારો ધર્મ

સમજયો. જે કાંઈ સારૂં હું કરીશ તે આપથી જ. આવા આપણા સંબંધમાં આપ જે દીક્ષા દેશો તે કડવી લાગશે તેવી કલ્પના પણ શા માટે કરો છો? આપ કટુ કહેશો તે બધું મીઠું લાગશે. રાજાને આવું કટુ કહેનારા મળે એ કાંઇ તેનાં ઓછાં સદ્‌ભાગ્ય નથી. મને ઉપદેશ આપતાં આપ કૃપા કરી રજ પણ અચકાશો નહિં. આ સુરસિંહને આપનો જ માનશો.

૧૯

મ્હારા વ્હાલા,

આપ કયાં છો? સુખી છો? પત્ર નથી! સુદર્શન હજુ આવ્યું નથી? શરીર સારૂં હશે. નડીયાદ પાછા ગયા હશો, એવું અનુમાન કરી કાગળ ત્યાં મોકલું છું.

૨૦

'મ્હારા હૃદયની ઉંડી ઉંડી વાતો આપ પાસે ઉઘાડી નાખતી વખતે મને રજ પણ શરમ થઈ નથી.

૨૧

એજન્સીના માણસોને નોકરીમાં દાખલ કર્યાં પહેલાં બહુ વિચાર કરવા આપ લખો છો તે હું ધ્યાનમાં રાખીશ. એ માણસોમાં કાંઇ એવું છે જે મને કદિ ગમતું નથી. નઠારે માર્ગે હમેશાં સત્તા વાપરવાની ટેવથી તેઓના ચહેરા ઉપર જ મગરૂરીની એવી છાપ બેસી ગયેલી હું જોઉં છું કે તેઓથી હું બને તેટલું દૂર રહું છું અને રહીશ.

૨૨

માત્ર મારા મનમાં " હવે થોડા જ વખતમાં મોટો બોજો મ્હારે શિર આવી પડશે ," એ વિચાર ગુંચવાયા કરે છે . હું કયો માર્ગ લઈશ, શું કરીશ , મારી શુભ ઇચ્છાઓ કેમ અમલમાં આવે , એ બધી વિચારપરંપરા કયારેક કયારેક મારા મનમાં આવે છે . જો કે તે દુઃખ – તે વનમાં જવાની ઇચ્છા હવે મને હેરાન કરતાં નથી , તોપણુ મને લાગે છે કે હજુ મારામાં ઘણી નબળાઇ છે . "દંડ–શિક્ષા" એ મને બહુ ખેદ આપે છે . એક માણુસને છ વર્ષની કેદ આપવી એમ કરતાં મને ત્રાસ આવી જાય છે . " શું આ ગુન્હેગાર આટલી શિક્ષા વિના ન સુધરે ? થોડી શિક્ષા મનુષ્ય-જાતિ માટે બસ નથી ?" એ વિચારો જ મારા ખેદનું કારણુ છે . પછી વળી આવા વિચારો આવે છે :–" આ દયા મારામાં થોડો વખત જ રહેશે , તે છોડવી મને ગમતી નથી . ફાંસી આપનારને પ્હેલી વખત તે કામ કરતાં લાગશે તેથી બીજી વખત ઓછું લાગશે અને આખરે આવી દરેક લાગણી બુઠી થઇ જશે . એમ જ મારૂં પણુ થશે ? ફાંસી આપનાર પણુ પોતાની ફરજથી કરે છે તોપણુ તેને કુદરત શિક્ષા કરે છે . કોમળ લાગણીઓનો નાશ થવો , માણુસ પરની દયા જતી રહેવી , એ કાંઈ ઓછી શિક્ષા છે ? કુદરતની આ શિક્ષા મને પણુ થશે . હું પછી એકલો બેસી કેમ રહી શકીશ ? મ્હારા આ વ્હાલાં આંસુ હવે મારાથી દૂર જશે . હું ઘણાંનું ભલું કરી શકીશ , પણુ મારૂં હૃદય કઠિન થઈ જવાથી હું તે ભલું કરતાં મને જે સંતોષ થવો જોઇએ અને થશે તેનો ખરો ભોક્તા નહીં થઈ શકું . શું રાજાઓ માટે આવું જ

નિર્માયલું છે ? આ વિચારો મને કેમ દુઃખ ન આપે ? બીજી તરફ "હું રાજ્ય માટે લાયક છું કે નહિ ?" એ તો મારા મનમાં હજુ શંકા – મ્હોટી શંકા છે જ. "કોમળ હૃદય એક પાસા પુષ્પ જેવું અને બીજી પાસા વજ્ર જેવું હોવું જોઇએ," એ આપનો વિચાર બરાબર છે, પણ એ તો પોતાના "પ્રિન્સિપલ્સ" આગ્રહપૂર્વક જાળવી રાખવામાં હશે. આ મારા વિચારો – મારાં દુઃખો મટાડવામાં તે આપનો વિચાર કેમ ઉપયોગી થાય ?

૨૩

"ગુનેહગારને શિક્ષા કરવાની છે, નિર્દોષને નહિ," એ ઠીક વિચાર છે, પણ તેમાં કેટલાક નિર્દોષ માર્યા જાય છે. પ્રજાનો વિચાર કરીએ તો તે પણ અભણ છે. તેને માટે પણ બધું જ રાજાએ કરવાનું છે. આ કામ કેટલું મુશ્કેલ છે ?

૨૪

આપે મને કર્ત્તવ્ય અને દેહદંડ વગેરેનો સંબંધ સમજાવ્યો. ઓહ ! અત્યારે મને એક વર્ષ પ્હેલાંની મારા મનની સ્થિતિ સાંભરે છે. કેટલું દુઃખ ? કેટલી મુંઝવણ ? એ બધા પડદા આપ ચીરી મને અજવાળા પાસે લઈ ગયા એ કેટલું બધુ હું શું લખું ? આપ લાંબું જીવો અને આવા બચ્ચા ઉપર આવા જ ઉપકાર કરતા રહો.

૨૫

માણુસ સારાં – જોઇએ તેવાં-ગાયકવાડ સરકાર જેવાને ન મળી શકયાં તો મારા જેવો ખંડીઓ શી આશા રાખે ?

ઇતિહાસમાં પણ એ જ નિરાશા છે. અકબર પછી પૂરાં યોગ્ય માણસો કોઇને મળ્યાં નથી. મોટી મોટી આશા રાખું અને શેખચલ્લી જેવા મોટા મોટા વિચારો કરૂં, પણ તે ક્યાં પૂરા થાય? આશાનો ન્હાનો સરખો ભાગ પણ સફળ થશે તેની ખાતરી નથી તો આવી દુનિયામાં શું બની શકે? જન્મવું, જીવવું અને મરી જવું! આશાઓ રાખવી અને કાંઈ જ પાયો ન મળે એ પણ કેવી દુઃખપરંપરા? પ્રેમ, સત્તા અને દંડ એ ત્રણે જુદી જુદી દિશાએ ચાલનારાં તત્ત્વો સાથે વાળી રાખવાં એ કેટલી મુસીબત? પણ આવી પડયું એ ઉપાડવું – છુટકો નથી. હવે તો હોંશ પણ બહુ છે–મ્હારાંને સુખી કરવાની; પરંતુ આપ લખો છો એ બહુ મુશ્કેલ છે.

## ૨૬

ગીતાની પ્રસ્તાવના મેં વાંચી. તે પુસ્તકનો હું અભ્યાસ કરીશ. તેને માટે શું લખું?

કોઇ ભરવાડ મ્હેલ જોઇ “ અહા! બહુ સારો છે ” એવો ઉદ્ગાર કાઢે તેટલુંજ આપનું પુસ્તક વાંચી હું કહી શકું.

## ૨૭

વ્હાલા હૃદયના દેવ,

આપના પત્રો મને ન મળતા હોત તો મારી શી સ્થિતિ હોત? હું કાંઇ જ કહી શકું તેમ નથી. અરેરે! રાજાઓના હાથપગ સરકારે સજજડ બાંધી લીધા છે એવું મને લાગે છે અને બહુ લાગે છે. હંમેશનું કામ પૂરૂં કરવું

એટલું જ કરી શકાય અને કાંઇક તેથી વિશેષ બની શકે પણ ધાર્યું બની શકે એ તો કદિ થવાનું નથી. યત્ન શું કરવું? કઈ દિશાએ કરવું? હું બહુ કરૂં તો સારો ઇન્સાફ આપી શકું અને વેપારીની પેઠે જીનીંગ કે પ્રેસ કે એવું કાંઈક ઉઘાડી લોકોને રોજી આપી શકું. ગામનો વેપાર વધારી શકું, જમીન સુધારી શકું, લોકોને વિદ્યા મેળવવામાં થોડી ઘણી મદદ કરી શકું. એથી વધારે તો કાંઈ જ બની શકે નહિ. હું મારી પ્રજાને વૉલન્ટીઅર્સ કે પોલિટિશિયન્સ કરી શકું નહિ. મેં લખ્યું તેટલું પણ ક્યાં બની શકે છે? એટલું કરૂં તો મેં ઘણું જ કર્યું એમ માની સંતોષ માનવાનો છે; પણ એ સંતોષ હજુ તો મને મળ્યો નથી. હું મને પસંદ ન હોય એવા કામદારને પણ બદલી ન શકું. હજુ મેનેજમેન્ટ લાંબું રાખ્યું હોત તો મને વધારે સંતોષ રહેત. કામ તો હાલ કરૂં છું. પ્રવૃત્તિ ઘણી છે પણ મારા કામદારને સમજાવતાં હું થાકી જાઉં છું. 'આપને શું લખું? રાજાઓ બિચારા કાંઈ નથી કરતા તેને માટે તેઓ ઠપકાને પાત્ર નથી પણ દયાને પાત્ર છે. હાલ બે વર્ષ તો આમ જ કાઢવાં અને બની શકે તેટલો પુસ્તકોમાંથી આનંદ લેવો એવું મેં તો નક્કી કર્યું છે. હવે થોડા દિવસમાં એક શાસ્ત્રી રાખી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરીશ. હાલ કવિતાનો અભ્યાસ જારી છે. હમણાં આર્નોલ્ડનું "લાઇટ ઑફ એશિયા" પૂરૂં કર્યુ છે. હવે "ઝૅનોની" શરૂ કરીશ અને સાથે વર્ડ્સવર્થ વાંચતો જઈશ. સવારમાં હમેશાં રાજ્યનું કામ કરૂં છું અને ત્રણથી સાડાપાંચ સુધી વાંચું છું. આ પ્રમાણે દિવસ ગાળું છું.

૨૮

હું લખીશ ( પત્ર ) તેમાં મને જ ફાયદો છે કેમકે આપનું એક પત્ર , આપના અક્ષરનાં દર્શન એ જ મને આ દુનિયાની સપાટીથી ઉપર રાખવાનું એક મ્હોટું સાધન છે .

૨૯

આ રાજ્યના કામમાં મને ધીમે ધીમે આનંદ આવવા લાગ્યો છે. તે પ્રવૃત્તિમાં , શિક્ષામાં – દંડમાં પણ પ્રેમભાવના જોતાં શીખું છું . "ઝૅનોની" એ મને બહુ લાભ આપ્યો છે . એ પુસ્તક હજુ એક વખત વાંચી જઇશ .

૩૦

રા. રા. પ્રહલાદજીભાઈ,

આપનું પત્ર મળ્યું . મણિભાઇ માટે આપે જે લખ્યું તે આ રાજ્યના કલ્યાણાર્થે બરાબર છે ; પરંતુ તેમાં એક બહુ મ્હોટો વાંધો મને લાગે છે . એમના તરફ મારી એટલી ભક્તિ છે કે એમના ઉપરિ તરીકે તો શું પણ એમના મિત્ર તરીકે પણ એમની સાથે રહી કાંઇ કામ કરી શકું નહિ . એમના હૃદયે, એમના આત્માએ , મારા ઉપર એવું કાંઇ જાદુ કર્યું છે કે એમની હાજરીમાં હું બોલી પણ ન શકું . વળી એમના આવા સ્વતંત્ર આત્માને એક કાઠીયાવાડી રાજ્યમાં નાખવું એ મને પાપ જેવું લાગે છે. કયાં મણિભાઈ અને કયાં કાઠીયાવાડનું બિચારૂં ચારે તરફથી ઉપરિ સત્તાઓથી દબાએલું એક રાજ્ય ! મ્હારાથી બની શકે તો હું એમને નિર્વાહની ઉપાધિ ટળી જાય એવા બનાવી માત્ર દેશહિતને માટે લખવાને જ રાખું અને એમની ભક્તિમાં આ જીંદગી પુરી કરૂં . મારૂં શું કહેવાનું છે તે આપ હવે બરાબર

સમજી શક્યા હશો. રા. બાળાશંકરને રૂ. ૩૦૦ આપવાની કશી અડચણ નથી, પરંતુ તે થોડા સમય પછી હું આપી શકીશ.

૩૧

અનીતિથી મેળવેલા દ્રવ્યનો વ્યય પણ અનીતિમાં કરવો એ શા માટે? પણ ત્યારે **મહાભારત** જેવા ઉત્તમ પુસ્તકમાં આવી નીતિ કેમ પસંદ કરી છે? **રામ** જેવા નીતિવાન્ નરને પણ અનીતિ કરવી પડી છે! **ધર્મ** પણ બિચારો છુટી શક્યો નથી! સંસારમાં રહેવું તો સંસારી થવું. હું તો કાંઈ સમજતો નથી. બન્ને બાજુ તરફ સરખાં કારણો છે, તોપણ હું તો મ્હારો પક્ષ વધારે સબળ માનું છું. તોપણ આ બાબતમાં આપના મતની મને જરૂર છે.

૩૨

ખરૂં મળવું તો હવે જ બનશે. ગઈ વખત તો **દર્શનના** લાભ સિવાય બીજું બની શક્યું નથી; પણ એ લાભ પણ બહુ મ્હોટો હતો. ટુંકામાં એ લાભ મને આપે આપ્યો ત્યારથી આપે મને આપનો જ કરી લીધો છે.

સર્વદા આપનો

**સુરસિંહ.**

૩૩

રાજ્યનીતિ સંબંધે આપે જે લખ્યું તે મેં બહુ વાર વાંચ્યું; પણ **અર્જુનની** માફક હું "સંદેહ રહિત" થઇ શક્યો નહિ. **અર્જુને** યુદ્ધ કર્યું તેમાં હું નીતિ માનતો નથી. **જ્ઞાન–પૂર્ણ જ્ઞાન** આવો સંહાર કરવામાં કેમ હોય?

તેણે નિમિત્ત પણ થવું ઘટતું ન હતું. યુદ્ધ એ જેવી ફરજ હતી તે કરતાં આટલા બંધુઓનો વિનાશ એ બહુ મ્હોટું પાતક અને તેથી તેમ ન કરવું એ વધારે મ્હોટી ફરજ હતી. નીતિનો માર્ગ છોડવો તે રાજ્યના પણ અહિત કરતાં વધારે જોખમી છે; પરંતુ અર્જુન કરતાં કૃષ્ણ વધારે સમજતા હતા. તેમ જ મને માર્ગ આપનાર મારા કરતાં વિશેષ સમજે છે એમ માની હું નીતિનું એક પગલું નીચે ઉતરૂં છું.

૩૪

પ્રેમ અને ફરજ એક કરી દેવાં એ જ મનુષ્યજીવિતનું તાત્પર્ય છે; પણ જ્યાં નીતિ અને ફરજ – માનેલી ફરજ સામસામાં અથડાતાં હોય ત્યાં કેમ વર્ત્તવું એ ફરજ છે?

૩૫

મારાથી કાંઈ આપ માટે બની શકશે? જેમ અપ્રેરિત હિત કરવું એ મિત્રનો ધર્મ છે તેમ જ સંકટ સમયે મિત્રનો ઉપયોગ કરવો એ પણ મિત્રને ઘટે છે.

૩૬

હાલ રાજ્યને નિયમમાં મૂકવાની પ્રવૃત્તિમાં પડી ગયો છું. પ્હેલાં તો બજેટ હાથમાં લીધું છે. અહીંનું ખર્ચ એટલું બધું વધી ગયેલું છે કે તુર્તમાં તેની કાંઇ વ્યવસ્થા ન થાય તો રાજ્યને મોટી હાનિ થવા સંભવ છે.

૩૭

હાલ તો "અભેદોર્મિ"ની લ્હેરોમાં આનંદ લઉ છું. 'ઇમિટેશન ઑફ શંકર' વાંચું છું અને એમર્સનનો અભ્યાસ કરૂં છું. ઇમિટેશન આફ શંકર અને આપની

ગીતા સ્નાન કરી અર્ધ કલાક ધર્મ સંબંધી કંઇક હું વાંચું છું તે કાળમાં વાંચવાનું નક્કી કર્યું છે એટલે તે વારંવાર અને બહુ જ સ્વસ્થ મનથી વંચાશે.

૩૮

રાજ્યકાર્ય સરળ રીતે ચાલ્યું જાય છે. મ્હારાથી બની શકે તેવી સુધારણા વહીવટ ખાતામાં અને ન્યાય ખાતામાં કરતો જાઉં છું. અમુક સ્થિતિએ પહોંચી ત્યાં અટકવું જ પડશે એમ લાગે છે એટલે હવાઈ મહેલ બાંધી દુ:ખી થતો નથી.

૩૯

આપનું પત્ર મળ્યું. હરેક વાકયે વાકયે હું કાંઈ ન સહી શકું એવું મને લાગે છે. શા માટે એ સમજી શકાતું નથી. આપ જે નજરે મને જોતા એ ફરી ગઈ હશે કે શું થયું હશે, તેવી કંઇ કલ્પના આવે છે, અને વાંચતાં વાંચતાં દિલમાં શેરડા પડે છે. મ્હારૂં હૃદય મણિભાઇને પૂજતાં બંધ થયું એવું તો કદિ નથી બન્યું. "ઉપેક્ષા" અને "અસ્નેહ" એ આપ જોઈ શકયા હો તો ક્ષમા કરશો. મને બહુ લાગી આવે છે. "મળીને ય શું? આપની અને મ્હારી સ્થિતિ વચ્ચે બહુ અંતર છે. ઉપચાર, વિવેક અને જુદા થવું એ વિના બીજું શું? સ્નેહ અને હૃદયાર્દ્રતાનો વિનિમય એના વિષે શું કહી શકાય? અથવા એવી વાર્ત્તા વિવાદનો વિષય જ નથી."

આ વિચારનો જન્મ કયારે અને શાથી થયો? એવું આપને પૂછી શકું? શું મ્હારા છેલ્લા ત્રણ ચાર પત્રોની આવી

અસર થઇ ? માફ કરશો ; પણ અત્યારે શું લખવું એ સુજતું નથી. શું વિચારવું એ પણ સુજતું નથી. શું લખું ? બધો જ વિવેક ગણાશે તો ? ખરેખર આપ અહીં આવ્યા હતા ત્યારે તો આપ લખો છો તેમ જ થયું હતું; પણ શું કરૂં ? તે સમય આપનું મ્હોં જોવાથી જ મને સંતોષ થયો હતો. દુનિયાની પ્રવૃત્તિમાં વિશેષ કાંઈ જ ન કરી શકયો ! હવે તો લાગે છે કે કદાચ વિવેક પણ નહિ બની શકયો હોય ! ઉપચાર પણ નહિ બની શકયો હોય. એ પ્રવૃત્તિ પણ આપે જ ગળે વળગાડી છે. હું તો આજે જ સૌ છોડી દેવા તયાર છું, પણ એમાં પણ આપને ભૂલી ગયો એવું તો કદી નથી બન્યું. પણ 'મળીને ય શું કરવું ?' એવો અભાવ કયાંથી જન્મ્યો ? મ્હારૂં મગજ કાંઈ જ કામ કરતું નથી. આ પત્રો સિવાય આપને કાંઇ બીજું જ લાગ્યું હશે ! એમ હોય તો આવું શા માટે લખો છો ? શું હું આપને સાંભળીશ પણ નહિ એમ આપ માનતા હશો ? કરી શકાય કે નહિ એ તો ઈશ્વર જાણે. મને ફરીથી લાગે છે કે આ દુનિયામાં હું રહી શકીશ નહિ. મને હવે તો નબળું થવું જ પાછું ગમે છે. મને પણ લાગે છે કે "આપની અને મારી સ્થિતિ વચ્ચે બહુ અંતર છે." સમય એવો આવશે કે જ્યારે હું આપને પૂજતો જ હોઇશ ત્યારે આપ મને છોડી દેશો. આ વિચારવું મને ગમતું નથી. એમ વિચારવા જેવું કાંઇ કારણ નથી, અને છતાં એ વિચારથી દુઃખ થાય છે અને એ મને સાચું લાગે છે.

પણ મ્હારે તો કાંઈ જ નથી લખવું. આપને યોગ્ય

લાગે તે વિચારશો. હું શું લખું ? વગર કારણે ઉત્પન્ન થયેલી કલ્પનાઓ સિવાય કાંઇ જ લખવાનું નથી. આપના આ પત્રથી મને શું લાગે છે તે આપ જાણો તો મને ગાંડો કહેશો, પણ તેની મને દરકાર નથી. પણ એ લખવાથી કદાચ આપને ખેદ થશે. મ્હારૂં હૃદય ઘડવામાં આપ નિષ્ફળ થયા છો એમ હવે મને લાગે છે. આપ માત્ર પડ ચડાવી શકયા છો. પણ કાંઇ પણ સાધારણ ધક્કો લાગતાં આ હૃદય તો પહેલાં હતું તે જ સ્થિતિમાં આવી જાય છે અને ગમતું હતું ત્યાં ઘસડાઇ જવા ઇચ્છે છે. હવે હું આપનું પહેલું પત્ર વાંચું છું અને તેનાં કારણો બરાબર લાગે છે પણ તેથી જો કે હું મારી નબળાઇ જોઈ શકું છું પણ કાઢી શકતો નથી. આપના આ પત્રે ખરી વાત ખુલ્લી કરી આપી છે. હું માનતો હતો કે મારી નબળાઈ કેટલેક અંશે દૂર થઈ છે પણ તે હવે મને સાચું લાગતું નથી. પણ એ બધું શા માટે ? મને ઘણું લાગી આવ્યું છે. પણ તે બધું લખી નાખી શું કરૂં ? એ લાગણી આપના કાગળથી ઉત્પન્ન થઇ છે પણ કાગળ વાંચતાં – વિચારતાં એવી લાગણી થવાનું તેમાંથી કશું કારણ નીકળતું નથી.

માત્ર એટલી જ વિનતિ કરવાની કે ગાંડાઘેલો પણ નિભાવી લેશો.

આપનો સુરસિંહ.

૪૦

મ્હારા હૃદયમાં ફેરફાર થતો ગયો. કાંઈ અજબ લાગણી હતી એ સ્મરતાં મ્હારૂં હૃદય કંપી જાય છે. પણ

મ્હારી શોભના "હૃદયત્રિપુટી"ની શોભના ન હતી. "હૃદયત્રિપુટી" માં છેલ્લે અગાસી પર યુવાન અને શોભના મળે છે ત્યાં સુધીની બધી હકીકત જે બનેલી છે તે જ વર્ણવેલી છે.

૪૧

પણ ઈશ્વરકૃપાથી એટલું સારૂં થયું છે કે આ શરીર કોઈ જ પ્રકારે શોભના સાથે ભ્રષ્ટ થયું નથી અને તીવ્ર પશ્ચાત્તાપથી બચી ગયું છે. રમાએ મને બહુ કહ્યું – બહુ સમજાવ્યો – એ મારા પ્રેમને લાયક નથી એ સાબિત કરી દીધું, પણ છતાં યે શોભના વિના મ્હારૂં હૃદય પીડાતું જોયું ત્યારે મને એક દિવસ આમ લખ્યું: —

"વ્હાલા, તમે પીડાઓ છો. તેના વિના તમે દુઃખી થાઓ છો. તમારૂં એવું મ્હોં મેં કદી જોયું નથી અને તેથી મને વારંવાર રોવું આવ્યાં કરે છે. તમારો પ્રેમ આમ બીજી પર થશે એ સ્વપ્નમાં પણ ન આવતું પણ તે બન્યું. અને હવે તમારા હૃદયનો કબજો રાખી શકો તેમ નથી તો આનંદમાં રહો. હું તમારી ઇચ્છા પૂરી કરીશ. મ્હારૂં દિલ ચીરાઈ જશે, પણ હાલ આપણ બન્નેને પીડા છે તે કરતાં મારૂં દુઃખ સરજ્યું હશે તે હું ભોગવીશ અને તમને આનંદમાં જોઇ રાજી રહીશ. દુનિયા તમને ધિક્કાર દેશે, તમારા ભાઈબંધો તમને છોડી દેશે, એની મને બહુ ફિકર થાય છે. હું આ વાત છુપી રાખીશ પણ આખરે રહેશે નહિ. હું શું કરૂં એ સુઝતું નથી. તમે તેને ચાહો તેમાં મને વાંધો નથી પણ તમને ડાઘો લાગે છે અને મ્હારાથી તે જીરવાતું નથી. તમે તમારૂં દુઃખ કાં સમજીને

મૂકી દેશો અને કાં ઇચ્છા પૂરી કરીને મુકી દેશો પણ કાંઇ રસ્તો કાઢો તો બહુ સારૂં. હું તમને આનંદ આપનારી હતી તે જ તમને દુઃખ આપનારી થઇ છું એ પણ ઈશ્વરની ઇચ્છા. બીજા કોને દોષ દઉં? પણ તમે દુઃખી થતા હો તો મારી દયા લાવશો મા. મને ઉત્તર તુર્ત આપશો અને મારે માટે કાંઇ જ વિચાર લાવશો મા.

એ જ દુઃખી દાસી."

પણ આ – શોભના તરફ હૃદય ગળવા લાગ્યું ત્યારથી એક સવાલ મ્હારા હૃદયમાં અદ્ધર જ રહ્યો છે. શરીર સંબંધી જેને દુનિયા વ્યભિચાર કહે છે તે પ્રેમમાં કાંઇ અગત્યનું તત્ત્વ છે? એવી ઇચ્છા શા માટે થાય છે? એ ઇચ્છા થાય છે – મને પોતાને થઇ હતી પણ તે કોઇ દિવસ પૂરી કરી શકયો નથી. હૃદય તેને પાપ માને છે. શા માટે માને છે? શું તે ખરે જ પાપ છે? શોભનાને બેન – પુત્રી તરીકે ચાહું ત્યાં સુધી રમાનો અપરાધી થાઉં છું એમ મને નથી લાગતું. પણ જ્યારે જ્યારે હૃદય કામ-દૃષ્ટિ કરે છે ત્યારે ત્યારે રમાને લાયક હું નથી એમ શા માટે લાગે છે? પ્રેમ એ કોઇ ખેંચાણ છે. પાસે લઇ જવાં એ એનો હેતુ લાગે છે. બે મિત્ર ભેટે છે તો કોઇ પણ સ્ત્રી પુરુષ પ્રેમ થતાં જ્યાં સુધી સાધન છે ત્યાં સુધી શા માટે પાસે ન આવે? જો અહીં પાપ હોય, લાગણીની જો નબળાઇ ગણાતી હોય, તો મિત્રોનું ભેટવું એ પણ તેવું કાં નથી ગણાતું? પ્રેમ હોય ત્યાં અંતર રાખવો એ શું ધર્મ ગણાય? એ લાગણી તે હલકી નીચ છે કે દૈવી છે? પ્રેમ સાથે સંબંધ રાખનારી છે કે મોહ સાથે સંબંધ રાખનારી

છે ? એ પણ હૃદયની જ એક લાગણી છે. પ્રેમની અતિ તીવ્ર સ્થિતિએ ઉત્પન્ન થાય છે તે લાગણી જો દોષ હોય તો પ્રેમ પોતે જ દોષ કેમ નહિ ?

પણ એ ઇચ્છા જ્યારે અતિ બળવાન મ્હારા હૃદયમાં હતી, અને જ્યારે બન્ને હૃદય ભેટીને ધડકી રહેતાં ત્યારે પણ એ પાપ છે એમ મને કાં લાગતું ? એક વખત પણ મારૂં હૃદય એમ નથી માની શકયું કે તે પાપ નથી, બુદ્ધિને તો કાંઇ અવકાશ જ ન હતો. બુદ્ધિ તો પાપ નથી એમ માનતી. હૃદય જ ખેંચાતું અને હૃદય જ પાછું પડતું ! આ ગુંચવાડો શું ? હૃદયની સાચી લાગણી શું હતી ? હૃદય વધારે ઉંચું કયારે હતું ? – ખેંચાતું ત્યારે કે પાછું પડતું ત્યારે ? પાછું પડતું ત્યારે ફરજ અદા કરતું હોય એમ લાગતું ! ખેંચાતું ત્યારે પ્રેમમાં આનંદથી ઘસડાતું ; અને એમ છતાં પણ ખેંચાયા પછી પાછું પડતું અને પાછું પડયા પછી ખેંચાતું. હાલ તો હું જ્યારે હૃદય પાછું પડતું ત્યારે જ ઉંચું હતું એમ માનું છું. પણ તે હું ચોક્કસ રીતે જોઈ શકતો નથી. ખેંચાતું ત્યારે વધારે ઉંચું કયાં ન હતું ? તેનું ઉત્તર કાંઇ મળતું નથી. પાછું પડતું ત્યારે પ્રેમથી જ પાછું પડે છે, એમ લાગતું પણ એમ થવામાં સમાજ, રમા, કીર્ત્તિ, મિત્રો એવી ઉપાધિઓ પાછી પડવાનાં કારણ હતાં કે પ્રેમ જ હતો ? લાંબા વખતથી પાપ મનાયું છે તેથી હૃદય તેને પાપ કહેતું ? કે ખરૂં પાપ જ હતું ? ત્યાં એક બીજી પણ લાગણી આવતી. શોભનાના પ્રેમમાં છુટથી પડયા પછી રમાને હું હમણાં ચાહું છું તેવું ચાહી શકીશ ? દુષ્યન્ત શકુન્તલાને

પરણ્યા પછી પોતાની વ્હેલાંની સ્ત્રીને વ્હેલાં જેટલું જ ચાહી શકતો ? વિભાગ કીધાથી પ્રેમ ન્યૂન નથી બનતો એ શું સાચું હશે ? મ્હારો અનુભવ તેથી ઉલટું કહે છે. જો હિસાબ ગણવા બેસીએ તો તો "વિભાગ કીધાથી પ્રેમ ન્યૂન નથી બનતો" એ વાક્ય સાચું લાગે છે પણ અનુભવ શો થાય છે ? હૃદયનું ખરૂં વિશ્રામસ્થાન શું આખી જીંદગી અને આખી દુનિયામાં એક જ નથી હોતું ? એકથી વધારે ન જ બની શકે એમ મને તો લાગે છે. શું મારી આવી માન્યતા ખેંચાણમાં આડી આવતી ? વળી એ માન્યતા સાચી છે ? કે વિભાગ કરવાથી પ્રેમ ન્યૂન બને એ માન્યતા સાચી છે ? શું રામ અન્ય સ્ત્રીને ચાહી શકે ? દુષ્યન્ત સમાન ચાહી શકયો હશે ? વળી ભોક્તા એકથી વધારેને ચાહે છે, તેવાં નાટકો – લખાણો ઘણાં છે પણ ભોજ્ય તો **એકને જ** કેમ વળગી રહે છે ? ભ્રમર ઘણા પુષ્પ પર ભમી શકે છે તો પુષ્પ ઘણા ભ્રમરને કેમ મકરંદ ન આપી શકે?

## ૪૨

હું અન્ય સ્ત્રીને હૃદયમાં અવકાશ જ આપવાનો ન હતો, એ મારો નિશ્ચય તૂટી ગયો. મ્હારા રમા સંબંધે બીજા નિશ્ચયો નહિ ભાંગી પડે તેની ખાત્રી શી ? નવા પ્રેમમાં પડતાં જુનો મિત્ર ભૂલાઇ જશે એ ડર રહે છે. આ વિચારથી મ્હારૂં હૃદય તો ચીરાઇ જાય છે પણ જેવું છે તેવું જ રહેશે એ રમા શી રીતે સમજી શકે ? "હૃદય-ત્રિપુટી"માં દોષ યુવાનનો જ છે. તેણે પ્રથમથી જ ઉગતા કાંટાને ડાંભી દેવો જોઇતો હતો, યુવાનની જ નબળાઇથી આ

ઘણુ વહ્યો છે. પણ આવી શિખામણ હું આપી શકું છું. 'શિખવવું સહેલ છે' પણ મ્હારી સ્થિતિમાં ફરીથી મૂકાઇ હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને શું થાય છે તે ઈશ્વર જાણે છે. પણ મને પુત્ર માનનાર, મારા પર હદથી વધારે વ્હાલ રાખનાર મ્હારી સાસુ અને લીમડી ઠાકોર સાહેબનાં રાણી – રમાનાં ફોઇ – બિચારાં ભોળાં બાઇઓ જીંદગી દુઃખમાં જ ગાળેલી એવાં, શ્રદ્ધાળુ, નરમ હૃદયનાં તે મ્હારા પર આવતો આ ડાઘો કેમ સહન કરી શકશે ?

**શો**ભનાને હૃદયમાંથી કાઢી નાખતાં આખું જગત, રમા અને બધું નિકળી જાય છે. **શો**ભના ખસે અને બીજું કાંઇ રહે એ બની શકતું નથી. રમાને હૃદયમાં રાખતાં **શો**ભના પણ હૃદયમાં ભરાઈ જાય છે. કાં તો પ્રેમ છોડી જ દઉં તો તે બની શકે તેવું છે, અને નહિ તો **શો**ભના દૂર થઈ શકે તેમ નથી. પણ મ્હારે તો પરાણે એકનો ત્યાગ અને બીજા પર પરાણે પ્રેમ એમ કરવાનું છે. પણ મ્હને ચાહનારાં હૃદયો માટે અમારા બન્નેનો ભોગ આપવો એ જ ઠીક છે. હવે આ વિષયમાં મ્હારે કાંઇ જ લખવાનું નથી – માત્ર એટલું જ ઇચ્છું છું કે જે ભોગ આપવા હું ધારૂં છું તે આનંદથી આપી શકું તેટલી ઈશ્વર મને મદદ કરો અને એ જ વિચાર **શો**ભનાનાં હૃદયમાં હમેશાં રહો.

*   *   *   *

*   *   *   *

આપના પહેલા પેરેગ્રાફ માટે કાંઈ કહેવું છે. આપ પર મારો આ વિશ્વાસ સતત કાયમ રહેશે કે નહિ ? આપ સમાન વચના, સમાન જ્ઞાનના નથી પણ મારૂં હૃદય મારી કવિતા પાસે કે આપ પાસે જ ઉઘડી શકે છે. સૂર્યને કમળ ચાહે તેવું કાંઈ છે. હમણાં તો એમ જ લાગે છે કે જીંદગી સુધી હું આપનો જ રહીશ. બીજો વિચાર શા માટે કરવો ?

૪૩

આપનું પત્ર મળે છે ત્યારે મને કેટલું સુખ થાય છે ? ઘડીક તો આપ મને જેવો કરવા ઈચ્છો છો તેવો થઈ જાઉં છું. પણ શું તે શ્મશાનવૈરાગ્ય જ છે ? છેક તેમ તો નહિ પણ આપ મારી વર્તણુકમાં હાલ એવી આશા રાખો છો કે તે ઈશ્વર જાણે મ્હારાથી કયારે બની શકશે. પણ આપ શું કરો ? યોગ્ય માર્ગ તો આપ બતાવો છો તે જ છે, તેને હું કેમ ભૂલી જાઉં ? તેનું મનન સ્મરણ, ચિંતવન જેમ બને તેમ ઓછું કરવા આપે લખ્યું હતું પણ તેમ બની શકયું નથી.

મેં તેને મારી સાથે રહેવા સંબંધે શી ઇચ્છા બતાવે છે તે પૂછ્યું હતું. ઉત્તર એવું આપ્યું કે તે પોતાની માતા જેવી રમા તરફ બેવફા થઇ શકશે નહિ અને લોકોની અપકીર્ત્તિ મેળવી શકશે નહિ.

૪૪

" કારભાર " મેં વાંચ્યો છે અને પૂર્ણ થયા પછી ફરીથી વાંચીશ. એ લેખ અમને બહુ ઉપયોગી થાય તેવો છે. તેમાં કાંઈ પણ ફેરફાર–વધઘટ કરવા જેવું મને કશું ભાસતું નથી. શું છે અને શું હોવું જોઇએ એ સર્વ, જો કોઇ વિચારીને વાંચે તો, તેમાં આવી ગયું છે.

## ૪૫

Faust હું વાંચીશ.

## ૪૬

“ કારભાર ” સાથે મારૂં નામ જોડવા ઇચ્છો છો તેને માટે શું લખું ? એવી મારામાં યોગ્યતા તો માત્ર આપનો પ્રેમ જોઈ શકે છે.

## ૪૭

“ આપનો હું ” એટલું જો આ જીંદગીમાં રહી શકશે તો મારે ઘણુંયે છે.

જગત્ કડવું લાગતું હતું પણ આપના હૃદયનું દર્શન થતાં જગત્માં શું કડવું છે તે દેખાવા લાગ્યું છે અને મનની સ્થિતિ કાંઈ વિચિત્ર થઇ ગઇ છે. આપનાં કાવ્યો આખી જીંદગી વાંચી શકીશ અને રડી શકીશ. મારૂં હૃદય જે સ્વાર્પણ કરવા ઇચ્છે છે તે ત્યાં થયેલું દેખાય છે, અને લીટી લીટીમાં તે કટુતા અને મીઠાશ, તે ગાંભીર્ય, તે સ્વાર્પણની ઝાંખી થતાં બહુ રસ આવે છે.

આપ મને રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થવા કહો છો. હું થઇશ, પણ એ વેષ હું ભજવી શકીશ નહિ; દુનિયામાં મને કશો રસ આવવાનો નથી. મારી આ સ્થિતિ જોઈ આપને બહુ દુઃખ થશે, એ હું હવે જાણી શકું છું અને મને પણ દુઃખ થાય છે. આ હૃદયે જેને તેને દુઃખ જ આપ્યું છે. આ હૃદય કોઇ પાસે ન જ ખોલું પણ શું કરૂં તેમ કરતાં તો હૃદય ફાટી જશે કે ‘ હૃદય ’ જ રહેશે નહીં.

મારાં બધાં કાવ્યો જટિલ પાસે છે. એમને લખી મારી પાસે મંગાવી લેઇશ અને થોડાં લખવાનાં બાકી છે તે લખાવી મણિશંકર સાથે આપને મોકલી દઇશ. આપને યોગ્ય લાગે ત્યાં સુધી એમને ત્યાં રોકશો અને નકલો ઉતરાવવાનું વગેરે જેની જરૂર પડે તે કામ કરાવશો.

૪૮

હું આપને બધું કહીશ – કહી જ દેવાશે. એમાં તો કશું નવીન કહેવાનું નથી. આપને મેં જોયા ન હતા, આપનાં કાવ્યો પણ એક બે જ વાંચ્યાં હતાં, ત્યારે પણ મારાથી બધું કહી દેવાયું હતું. આપને કહેતાં મને કશો સંકોચ પણ થતો નથી, કશી ભીતિ રહેલી નથી. આપનું એક કાવ્ય વાંચી મેં જેટલું આપને કહ્યું હતું, તેટલું હું મારા કોઈ બાળમિત્રને પણ અત્યાર સુધી કહી શક્યો નથી. આપના હૃદયની છાયામાં જ આ હૃદયે રહેવું એ કાંઈ ન જાણી શકાય તેવું આ હૃદય માટે નિર્માણ લાગે છે.

મણિશંકર મારી બધી નોટબુકો લઇ અહીંથી ચાલી નિકળેલ છે. એ આપ પાસે આવશે. પછી આપને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરશો. કેટલાંક ઈંગ્રેજી કાવ્યો એક નોટબુકમાં લખેલાં છે અને બાકીનાં હું લખાવી મોકલીશ. ઈંગ્રેજી ઉપરથી જે કવિતાઓ લખાઇ હોય અને તેમાંની જેટલી તે નોટબુકમાં ન હોય તેનાં મથાળાં કૃપા કરી મને લખશો.

૪૯

આપ મારી સાથે માત્ર સાહિત્યની અને પ્રેમની વાત કરો એ હું ઇચ્છતો નથી. આપ મારી ફરજ માટે મને શા

માટે ન કહો ? ઠપકો પણ શા માટે મને ના આપો ? આમાં તો કશું જ નથી. પણ આપ કદિ મને દુઃખ આપવા ધારશો તોપણ આપનાથી આ હૃદય દુઃખાય એવું શું હશે ?

૫૦

કામદારને દેખાવમાં અઢી હજાર આપવામાં આવ્યા હતા. આપ જાણતા હશો કે મારા કૉલેજના સમયમાં હું બહુ ઉડાઉ હતો. તે વખતે મેં ત્રીસ ચાલીશ હજારનું દેવું કર્યું છે. આ વર્ષમાં આ કામદાર આવ્યા બાદ ત્રીસ તો મેં આપી દીધા છે. આ કરજ જુદે જુદે નામે રકમો માંડી અપાયું છે. કામદારના પાંચસો પણ તેમાં જ આપવાના હતા એટલે કામદારને તે અપાયા છે. કામદારની ઈચ્છા એવી હતી કે માત્ર દેખાવ માટે પણ કોઈ ચીજો પોશાક-માં મૂકવી જોઈએ. તે પ્રમાણે કરવામાં આવ્યું હતું, પણ તે રાજ્યની હતી અને રાજ્યમાં ગઈ છે. આ પ્રમાણે પોશાક ત્રણેક હજારનો દેખાયો હતો–પાંચનો તો નહીં જ–પણ પોશાકનું ખર્ચ તો એનું જ થયું હતું. પોશાક લેનાર-નાં માણસો તેના માન ખાતર મોટી રકમ બતાવે અને તે પ્રમાણે પેપરોમાં છપાય તે ઉપરથી એ પ્રમાણે આપને લખાયું હોવું જોઇએ.

૫૧

“ પત્રની વાત બીજે કોઇ ઠેકાણે કરવા કરતાં મનમાં ઉતારીને વિચાર કરવો.” આપના અને મ્હારા મિત્રોના પત્રો મારે માટે જ છે. તેમાં બીજા કોઈને રસ આવે તેવું નથી, અને બીજા કોઇને તે સાથે કશો સંબંધ નથી, એટલે હમેશાં આપ લખો છો તેમ જ બને છે.

## પર

" બોધ આપ્યો હતો તેની ઘટના ખટપટમાં થઈ હતી " તો એ વિચાર * * * * * ખટપટી છે કે ખટપટી થઇ પણ શકે એ વિચાર મારા તો સ્વપ્નમાં પણ કદિ આવેલો નથી અને ઘણું કરી આવશે પણ નહિ. ગઝલોમાં ફેરફાર કરવા બેઠો પણ મારાથી તેમ થશે તો બગડશે એમ ધારી છેવટ આપને યોગ્ય લાગે તે ફેરફાર આપે જ કરવા એમ ધારી જેવું છે તેવું લખાવું છું. બીજી સૂચનાઓ પ્રમાણે તો બની શકશે.

## પ૩

અહીંના કારભાર સંબંધે એક આપ લખો છો એવું કાઠીયાવાડમાં ગપ ઉડયું છે ખરૂં. તેમાં કશું સત્ય નથી. એવો મ્હોટો ફેરફાર કરવાનો ઇરાદો થશે ત્યારે પ્રથમ આપ જ જાણશો.

## પ૪

વળી ફરીયાદીની ફરીયાદ સાંભળી તેના નિકાલ કરવામાં આ વખતે મને બહુ રસ આવ્યો હતો. મારૂં કાર્ય અત્યાર સુધી મેં શુષ્ક માન્યું એ બહુ ભૂલ થઈ છે. એક સુન્દર કાવ્ય વાંચતાં જેટલો આનંદ મળે તેટલો મને આ ગરીબ માણસોને સાંભળવામાં આવતો હતો. આપને અહીં મળ્યા પછી અત્યાર સુધીમાં જો કે મેં કાંઈ કરેલું છે, પણ તેથી ઘણો વધારે ભાગ લેવાનું હવે તો મન થાય છે.

## પપ

બીજા સાથે સુખ મને મળવું જોઇએ એ મારી

સ્થિતિ હવે હું સમજ્યો છું અને તે પ્રમાણે બીજાના દુઃખમાં – મારી પ્રજાના દુઃખમાં – હું દુઃખ લેતો થઇ શકીશ.

૫૬

જે આપનો છે તેનો ઉપયોગ આપ કરશો.

૫૭

શું "માગવું" એ હલકું જ હશે? આપવા કરતાં માગવું શા માટે હલકું? ભેદ અભેદ કરતાં ઉંચો હશે? જો મારી સ્થિતિની ખામી આપની સ્થિતિ પૂરી શકતી હોય તો તે યોજના કરી દેવા મારે આપને શા માટે ન કહેવું? શા માટે ન માગવું? હૃદયનાં લ્હાણાં શું કોઈ મહાન્ ભિક્ષા જ નથી? જે હૃદયમાં તે જ વ્યવહારમાં શા માટે નહીં? ગ્લૅડસ્ટન દેશ માટે ભિક્ષા માગે, હું મારા હૃદયની કોઇ લાગણી માટે ભિક્ષા માગું, તે બધું જો ઉંચું હોય તો પોતાના કુટુંબ માટે કાંઇ કહેવું એ શા માટે હલકું હોય? શું આપને હું કદિ પણ ઉપયોગી ન જ થઈ શકું? તો પછી આ દુનિયામાં મ્હારૂં કામ શું છે?

૫૮

હાલ હું હમેશાં બે અઢી કલાક રાજ્યકાર્ય કરૂં છું. દરેક માણસ મારી પાસે આવી શકે તેવી ગોઠવણ કરી છે.

૫૯

આપનું પત્ર મળ્યું. અહોહો! કેટલો બધો સંકોચ! માણસ માણસજાતિ જ તરફથી કેટલી થોડી મદદની આશા રાખે છે!

શું આપ માત્ર વાજબી સગવડ મારાથી કરી શકો ? જેવી આપની ઇચ્છા. તોપણ આટલું સ્વીકારશો . આપને– કોઇ પણ મ્હારાને – મારાથી કાંઇ મદદ થઇ શકે – આપી શકાય અને વળી પાછું લેવું પડે એવા વ્યવહારમાં મને કાંઈ શરમ આવે છે . પ્રભુ જાણે શું થાય છે ! મિત્રોમાં એવો વ્યવહાર હોય એ મને રુચતું નથી . હું ખરૂં કહું છું કે મને જો કોઇ દિવસ જરૂર પડે તો મારા મિત્ર પાસેથી લીધેલું તેને પાછું લેવા ન કહું . પણ આપને એવી જ ઈચ્છા છે તો હું આપને રૂ . ૧૮૦૦ મોકલી દઇશ અને તેમાં પાછા લેવા દેવા જેવા દુનિયાઇ વ્યવહાર કરવા કૃપા કરી કાંઇ જ કહેશો નહિ . મ્હારા એક આનંદ કે whim જે ગણો તેની ખાતર પણ આમ જ ભલે થાય . આપ બધે જ જોઇ શકો છો તેમ અત્રે પણ આ હૃદયને જોઇ લેશો અને તે દુનિયાદાર નથી માટે અંતે આ માર્ગ શોધી કાઢયો છે એમ માની કાંઇ પણ આગ્રહ આપ કરશો તેથી તેને ખેદ થશે એમ માની આ વાત અહીં બંધ કરશો .

૬૦

પત્ર મળ્યું . આપની ઈચ્છાનુસાર જ થશે . આપનો એવો આભાર છે તો પાછા કેમ લેવાય એ વિચાર છોડી દઈશ .

૬૧

ગીતાનું પુસ્તક પણ મળ્યું . એ હું આપ કહો છો તેમ વાંચીશ .

૬૨

રમા આપના પરિચયમાં આવે, આપણે ત્રણે

શોભનાની વાતો કરીએ તેટલા પરિચયમાં આવે–તે એટલી ઉદાર થાય કે મારી ઇચ્છાને આનંદથી અનુસરે, એ બધું આ જન્મમાં તો નહીં થાય.

બીજું કંઇ હશે ? રમા કદાચ આપને માનશે. કદાચ ગુરુ તરીકે આપને પૂજશે, પણ એ હૃદય કદિ પણ કયાંએ પૂર્ણ શ્રદ્ધાળુ નહીં થાય. એની શ્રદ્ધામાં મને આશા નથી.

૬૩

પ્રિય મણિભાઇ,

મ્હારા પત્રમાં આપે કાંઈ વધારે આશા જોઇ હોય, તો હું તે બરાબર લખી શકયો નહિ હોઉં. મ્હારા હૃદયમાં વધારે ત્વરા છે પણ આશાને બદલે વધારે તો નિરાશા છે. રમા આપના પરિચયમાં આવે, આપણે ત્રણે શોભનાની વાતો કરીએ તેટલા પરિચયમાં આવે, તે એટલી ઉદાર થાય કે મ્હારી ઈચ્છાને આનન્દથી અનુસરે, એ બધું આ જન્મમાં તો નહિ થાય. એ જ માર્ગ લેવાનો હોય તો મને આશા છોડી દેવાનું કહો. નિરાશ હૃદય, સૌ પાસાથી નિરાશ હૃદય, પોતાને રુચતું કરે તેમાં તેને છુટું મુકો. એકની એક વાત લખતાં મને હવે અણગમો થાય છે, અને કદાચ આપને પણ સાંભળી સાંભળી તેમ જ થતું હશે. જેનો અંત કાંઈ જ નહિ તેની વાતો શી ? મ્હારા યશની, કીર્તિની મને કાંઇ જ દરકાર નથી. દુનિયાની વાતો કે દુનિયા કોઈને કયાં સ્પર્શ કરી શકે છે ? એ તો શું છેક નકામી દરકાર નથી ? પણ આપને મ્હારા યશની દરકાર છે, તો તે પણ સાચવી શકાય ત્યાં સુધી

ભલે સચવાતો. રમાની તૃપ્તિ ખાતર ખરૂં જોતાં મેં કાંઈ જ નથી કર્યું. તેની તૃપ્તિમાં હું મારી જ તૃપ્તિ જોઇ શકતો, અને જે થયું તે બધું થયું. તે તૃપ્ત જ રહેવી જોઈએ એ કાયદાને હવે મ્હારૂં હૃદય નથી માનતું. તે શા માટે તૃપ્ત જ રહેવી જોઈએ? અત્યારે કયાં તૃપ્ત છે? અને એમ છતાં હું કહું છું ત્યારે પણ તેની ખાતર જીવ આપી દેવાની ઇચ્છા થઇ આવે છે, પણ તે એ તે કયાં લે છે? મ્હારી બાજી અત્યાર સુધી સુધરેલી છે એમ આપ માનો છો, પણ આથી વધારે બગડેલી બાજી કઇ હશે? રમા આપને કદાચ મળશે, કદાચ ગુરુ તરીકે આપને પૂજશે, પણ એ હૃદય કદિ પણ કયાંએ પૂર્ણ શ્રદ્ધાળુ નહીં થાય. એની શ્રદ્ધામાં મને આશા નથી. હું એકલો થાકી ગયો નથી: તે પણ મ્હારી આવી સ્થિતિથી અને તેની પોતાની હાલની સ્થિતિથી છેક થાકી ગઇ છે. આમ કે તેમ કાંઈ છેડો લાવવા – આજ કાલમાં લાવવા–મ્હારૂં હૃદય પુકારી ઉઠયું છે, અને રમા પણ કાંઇ ઉતાવળ બતાવે છે. આ વાતનો અંત કયાં? વગર વાંકે મળેલી શિક્ષાનો છેડો કયાં? શું એ છેડો ખરૂં જોતાં કેદીના જ હાથમાં નથી? મને કોઇ અમુક સમય બતાવી શકશે? રમા પાસે પણ મેં મ્હારૂં હૃદય ખુલ્લું મૂકયું છે. વર્ષો થઇ ગયાં કરી દયા મળી નથી. એક પણ લાગણી મ્હારા વિચાર તરફ વળી નથી. નબળાઈની એવી એક પણ ક્ષણ આવી નથી. હવે નહીં આવે. આવશે તો તેને કેટલાક યુગો જોઇશે. યુગો સુધી હવે હું રાહ જોવા માગતો નથી. જોઇશ નહિ. મ્હારો સવાલ તો આજે કાંઈ થઈ શકે તેમ છે? કાલે કાંઇ થઇ શકે

તેમ છે ? એ છે. મને મ્હારી થયેલી તે આપો, એ હું ક્યાં કહું છું ? મને કોઇ વહેલી નિરાશા પણ નહિ આપો ? મ્હારે માટે મ્હારાં બધાંએ નિરંતરનું સહન કરવું જ નિરમ્યું છે, એ જાણી મને બહુ આનન્દ થશે. મેં બધી આશાઓ રાખી હતી. આવતા જન્મ જેવી જૂઠી જૂઠી આશામાંએ આનન્દ માન્યો હતો. લાંબી આશા હવે નથી જોઇતી. એ લાંબી આશાઓમાં કશો સાર નથી. 'Nothing venture, Nothing have.' કાંઇ સાહસની જરૂર છે. ડહાપણથી હું કંટાળી ગયો, પણ આપ કહેશો તેમ જ રહેવાશે ત્યાં સુધી રહીશ. હવે તો છેલ્લી જ વખત બધું કહી દેતો હોઉં એમ લાગે છે, અને કહેવાનો કાંઈ આરો નથી. આપનું જે થયું છે તેનું આપ જાણો.

આપનો સુરસિંહ.

૬૪

માસમાં બે વખત મુકરર કરેલા દિવસોએ કારખાનામાં કામદાર સાથે જોવા જવું. માસમાં બે વખત મુકરર કરેલા દિવસે ઘોડા ઉપર એકલા ફરવા જવું અને ફરતાં ફરતાં કોઇને પણ તેની સ્થિતિ સંબંધી જુદી જુદી વાતો પૂછવી. આ વખતે ગામડાંઓમાં પણ ફરી આવવું. ત્યાં જરા બેસવું, પટેલો સાથે કાંઈ વાતો કરવી. ડિસ્પેનસરી, સ્કુલો, ઑફિસોની ઓચિંતી મુલાકાતો લેવી. વર્ષમાં એક વખત બધાં ગામોમાં એકલા જઇ લોકોની અરજીઓ લેવી.

૬૫

હું સોમવારે એકલો ફરવા ગયો હતો. કેટલીક વાડીઓમાં કણબીઓને મળ્યો. ઘણી વાતો કરી હતી. એ સાદા લોકોની સાથે વાતો કરતાં બહુ આનંદ આવ્યો હતો. "અમારો રાજા કાંઈ જ કામમાં ધ્યાન આપતો નથી એમ સૌ માને છે. અમને આમ પૂછતા હોય પછી શું જોઇયે?" એ એક કણબીનો ઉચ્ચાર હતો.

૬૬

સમજ, મન! સોચ! કયું ન સમાયો?

સમજ, મન ૦

ખોટી બાજી ખેલ રચ્યો હ – તામેં કયું લિપટાયો!

સમજ ૦

ખાલી આયો ખાલી જાવે! અંધા! કયું અથડાયો?

સમજ ૦

ઓટ અગર ભરતીમેં ભર લે! મત કર યું પછડાયો!

સમજ ૦

કર દિલ દરીઆ! બન નિજ ચંદા – ખાલી રહત કયું મુંઝાયો?

સમજ ૦

ચેતત કયું નહિ! હે બડા મૂરખ! – એળે વખ્ત ગુમાયો?

સમજ ૦

રમાનાથકે શરણુ ભયો તબ – અગમ નિગમ રસ પાયો!

સમજ ૦

૬૭

કાલથી રાજ્યમાં ફરવા જોવા લાગીશ. આપને કહેલું છે તે પ્રમાણે.

૬૮

ત્રણ હજાર – હુંડી – આ પત્ર મળ્યા પછી ત્રણ ચાર દિવસમાં આપને મુંબાઇથી સીધી મળી જશે.

૬૯

પણ એટલું હમેશાં ધ્યાનમાં રાખશો કે આ બધા વિલંબો અહીંની માત્ર નાની નાની સગવડો જોવાથી થાય છે. તેમાં આપને કાંઈ પણ મુંઝાવું પડે તો એ વિચાર કરવાના જ નથી. આ વખતે કે કોઈ અન્ય વખતે પણ.

૭૦

હકીકત જે હોય તે કહેવામાં તે ઉત્સુકતા ફેરફાર કરાવી શકતી નથી એ બરાબર છે.

૭૧

હાલમાં મેં **શાસ્ત્રી** સાથે આપે અગાડી સૂચવેલું તે પ્રમાણે **ગીતાનો અભ્યાસ** શરૂ કર્યો છે.

૭૨

**વ્હાલા મણિભાઈ,**

“ કાંઇ નિરાકરણ, કાંઇ અંત – નિરાશામાં કે ઇષ્ટપ્રાપ્તિમાં, ગમે તેમ પણ આ લાંબાં વર્ષોની આશાનો હવે નિકાલ? તેને માટે રમા અને હું બંને બહુ દિવસથી આતુર છીએ. રમાને આ શિર પર લટકતી તલવાર અસહ્ય લાગે છે અને બહુ ઉદાસ રહે છે. તેની અને મ્હારી પોતાની ઉદાસીનું મ્હારા હૃદયમાં કાંઇ બહુ દર્દભર્યું મિશ્રણ ઘોળાયાં કરે છે. મને કશા ઉદ્યમમાં રસ પડતો નથી. શાન્ત વિચારમાં રહેવા ટેવાયલું હૃદય તે કયાંએથી મેળવી શકતું નથી, અને ઝિન્દગી એક મ્હોટા બોઝારૂપ થઈ પડી છે.

અમે કાલે રાત્રે અમુક અંત પર આવવાના વિચારોમાં ત્રણ ચાર કલાક બેઠાં હતાં. સહજ વાતોમાંથી ગંભીર વિચારોમાં આવી પડયાં હતાં, અને કશા અંત પર આવ્યાં નથી – આવી શકયાં નથી – હું નથી આવી શકયો – પરન્તુ નિકાલનો એક માર્ગ શોધાયો છે – એ માર્ગ, ફેંસલાનું એ બિંદુ શોભના અને હું જૂદાં પડયાં તે જ દિવસે મળી ગયેલ હોત, એમ જ થવું જોઈતું હતું; તેને આટલાં વર્ષો થયાં તેથી મ્હારી ચોક્કસ વિચારો પર વિચાર કરવાની બુદ્ધિનું બહુ જ હલકું મત બંધાયા વિના રહેતું નથી. મને લાગી આવે છે કે હું ગમે તેવાં ભવ્ય પણ વ્યર્થ સ્વપ્નોનો આદમી છું; દુનિયામાં જેની બહુ જરૂર છે તેથી હું હતભાગી છું. પણ તેને માટે કશું દુઃખ નથી; હું મ્હારા સ્વપ્નમાં સુખી છું. તે સંબંધે ફરિયાદ કરવા જેવું કાંઈ જ નથી.

પણ કાળ જવાથી ચાલતી બાબતમાં હું વધારે મુશ્કેલીમાં આવી પડયો છું. એક બિના એવી બની ગઇ છે, જેણે મ્હારી બાલાને અન્યની બનાવી દીધી છે. પરન્તુ કાળ જવાથી કાંઇ લાભ પણ થયો છે. અમારા પ્રેમની કસોટી લેવાઈ છે. જે પ્રેમમાં બળ વાપરી શકે છે તે જ પ્રેમને લાયક છે. હું શું કરી શકીશ અને જેને મ્હારૂં હૃદય અર્પાયું છે તે શું કરી શકશે, અમે બંને શું કરી શકીએ છીએ, તે નિરૂપવાનો અમને સમય મળ્યો છે. આયાસે પ્રાપ્ત થયેલ બંનેને મધુતર થઈ પડશે – જો પ્રાપ્ત થશે તો.

બધી બાબતોને, બધાં સ્વપ્નને કોરે મૂકી ‘તે મને ચાહે છે ?’ એ પ્રશ્નનું સ્પષ્ટ ઉત્તર મને મળવું જોઇએ, અને ‘હું તેને ચાહું છું ?’ તેનું સ્પષ્ટ ઉત્તર તેને મળવું જોઇએ. એટલું થયા પછી જ કાંઈ ગતિ કરવી યોગ્ય ગણાય. મ્હારા સિવાય અન્ય કોઈ તે ઉત્તર મેળવી શકશે નહીં. મ્હારે એક વખત તેને મળવું જોઇએ. રમા તેવી સગવડ કરી આપશે. જે આનંદ અને જે મુશ્કેલીઓ અમે સાથે રહીએ તો અમને મળે, તે બધું મ્હારે તેને સ્પષ્ટ સમજાવવું જોઈએ. તે કેટલી તૈયાર છે અને હું કેટલો તૈયાર છું, તે ત્યારે જ જાણી શકાય. તેને મળવું એ બરાબર, પરંતુ તે તૈયાર જ છે એમ સમજી મ્હારે મ્હારી બધી તૈયારી કરી લીધા પછી જ તે પ્રસંગ યોજવો જોઇએ. તેને વ્યર્થ જખમ હવે ન આપવો જોઇએ.

‘તે તૈયાર છે એમ સમજતાં મ્હારે કેટલીક તૈયારી રાખવી’ જોઇએ, તેના વિચાર પણ મેં બિછાનામાં ઘોળ્યા હતા.

તેનો પિતા, તેનાં સંબંધીઓ, ખવાસ જેવાં હલકાં નથી અને શોભના મારી થાય છે, એટલું સમજાતાં આબરૂની ખાતર તેઓ તેનો પ્રાણઘાત કરે તેવી લાગણીનાં તેઓ છે. તેણે ‘હા’ એટલું કહ્યું તે ક્ષણથી જ તેને મારી કરી લેઇ તેના શરીરને સહીસલામતીમાં મૂકી દેવું જોઇએ. મ્હારા પોતાના અંગ પર કશો ઘસારો થાય એ ન બને તેવું છે. અને બને તો માણસ સામે માણસ હોય તેમાં કશો વિચાર કરવા જેવું નથી. મારા પર આવનાર જેટલો

સહીસલામત હશે તેટલો તો હું હઇશ જ. અમે બંને સહીસલામત હોઇએ જ, તેમાં કશી શંકા રાખવા જેવું નથી. પરંતુ એક બીજો જ વિચાર કરવાનો છે. તેઓ કદાચ આત્મઘાત કરે. તેને માટે વિચાર કરવા હું બંધાયો છું? ત્યાં રાજ્યનો કાયદો જેટલી અન્ય માટે સંભાળ રાખે છે તેટલી રાખતો જ હશે, અને વિશેષમાં મારી પણ ખાસ સંભાળ હોય જ. તેમ છતાં એવું કાંઈ બને તો આબરૂ સિવાય કશું જાય તેમ નથી; અને તેની તો પરવા બહુ કાળથી ખોઇ છે. હું આ વાત આટલી હલકી ગણું છું એમ આપ માનશો નહિ. મારી શોભના તેનાં પોતાનાં રકતનાં સંબંધીઓનાં રકતમાંથી મને મળે એ મને કેટલું દુઃખ થાય? પણ એની વધારે દરકાર રાખવા, એમ થતું હોય તો મ્હારે અટકવું જ જોઇએ, એવો ક્ષણવાર વિચાર કરવા હું બંધાયો નથી, એમ મને લાગે છે. અને તે ન જ બને એવી બધી બાબતોમાંએ તે બને જ તો ભલે બને, એવા નિર્ણય પર હું આવ્યો છું.

નિર્ણય કાંઇ ઘાતકી લાગતો હશે; પણ એમ નથી. મને એ લોકો પર બહુ દયા છે. કાંઇ ડર છે તે વિશેષ તેના પિતાનો છે. તેનો પિતા કેવો હતો? અને કેવો છે? યૌવનમાં છેક વ્યભિચારી હતો. અત્યારે જ્યારે દાંત પડી ગયા છે, ત્યારે પણ પોતાની પુત્રી જેવડી સ્ત્રી હમણાં જ પરણી આવ્યો છે. પોતાની જૂની સ્ત્રીથી અસંતુષ્ઠ હોય તો-પણ આવી વયે શું પુરુષો સ્ત્રી વિના નથી રહી શકતા? આવી વર્તણુકના માણસને મારા આવા પ્રેમની આડે આવવાને કશો જ હક નથી.

રમા મારી સાથે નહીં રહી શકે, એ તેનો નિર્ણય છે. મારાં બાળકો અને તે મારાથી જૂદાં થશે ? રમા ભલે જૂદી થાય. તે શોભનાથી ડરે છે. મને તો એ બંને મારી સાથે હોય તેમાં ડરવા જેવું કશું ન જ લાગે; પણ રમા જેને પોતાની અને પોતાનાં બાલકોની સહીસલામતી ગણુતી હોય તે મારે તેને આપવી જ જોઈએ. તે સંબંધે તેણે શું કરવું ? તે તેની મુખત્યારી ઉપર જ રહેવું જોઈએ. હું તેના પતિ તરીકે આજ્ઞા કરૂં, તો તે અમારી સાથે રહે, પણ તે મેં કહિ કર્યું નથી અને કરી શકીશ નહીં. હા! તે મને છોડી ચાલી જશે! ઘડીક ઝિન્દગી કડવી થઇ જાય છે. મારી રમાનાં અશ્રુમાંથી મળતી મારી ગમે તેવી શોભના પણ મને આ આખી ઝિંદગી ત્યજી દેવા જેવી લાગે છે. નહિ, નહિ; તેનો વિયોગ આખી ઝિંદગી સહી લેવા જેવો લાગે છે, પરંતુ રમામાં મેં બહુ મોટી આશાઓ રાખી છે, અને હજુ રાખી શકું છું. શોભનામાં મારી કયી ઊંચી આશા ન હોય ? તે તેની દાસી જ રહેવાની. તેનું હૃદય રમાને પૂજતું જ રહેવાનું. એને માટે મારા પોતાના હૃદય જેટલી જ તેની ખાતરી છે. તેને તેટલી ઉદાર તો બનાવી શકીશ.

ગમે તેવું અજ્ઞાન આશક હૃદય ગમે તેવા ગંભીર માશૂક હૃદયના ગાંભીર્યનો કાંઇક અંશ સમજી જ શકે છે, અને આશક હૃદય માશૂક હૃદયને પણ પોતાનું ગાંભીર્ય સમજાવી જ શકે છે. પ્રેમ વધારે નહિ તો દયા તો મેળવે જ. દયા દર્દને સાંભળે તો છે જ. કર્ણ મળ્યો, સંભળાયું, એટલે શું નથી થઇ શકતું ? પ્રેમી સાથે હૃદયને મોકળું

મૂકતાં આપણે બ્રહ્માંડના મધ્ય બિંદુએ આવી જઇએ છીએ, જ્યાંથી સર્વ જોઈ શકાય છે, અને સર્વ બતાવી શકાય છે. શોભનાનું હૃદય કેમ ઉદાર ન થાય? જ્યાં મારી દૃષ્ટિ પડે ત્યાં તેની કેમ ન પડે? મારૂં હૃદય અને મારો આત્મા મેં તેનાં કર્યાં છે કે નહિ? જો કર્યાં હોય તો બીજો સવાલ રહેતો જ નથી, અને પછી રમાના આવા ભક્તને રમા કેટલા દિવસ ત્યજી દઇ શકશે? ફરી અમારા મકાનમાં આવી વસવા અમે નિત્ય તેના પગ પર આંસુ રેડીશું. એ અશ્રુ હૃદયનાં જ હશે, તો શું રમા અમારાથી તસુ પણ દૂર વસી શકે? તે એવી હૃદયવિનાની નથી. તે મારી ફકીર છે. પણ તેનાથી પોતાનાં બાલકો કેમ છોડયાં છોડાય? હું તેના વિનાનું મારૂં ઘર કલ્પી શકતો નથી. પરંતુ હું પત્થર જેવો થઇને એવા નિર્ણય પર આવ્યો છું કે એ પણ સુખે થાય. એમ થાય એ જ ન્યાય છે. મારી રમાની ખાતર મ્હારી શોભનાને ઝિંદગીભર દુઃખમાં રાખવા મને કશો હક નથી. હું કાંઇ ન કરૂં, અને તે બિચારી બાલા માટે એક પણ આશા નથી, ત્યારે રમા માટે આશા છે. વળી રમા જાય એ મારી ઇચ્છા તો નથી જ. મારી ઈચ્છા તો એથી ઉલટી જ છે. રમા મારી સાથે છે તેમ જ રહે, અને શોભના મારાથી દૂર અન્ય મકાનમાં રહે, એવી ગોઠવણ પણ રમા આગળ હું ધરૂં છું. એમ થાય તો મને પૂર્ણ સંતોષ છે. પરન્તુ અન્ય સ્ત્રી આવે અને પછી એવી રીતે રહેવામાં કાંઈ રસ નથી, એમ તે માને છે. તે માને છે કે અમુક સમયે મારી બદલાઇ ગયેલી લાગણીથી અને તેના પોતાના જલદ સ્વભાવથી જૂદાં થવાનું જ પરિણામ આવે.

આમાં હું તો રમાનો હઠ અને ટૂંકી દૃષ્ટિ જોઉં છું. તેનો જલદ પણ શુદ્ધ સ્વભાવ મને કદી આકરો લાગ્યો નથી અને લાગવાનો નથી. તેમ મારી લાગણી અત્યારે પણ ફરી નથી, તો તેના આવા ઉપકાર નીચે આવ્યા પછી તો નહિ જ ફરે. હું હૃદય કેવી રીતે બતાવી શકું ? મારાથી તેને માટે જે કાંઇ થઇ શકે તે કરવા હું તૈયાર છું, તો પછી રમા તરફની મારી ફરજ હું બજાવી ચૂકયો છું, અને લાગણી પોતાની ફરજ મૃત્યુ સુધી બજાવ્યા કરશે એવી આશા રાખું છું.

હાલ તુર્ત રમાને આપ સમજાવી શકશો, એવી આશા રાખશો નહીં; અને શોભનાનાં સંબંધીઓ – રમાના એ નિમકહલાલ પુત્રુઓ કોઇથી પણ સમજે એ આશા રાખશો નહિ. રમા પોતે તેઓને સમજાવવા મારી ખાતર તૈયાર છે, પણ તેની પોતાની એક અક્ષર પણ બોલવા હિમ્મત નથી ચાલતી, કેમકે ત્યાં તેને બિલકુલ આશા નથી. તોપણ આપ આશા આપી શકતા હો, તો તે પર જીવવા હું તૈયાર છું.

એક ગૃહસ્થ તરીકે આટલા વિચારો કર્યા પછી મારી રાજાની સ્થિતિની ફરજ તરીકે પણ બે વિચાર કરવાના છે:–

રમાને દુઃખ અપાયું જાણી અહીંનો કામદાર બેદિલ થાય અગર ચાલ્યો જાય. રમા એમ જ થશે એમ માને છે. હું કાંઇ ચોક્કસ કલ્પના કરી શકતો નથી. મને એવો પણ વિચાર આવે છે કે તે મારો પક્ષ શા માટે ન લે ? તેને મારા જેવા અનુભવ છે. અન્યના પ્રસંગમાં આપવીતી ભૂલી

જાય, તો તેની એટલી બધી દરકાર શા માટે હોવી જોઈએ? રાજ્યમાં કદાચ એક મ્હોટો ફેરફાર કરવો પડે, પણ તેથી શું? એજન્સીમાં હું અસ્થિર વિચારનો કદી દેખાઉં, તો તેથી પણ શું? એજન્સી ઈશ્વર નથી. એ એક એવી તરવાર છે જે તેનાથી ડરનાર માટે તરવાર જ છે અને જ્યારે તેનો ડર ગયો, ત્યારે એક નેતરની સોટી પણ નથી. રાજ્ય અન્ય કારભારીથી પણ ચાલી શકશે. હાલના કારભારીને આવી રીતે જવાનો કદાચ પ્રસંગ આવે તો મ્હને દુઃખ થશે, પણ એ બહુ નથી. કારભારી તરીકે, તે જેવો કારભારી હતો તેવો જ રાખવા હું પોતે જ તૈયાર છું.

પરંતુ, એક બાબત બહુ સખ્ત છે. મેં તો તેને પણ ફેંકી દીધી છે; પણ, તેમ કરવામાં હું અંતઃકરણનો પ્રતિધ્વનિ મેળવી શક્યો નથી. ત્યાં હૃદય ચીરાતું હોય, તો ચીરી ફેંકી દેવા પણ મ્હારે તૈયાર રહેવું જોઈએ, એમ મ્હને લાગે છે. જે ફાળ ખોવા દીધો, તેણે એક આ જ બિના ઉત્પન્ન કરી છે, અને તે જ મ્હોટી અને જરા ઠેરવા જેવી છે. અહીં ધર્મસંકટ છે.

અન્યની સ્ત્રીને ઉપાડી જનાર રાજા પ્રજાને કેમ ન્યાય આપી શકશે? પ્રજા એવા રાજા પાસે શી આશા રાખી શકે? મ્હને તેમ કરવાને શો હક છે? હું નબળો બેદરકાર રાજા છું, મ્હારા રાજ્યમાં નિત્ય કેટલા અન્યાય થતા હશે? તે પણ કદાચ હું જાણતો નહિ હોઉં એવો મૂર્ખ છું. છતાં, અન્યાય થતો હું જોઈ શકતો નથી, અને અન્યાય કરતાં મ્હને અત્યંત ત્રાસ આવે છે. આ બિના

કાયદા આગળ મૂકી હોય – તેનો વર ન સમજે તો જે બનવા સંભવ છે – તો ચૂકાદો મ્હારા ગેરલાભમાં થાય. અન્યની બાબતમાં હું પોતે પણ તેમ જ કરૂં, ત્યારે, મ્હારા સ્વાર્થની ખાતર કે શોભનાની ખાતર પણ હું અન્યાય કરૂં ? મ્હારે હાથે જ જાણી જોઇને હું અન્યાય કરૂં ? સમાજના ધારાને જોતાં તો, તેમ કરવાને હું અધિકારી નથી; પણ, સમાજ કરતાં ઈશ્વર મ્હોટો છે. પ્રભુ પાસે આ હકીકત મૂકાય, તો શું મ્હારૂં કૃત્ય વાજબી ન ગણાય ? તે બાલાની ખાતર જાન આપવા કોણ તૈયાર છે ? તે બાલા કોને ચાહે છે ? તેનો હાથ કોને સોંપાવો જોઇએ ? શું સમાજે મ્હારૂં જે હતું તે લૂંટી લીધું નથી ? અન્યાય મ્હને વધારે નથી મળતો ? તેનો એ પતિ શું આબરૂની ખાતર જ પોતાનો દાવો આગળ કરતો નથી ? એથી વિશેષ શું ? તેની સ્ત્રી મ્હને ચાહે છે, એટલું જાણતાં તો તે તેનો નાશ કરવા તૈયાર થશે. પ્રેમ ક્યાં છે ? પ્રેમના પદાર્થને શું દુનિયાની ઉપાધિ લૂંટી જશે ? મ્હને મ્હારો હક તે બાલા પર વધારે લાગે છે. મ્હારૂં અંતઃકરણ પણ એવી જ સાક્ષી પૂરે છે. મ્હને લાગે છે મ્હારી પ્રજાને, એ પગલું ભર્યા પછી પણ, હું અત્યારે ન્યાય આપું છું તેવો જ આપી શકીશ. લોકો અન્યથા દેખશે તો ભલે દેખે. લોકો શું જુવે છે તે જોવાને હું બંધાયો નથી. તેઓ જે જુવે છે તે ખોટું છે, એટલું હું હમણાં રાખું છું તેથી વિશેષ કાળજી રાખીને બતાવી આપીશ. પણ આમાં એક વાત હજી છે જે હૃદયમાં ખટકે છે. હું શોભનાને મેળવવામાં મ્હારી રાજાની સ્થિતિનો

ઉપયોગ કરૂં છું. અન્ય કોઇ કદાચ તેમ ન કરી શકયું હોત. પણ, જે સ્થિતિએ મ્હને ખરૂં જોતાં બધી મુશ્કેલીમાં નાંખ્યો છે, તે શું એક વખત પણ હૃદયની વાતમાં ઉપયોગી ન થાય? એ સ્થિતિનો ઉપયોગ કરવામાં અન્યાય શો છે?

પરંતુ, કદાચ આ બધા માંહેનું કશું જ ન બને, કદાચ આમ થશે અને તેમ થશે એ બધી કલ્પના જ હોય. હું તો આ બધા વિચાર કરતો ન હતો. એ વિચાર મ્હને આવતા ન હતા. હું જાણતો હતો અને હજી જાણું છું, કે દુનિયાનાં તોફાનો પોતાની મેળે શમી જાય છે અને જો તોફાન આવશે તો તેનું ત્યારે જોઈ લેવાશે. રમાએ આ વિચારો આપ્યા છે. તેણે આપ્યા તેનો મ્હેં નિકાલ કરી નાંખ્યો. પરંતુ તે સાચી છે. આ બધા વિચારો કરવાની જરૂર હતી. આપ પણ કરશો.

પણ, તે બાલાનું હૃદય મ્હને નહિ ચાહતું હોય તો? મ્હારા તરફ હવે તેને ધિક્કાર આવ્યો હશે તો? અહો! એક વખત જેને હૃદય ચાહતું, તેને છેક ધિક્કારવા જેવી સ્થિતિ કેટલાં દર્દો પછી આવે છે? મ્હને તે સ્થિતિનો અનુભવ નથી, પણ હું કલ્પી શકું છું કે પ્રેમ ધિક્કાર થઇ જાય ત્યાર પહેલાં હજારો વખ્ત હૃદય ચીરાઇ જતું હશે. એ ધિક્કાર કેટલો બધો ચાહવા જેવો છે? અને હું તો એ ધિક્કારને લાયક જ છું. કદાચ દુનિયાદારીની શરમથી હવે તે મ્હારી થવા નહિ ઇચ્છે, એ સ્થિતિમાં તેને મૂકનાર હું જ છું. તેને માટે હું સિવાય બીજા કોને શિક્ષા થવી જોઇએ? તે મ્હને નથી ચાહતી, એ માનતાં મ્હને બહુ

વર્ષો જોઇશે, ને એટલું સમજાયા પછી યે શું ? હું તેને નહિ ચાહતો હોઉં, એ આ ઝિન્દગીમાં ન બને તેવું લાગે છે. હું તેનો ફકીર થઈ રહીશ, બધા સ્થૂલ વૈભવને ફેંકી દઇશ. તેની એક છબિ રમા પાસેથી માગી લઇશ. શું રમા મ્હને છેલ્લે એટલું નહિ કરાવી આપે ? મ્હારાથી જીવાશે તેટલું જીવીશ. નહિ જીવી શકાય, તો મરી જવું એ વાત બહુ ટૂંકી છે. પણ, શા માટે મરીશ ? મ્હારી ઝિન્દગી રસ વિનાની નહિ હોય.

મ્હેં આપને બહુ ઉપાધિમાં નાંખ્યા છે, પરંતુ
"યારી મસ્તોની ખુવારીની તૈયારી છે."

આનો ઉત્તર લખવા આપ ચિન્તામાં પડશો નહિ. કાંઇ ચોક્કસ વિચારો આપને આપવાનું પ્રાપ્ત થતાં તે મ્હેં કર્યું છે. હું ફરી ઉતાવળ કરૂં છું, એમ માનશો નહિ.

સર્વદા આપનો

સુરસિંહ.

૭૩

રાજ્ય સંબન્ધે તો હું આપની ઇચ્છા પ્રમાણે જ કાર્યમાં જોડાઇશ. અત્યારે તો હું એમ માનું છું પણ હું ઈચ્છું છું તે નહિ, આપ કહેશો તેમ જ થશે.

૭૪

આપ અહીં આવો ત્યારે ઘણી વાતો કરવાની છે. કેટલીક તો આપ સ્વપ્નામાં પણ નહિ ધારતા હો એવી. રાજ્ય સંબન્ધે રાજ્યચક્ર બધું ફેરવવાના વિચારો હાલ

આવ્યાં કરે છે. આપણે મળીશું ત્યાં સુધી નિર્ણય કાંઇ જ થશે નહિ. મ્હારી પ્રજા સુખી જ થવી જોઇએ, એ વાત મ્હને બહુ લાગવા લાગી છે. સુખની બધી આશાઓ છોડી 'એકસ્પેરિમેન્ટ્સ' કર્યાં કરવા એટલા જ વિચારો હાલ તો મગજમાં છે – સ્વપ્ના જેવા છે.

મ્હારી પોતાની બાબતમાં તો હવે સર્વ પાસાથી આશા ગઈ છે. પ્રજા માટે જે કાંઇ આશાઓ હતી તેને એક વર્ષ હજી નવેસર અજમાવી જોઇએ. પછી ઝિન્દગી આખી આમ જ ગાળી કાઢવી છે. રાજ્ય સંબન્ધે, એક વર્ષ તો આપના વિચારો જે કાંઇ હોય તે હું સત્વર અમલમાં મૂકી દેઇ શકીશ.

૭૫

એમને [ ગીગાભાઇને ] આ વખતે જોઇ, મ્હારી ડાયરીમાં એમને કાંઇ વધારે Justice આપી તે આપને હું મોકલી દઈશ.

૭૬

તે જૂનું ધ્યાન, ફરી પ્રણવને દૃષ્ટિ આગળ રાખવાનો યત્ન. પણ, તેમાં કાંઇ ફેરફાર કરી, તેને એટલે ૐકારને પણ મ્હારા હૃદય જેવો કાંઇક કરવા ધારૂં છું.

૭૭

હાલ તો કાગળ ચાલે છે. ગીગાભાઇએ તો કોઈ જુદો જ કાગળ મ્હારે માટે તૈયાર કરાવ્યો છે. હડાળાથી લઇ આવ્યા છે. શોભનાનું એક 'ઑઇલ પેઇન્ટિંગ' કાલે મ્હેં જોયું – બિચારૂં હૃદય !

૭૮

ડાયરી કાલે રવાના થશે. હવે પેલું ધ્યાન શરૂ કરવા હું ધારૂં છું. તેમાં સ્થૂલનો ગંધ ન આવવા દેવા આપે લખ્યું હતું. સ્થૂલ એટલે શું? અમારા પ્રેમમાં સ્થૂલ ક્યાં છે ને સૂક્ષ્મ ક્યાં છે તે હું બરાબર કોઈ પણ યત્ને જાણી શક્યો નથી. હું શું કરૂં?

૭૯

ડાયરી તો આપને મળી ગઇ હશે.

૮૦

મ્હારી પ્રવૃત્તિ સબંધી આપ પૂછો છો, તો હું દિવસ આખો કોઈ અને કોઇ કાર્યમાં પ્રવૃત્ત જ રહું છું. મ્હારા હૃદયને અહીં તહીં પરાણે ઢસરડું છું – એવી ધાસ્તીથી કે એનું, એક જ વિચારમાં રહેતાં; પ્રભુ જાણે શું થશે! આપે જે કરવા મ્હને કહ્યું છે તે હું કરૂં છું. હમણાં લાઠીના એક – ગામ રાજપીંપળામાં – હતો તે તો આપ જાણો છો. ત્યાં આસપાસ લાઠીના ઘણા ભાયાતો છે. ત્યાં પણ ફરી આવ્યો. લત, દા'ડા અને કોર્ટોમાં કેસો ચાલે છે, તે પંચોથી જ ચલાવવાની સહેજ ચર્ચા ઉત્પન્ન કરી આવ્યો છું. આ ત્રણ કાર્યોમાં જો કાંઇ સુધારો થાય, તો ભાયાતોની સ્થિતિમાં પરિણામે બહુ સારો ફેરફાર થઇ શકે તેમ છે.

૮૧

Strange Story મ્હેં હમણાં જ પૂરી કરી. Zanoni – 'ઝૅનોની'માં જે મળ્યું તે આમાંથી મળી શકે તેમ નથી.

'ગુલાબસિંહ'ને સ્પર્શ કરી શકે તેવું કાંઇ આમાં નથી અને એ વામમાર્ગી ક્રિયાઓમાં ન જ હોય. આપ જે સ્થૂલ ઇચ્છાથી દૂર રહેવા કહો છો તેની Margrane સાક્ષાત્ મૂર્ત્તિ છે. હું એને સમજ્યો પણ મ્હારા ધ્યાનમાં કદાચ બધી જ સ્થૂલ ઇચ્છાઓ ભરાયલી રહે તો યે તે Margrane તો ન જ હોય. તે આત્મા વિનાનું બિચારૂં પ્રાણી માત્ર ઝિન્દગી, સ્થૂલને જ બચાવવાનું સમજે છે. પ્રેમ કે અન્ય વદન પરના સૌન્દર્યના મોહને પણ તે સમજતો જ નથી. સ્થૂલ અને સૂક્ષ્મનો ભેદ જે કાંઇ 'ગુલાબસિંહ'માં સમજાયો તે હું આમાંથી સમજી શકયો નથી. મ્હારા ધ્યાનમાં મ્હારી આંખ આગળ રહેતા ગાલ ઉપર ચુંબન લેવા જેવી સ્થૂલ ઇચ્છા રહે, તો પણ તે Margrane કરતાં તો – પ્રભુ જાણે–કેટલી બધી દૂર રહે!–પણ, ગીતાનો ત્રીજો અધ્યાય મ્હેં હમણાં જ શરૂ કર્યો. ગીતા! ગીતા! હું કેટલો બધો હલકો છું, એ ગીતા મ્હને સ્પષ્ટ બતાવી આપે છે – એટલું બધું સ્પષ્ટ કે મ્હારૂં હૃદય ધ્રુજી જાય છે.

**कर्मेन्द्रियाणि संयम्य** – એમ શરૂ થતો છઠ્ઠો શ્લોક એ શું મ્હારા પર અને મ્હને લાગે છે, કે દુનિયાના મ્હોટા ભાગ પર એક સખ્ત ઝપાટો નથી? અને પછી તુર્ત જ તે મહા યજ્ઞનો વિચાર! એ યજ્ઞ! હું કોઇ પણ રીતે, મ્હને તે વાંચ્યા પછી શું થાય છે, તે સમજાવી શકતો નથી. કેટલી બધી પામરતા! અને એથી પણ વધારે કેટલો બધો સ્વાર્થ! અને એ બધું હૃદયમાં સળગી ઊઠતા છતાં, તે એક મ્હોંમાં – પ્રભુ જાણે–કેટલી બધી આસક્તિ! (આત્મ

જે સ્થૂલની વાત સમજાવવા માગો છો તે ગીતાના થોડા શ્લોકે મ્હને સમજાવી છે. મને દીન બનાવી દીધો છે. Strange Story વાંચતાં વાંચતાં ને પેલા Margraneને દૃષ્ટિ આગળ રાખતાં, મ્હારા પ્રેમ માટે મ્હને કાંઈ મગરૂરી મળતી હતી અને ગીતામાંથી જે નવો તણખો મળ્યો તેથી પણ મ્હારા હૃદયના તનમનાટમાં કાંઈ જ ફેરફાર નથી. જે શરીર વૃદ્ધ થઇ જશે તેમાં આત્માના પ્રેમથી જુદી જ એવી – પણ મ્હારા હૃદયને – સ્થૂલ કહો કે જે કહો તે – કેટલી બધી લાગણી છે! એ પુષ્પ કરમાઇ જશે એ વિચારથી મ્હને દુઃખ થાય છે પણ એવા કરમાઇ જાય એવાને ય ચાહતાં, મ્હને કશી શરમ જેવી લાગણી કદી આવી શકતી નથી. એ ન ચાહવા જેવું છે એમ દૃઢ શાન્ત વિચારથી માનવા જતાં એ માની શકાતું નથી અને એ મનાય તો હું ઝિન્દગીથી જ બાતલ થઇ જાઉં એમ મ્હને લાગે છે. આત્માને સ્થૂલથી જુદો હું પાડી શકતો નથી. કદાચ એ જુદાં છે એવી વાત કરી શકું પણ એથી વિશેષ કશું જ નહિ. મ્હારા હૃદયમાં સ્થૂલ ઇચ્છાઓ બહુ છે એ તો નક્કી, પણ એ સ્થૂલ ઇચ્છાઓ પણ પાળી રાખવા જેવી છે એ પણ નક્કી એમ મ્હને લાગ્યા વિના રહેતું નથી. હું વિશેષ સ્પષ્ટતા કરી શકતો નથી. હું તો એટલું જાણું છું કે મૂર્ત્તિના કોઇ પણ પ્રકારના ધ્યાનમાં મ્હને હાનિ નથી. આપ કહેશો તેમ કરીશ.

૮૨

આપનું પત્ર અને ભજન મળ્યાં. મ્હને એ પત્ર વાંચતાં, આંખમાં આંસુ આવ્યા વિના રહેતાં નથી. મ્હને

જે લાગે છે તે જ કહેવા દો – મ્હને આપની લાગણી અને આશા પર દયા આવે છે. રમા કે હું ઉદાર થઈ શકતાં નથી. "અમૃત આપી, હળાહળ શંકરે ન્હોર્યું તે રસ પી લો "–રમા એ સમજી શકે છે. પણ જે માન્યતા સમજણ – લાગણી થઇ શકતી નથી તે થોડા જ ઉપયોગની છે! એ લીટીઓ તે આનંદથી ગાઇ શકે છે અને હું દુઃખથી સાંભળી રહું છું. મ્હને એ હળાહળ પીવાનું ગમે છે. એમાં શો રસ છે એ મ્હને લાગે છે અને અંતે એ જ મળશે એ હવે હું જાણું છું. મ્હેં રમાને છોડી દીધી છે. એને દોરવા જેટલું મ્હારામાં બલ નથી એ તો બહુ સમય પહેલાં જાણી શકાય તેમ હતું પણ હમણાં જણાયું છે, એ પણ ઠીક છે. મ્હને અમુક સ્થાને લઈ જવામાં આપને હજુ નિરાશા તો નથી મળી પણ એ તો આપના હૃદયનું બલ છે. પણ મ્હારામાં જેટલી નિષ્ફળતા મળશે તે કરતાં રમામાં વધારે મળશે. હું જાણું છું કે ભાવિની આવી વાતો કરવી એ ગાંડાઇ છે. પણ મ્હને આશા ક્યાંઇએ રહી નથી – અમારામાં, અહો! કેટલી લાંબી આશા પછી આવી કેટલી સ્વચ્છ નિરાશા! મ્હારા હૃદયની વાતો હવે હું રમાને કરતો નથી, મ્હને ઇચ્છા જ થતી નથી. મ્હારાં આંસુ ત્યાંથી લૂવાશે નહિ. હું તેને હમેશાં આનંદમાં રાખવા યત્ન કરૂં છું અને મ્હને એટલો સંતોષ રહે છે કે તેનું હૃદય જ્ઞાન તરફ વળ્યું છે. મ્હારા સ્વાર્થની હવે તેની પાસે – જેને એવા વિષયમાં રસ જ નથી તેની પાસે – વાતો કરવી એ એકલી નિરર્થક જ નહિ પણ એક પ્રકારની લઘુતા ભાસે છે. તે તેને માર્ગે

કદાચ સુખી થઇ શકશે. હવે એ હૃદયને આ હૃદયમાં ઉપયોગ રહ્યો નથી અને તેનું જ્ઞાન કેટલું ઉદાર છે એ તપાસવા જતાં મ્હને અને તેને વ્યર્થ ખેદ થાય છે. હું દુઃખી હોઉં પણ હસતો રહી શકું તો તેને એક સોબતીની રીતે કોઈ કોઈ વાર ખૂશી કરી શકું છું. અમે એક જ ઘરમાં રહીએ છીએ તે માત્ર પરિચયનું પરિણામ છે. તે સુખી છે. રમા સંબન્ધે વાત કરતાં હું પણ સુખી જ છું અથવા મ્હારે એમ માનવું જ જોઇએ એમ ધારૂં છું. કજીયા બંધ થયા છે. મ્હારૂં ચિત્ત છેવટની નિર્બળતામાં સ્થિર થઇ જાય એટલે આવું પણ કહેવાનું રહેશે નહિ અને એ સમય હવે બહુ દૂર નહિ જ હોય. પણ કેવું પરિણામ ? જ્યાં આનન્દમય બુલબુલ થવાની આશા હતી ત્યાં જડ પથ્થર થવાય છે ! પ્રભુ જાણે કાલે શું થવાશે ! રમા બહુ શાન્ત દેખાય છે અને હજી બહુ શાન્ત થશે. કેટલીક વખ્ત તેના ઉદ્દગારો મ્હને બહુ આનન્દ આપે તેવા હોય છે પણ એ આનન્દ લેતાં હું ડરૂં છું. એ આશા ફરી જાગ્રત થઇ શકતી નથી, કેમકે કેટલીક વખ્ત તો તે જેવી મ્હને મળી હતી તેવી જ હજુ દેખાય છે અને તે વખ્તે પણ હું દુઃખી ન થવા બહુ યત્ન કરૂં છું. હું દુઃખી નથી જ થતો. તે મ્હને જયારે બાલક માને છે, ત્યારે હું તેને વૃદ્ધ દુનિયાદાર માનું છું, પણ એ ક્ષણો તો બહુ જ થોડી છે. અમુક સ્વાર્થનું પડ તો જેટલું હતું તેટલું જ ગાઢ દેખાય છે અને શોભના તો – મ્હારી એ નવી સૃષ્ટિ તો આ જિન્દગીમાં અને કદાચ હમેશ માટે એક છુપો ભેદ જ રહેશે. તેના વર્તમાન કે ભાવિ ઉપર

મ્હોરો કશો જ અખત્યાર કે કશી અસર નથી. તે શું છે એ હું જાણુતો નથી. તે મ્હને ધિક્કારતી હશે? તે મ્હને ચાહતી હશે? તે ભલી હશે? તે ફરી ગઈ હશે? હું કાંઇ જ જાણુતો નથી. મ્હારાં સ્વપ્ન બહુ દુઃખ આપે તેવાં છે. મ્હેં તેને બહુ જ અન્યાય આપ્યો છે. પણ એ ફરી ફરી શું લખવું? મ્હને હવે એટલા જ બધું સહન કરી લેવાનું ગમે છે. કદાચ આ ઝિન્દગી પણ લાંબી નહિ હોય. મ્હેં માંસમદ્ય છોડી દીધેલ છે એ ખબર પણ આપને આપવા જોઇએ.

૮૩

'વેદાન્ત' એ ડિસેમ્બરનો લેખ પણ જોવો"– એ ગયા ડિસેમ્બરનો છે? તો મ્હેં વાંચ્યો જ હશે. છતાં "સુ-દર્શન" મળતાં તે ફરીથી વાંચીશ.

મ્હેં ધ્યાન કરવાનું શરૂ કરેલ છે. આપના તરફથી સ્પષ્ટ ઉત્તર આવતા પહેલાં માત્ર ૐકાર જ રાખેલ છે. હજુ મન ભમ્યાં કરે છે – વચમાં કૈંક વિચારો ઘૂસ્યાં કરે છે. ઘણું કરીને તે તે જ વિચારો હોય છે. પ્રણવ સાથે તે મ્હોં ઉમેરાય તો ધ્યાન કરવું વધારે રસિક જ નહિ પણ સુગમ પણ થઇ શકશે. અર્ધ કલાક તેને નિત્ય આપું છું.

૮૪

આપનું તા. ૯–૩–૯૮નું પત્ર મ્હને આજે સવારે અહીં આવતાં તુર્ત જ મળ્યું. એ પત્ર વાંચ્યા પછી હૃદય એવા આભારમાં, એવી આર્દ્રતામાં છે કે મૌન જ સેવાય

છે. આપ સુખી છો એથી બીજું કાંઈ જ માની શકયો ન હતો અને અત્યારે એની એ વાત વધારે દૃઢ થાય છે. હું હજી બાલક છું. આવી નિરાશા મ્હારામાં શા માટે જોઈએ? અને છતાં, હું કયાં આશા રાખું એ સમજાતું નથી. એ પણ સમજાશે અને તે આપના તરફથી જ.

કેવી ઉદાસી? વેદાન્ત અને આપ સર્વત્ર – સદા કાળ માટેની એક જિન્દગી – એક સતત જીવન સમજાવો છો ત્યારે હું મ્હારી આસપાસ મૃત્યુ જ દેખું છું. જાણે એક ઠેકાણે મ્હોં વીંટી હમેશ માટે પડયો રહું પણ આપ મ્હને સમજાવશો તે સમજી શકીશ, ગમે તેવી સ્થિતિમાં આપ પર પૂર્ણ શ્રદ્ધા રાખી શકીશ અને એટલામાં જ બધા અંધારમાં જીવનનો એક તણખો દેખાય છે.

૮૫

રૂમામાં આપે જે ઔદાર્ય, જે ભક્તિ જોયાં તે બરાબર છે. પણ તે અર્ધ ઔદાર્ય અને અર્ધ ભક્તિ છે. મ્હને તો બહુ કઠોરતા દેખાઈ છે.

૮૬

આવતા માસની ૫ મી તારીખે ગોપનાથ જશું. આપ ત્યાં આવી શકશો?

૮૭

આપનું પત્ર વાંચ્યા પછી મ્હને જે થાય છે, તેવું કોઈ દી થયું નથી. આજે ઉત્તર આપવા જેટલું પણ બલ નથી, પણ ઉત્તર વ્હેલું ન આવતાં આપ ચિન્તા કરત;

પણ એટલું તો કહેવું જ જોઇએ કે આપના આ કાગળ જેટલો બીજો એક્કે મ્હને વ્હાલો નથી.

આપના બતાવેલા રાહે જ ચાલીશ. આપ કહો છો તે જ સદ્‌ગુણ છે. હું એ સમજી શકયો ન હતો. છૂપી રીતે તો હું કાંઇ જ નહિ કરૂં – બીજી કે ત્રીજી કોઈ પણ રીત છે જ નહિ.

ગમે તેમ હો, પણ આપની ઇચ્છા પ્રમાણે કરીશ, અને ડાયરી વંચાવવા માટે – તે કોઇ અન્યને વંચાવવાની હતી જ નહિ. મ્હારી વાત પણ હું આપ સિવાય કોઇને કહેવા ગયો નથી પણ કેટલાએક જે મ્હારી પાસે વારંવાર આવે, જેઓ મ્હારી કવિતા વાંચે, તેમાંના થોડાં કાંઈક સમજી જ શકે અને પછી જો એ હૃદય કોઇ પણ માણસનું હૃદય હોય તો હું શી રીતે છૂપું રાખી શકું? પણ, તે જેટલું સમજી શકે – મ્હારા કહ્યા વિના પણ સમજી જાય – એટલું જ કહું છું. શોભનાની ખાતર અને મ્હને વધારે કહેવાની ઇચ્છા પણ થતી નથી અને હું કહેતો પણ નથી. આપ કહો છો તે જ રમા કહે છે. હવે વધારે સંભાળ રાખીશ.

૮૮

પત્ર મળ્યું. "આપે જે નિશ્ચયો કર્યા હશે તેવા ને તેટલા આ હૃદયથી બનશે કે કેમ એની શંકા હશે"—નહિ જ. મ્હારા નિશ્ચયો? નિશ્ચય જેવું કાંઈ મ્હારામાં હશે એ ખરે-ખર હવે હું માની શકતો નથી. હું એટલું માનું છું કે આપના નિશ્ચયો એ જ મ્હારા નિશ્ચયો હોવા જોઈએ અને

જે પત્ર મ્હને ૨૧મીએ મળ્યું તે મ્હારા મગજમાંથી ભૂંસાશે નહિ.

૮૯

આપ આવો. જ્યારે ઇચ્છો ત્યારે આવો. મ્હારી દુઃખની કે સુખની ગમે તે સ્થિતિમાં આપને જોઇને મ્હને આનન્દ જ થશે.

૯૦

પાઠ મળ્યો. બહુ સારો છે. "સુદર્શન"માં 'વ્યભિચાર'નો લેખ વાંચ્યો. આપનું તે ૨૬મીનું પત્ર પણ ફરીથી વાંચ્યું. આપ જે કહો છો તે સમજાય છે, પણ હાલ તો એ સમજણ સમજણ જ રહે છે. એ પત્ર વાંચતાં એની એ જ લાગણી થાય છે. પણ વિશેષ શા માટે?

૯૧

## કસ્તુરી મૃગને

તું તો વનનું રૂપ, મૃગલા!
તું જ સુમેઘસ્વરૂપ! મૃગલા! તું તો૦
કાં તુજ નયનો ફૂલ વિણુ વ્યાકુલ?!
તુજમાં વસ્તુ અનુપ! મૃગલા! તું તો૦
પુષ્પ પરાગ ભર્યાં મહેકે! પણ–
કંટકથી ભરપૂર! મૃગલા! તું તો૦
જે કવિ તુજ સુરભે લજવાતી;
ત્યાં તુજ કાજ ન નૂર! મૃગલા! તું તો૦

ફેરવતો મુખ વન વન સૂંઘે ! !
 કેમ મૂંઝાઇ ઝૂર ? ! મૃગલા ! તું તો ૦
શૃંગ જરા ઝૂકતાં ઝૂકવી દે !
 મહેક કશી નવ દૂર ! મૃગલા ! તું તો ૦
ઊઠ નહીં કહિ ! જાગ નહીં ફરી !
 ગંધનશે ચકચૂર ! મૃગલા ! તું તો ૦
કેમ રમા વિનવે વધુ તુજને ?
 તું નવ ભાસે ભૂર ! મૃગલા ! તું તો ૦

---

૯૨

આપે કહેલાં પુસ્તકો લાઠી જઇને વાંચીશ. બાળાશંકરને હું મળ્યો નથી, પણ આપે એમનું જે વર્ણન આપ્યું હતું તે પરથી તેમના પર મારી કાંઇ મમતા હતી. હાલ તો તેનાં કાવ્યો બધાં છપાઇ શકે તેવી ગોઠવણ થાય તો તેનાં કુટુમ્બને કાંઇક ટેકો મળી શકશે. એમ કરતાં શું ખર્ચ થાય તે લખશો, તો હું એકલો નહિ તો બે ત્રણ જણ થઇને પણ તેની ગોઠવણ કરી શકીશ.

૯૩

આપ બધી રીતે સ્વસ્થ થતાં અહીં વ્હેલા આવશો જ – તેમાં તો શંકા શા માટે રાખું ?

૯૪

અહો ! મ્હારી રમા એ વાંચી શકે (‘ વિક્રમોર્વશીય ’) તો કેવું સારૂં ! પણ ત્યાં તો એનું એ જ છે. હાલ ‘ પંચી-

કરણુ ’ તેણે વાંચ્યું. આજે આપની ગીતા શરૂ કરી છે. મેં પણ ગીતાના ૭ અધ્યાય શાસ્ત્રીજી સાથે પૂરા કર્યા છે.

૯૫

Voice of Silence (‘ વૉઇસ ઑફ્ સાયલન્સ ’) મુંબઈમાં મળી શકેલ નથી. આપ પાસે એ પુસ્તક હોય તો મોકલશો.

૯૬

હવે ક્યારે આવશો? શું નક્કી થયું?

૯૭

નયને જલ એ વહતાં રડતો!
સુખમાં પછી હું ન મને ગમતો!
મુજથી પણ આ મુજ ચિત્ત બને ગુમ!
એ સહવું કયમ? ના સમજ્યો!

ઉર બ્હાર વહી જ ઉરત્વ જતું!
જલથી જયમ દૂર જલત્વ બને! – અહ!
મીન ગરીબ રહે; ન મરે! અહ! –
એ સહતાં ય સહ્યું ન થતું!

---

૯૮

પત્ર મળ્યું. ઉત્કંઠા બહુ વધી છે. છઠ્ઠી તારીખ કૃપા કરી હવે ફેરવશો નહિ. એ વખતે હું વાલુકડમાં હઈશ અને આપણે બધો વખ્ત ત્યાં સાથે રહેવાનું બનશે.

૯૯

આપનો તાર મળ્યો. આપ મ્હારી સાથે જ છો — એથી જુદું મેં કદિ માનેલું નથી. એક પ્રકારના દર્દને સમયે, તે સાથે જે બીજાં સુખ હોય છે, તે માણુસ ભૂલી જાય છે અને દુઃખ જ રોયાં કરે છે! તેવું જ શું મ્હારૂં પણ નથી?

૧૦૦

બધું ચક્ર વધારે નરમ થઇ ગયું છે તો આપણે પણ સાથે વિચાર કરવાનું નવું નિકળી આવ્યું છે – અગત્યનું છે. કૃપા કરી આવી જશો.

જે નવી યોજના થઈ તે આપને બહુ રુચતી ન હતી, એ આપ ગયા પછી હું વિચારી શકયો. બીજું પણ કાંઈ બન્યું તેની સાથે આપને પણ એક વિનંતી કરવાનું પ્રાપ્ત થાય છે. વ્યવહારમાં – જેમાં તેમાં બધાંમાં – આપના હ્રદયમાં જે શબ્દો ઉઠે છે તે જ કૃપા કરી મ્હને કહેતા જશો. તે શબ્દોને નરમ રૂપમાં મૂકવાથી હું તો ઘણી વખ્ત ઘણી અને મ્હોટી ભૂલો કરીશ. સ્પષ્ટ આજ્ઞાઓ આપો, એ ઇચ્છું છું. કેટલીક હકીકત પાછળથી ન બની હોત અને આપનાં એક બે વાકયોનું સ્પષ્ટીકરણ શાન્ત રહી ન કર્યું હોત, તો આ વખ્તે પણ એવું જ બનત. દુનિયામાં જ્યાં સ્વાર્થી દેખાય ત્યાં, "જરા વિચારવા જેવી", એમ નહિ, પણ 'સ્વાર્થી' એ જ શબ્દ મ્હને કૃપા કરી કહેશો. હું મૂરખ હોઉં ત્યાં મને એ જ શબ્દ કહેશો. ✓

૧૦૧

આપે આ વખતે જે કાંઇ કર્યું, તેને માટે મૌન જ રાખવું એ જ ઉત્તમ છે; તો પણ મને એવું લાગે છે કે જાણે બધું સુખ – પૂર્ણ સંતોષ મળી ગયો છે અને તે, કેટલાં યે વર્ષોથી માંડીને તે આજ અત્યાર સુધી અને ભવિષ્યને પણ જોઇ શકાય તેટલું જોતાં, આપથી જ છે. આપ મ્હારે માટે સર્વ કરી ચૂકયા છો, અને, હવે ગમે તે થવાનું હશે, પણ, આપ જે છેવટ આપવા ઇચ્છતા હો તે શાન્તિ – મને મળશે એમાં મને શંકા નથી. હું સુખી થઇને એ શાન્તિ મેળવું કે દુઃખી થઇને મેળવું એ મ્હારા નસીબની વાત છે પણ હમણાં – હવે જે સુખદુઃખ આવવાનું હોય તે છેલ્લું જ – એમ મને લાગે છે. મને એટલું બધું લાગે છે કે આપ ન હોત તો કદાચ – મ્હારા ઉદ્ગારો સાંભળવાનું પણ આપને આ છેલ્લું હશે – એ સૌના બદલામાં આપને હું કાંઇ ઇચ્છી શકું એવું પણ દેખાતું નથી.

આપ કાલે જશો. પરમ દિવસ કદાચ હું શોભના સાથે હઇશ કે સ્ત્રીના શબ્દ માત્રથી દૂર – એકલો – હઈશ. જ્યાં હઇશ ત્યાં આપ તરફ દૃષ્ટિ રાખી સુખી હઇશ.

શોભનાના સારા કે માઠા એક વિચારથી હૃદય ઉછળી જાય છે; તો પણ, દુઃખ જ હજુ આવે તો પણ મેં જેવી કંગાળ રીતિએ સહન કર્યું છે તેમ તો હવે નહિ જ કરૂં અને મ્હારી કંગાલીઅત કાઢી નાખનાર આપ જ છો. એ કંગાલીઅત જાય તો પછી વધારે સુખ દુનિયામાં શું મળવાનું હતું? હું આપ માટે કાંઇ કરી શકું તો અત્યારે

તો એટલું જ છે કે મ્હારા તરફની ચિન્તાથી આપને દૂર કરૂં અને સર્વ રીતે તે કરવા, હું શબ થઇ જઇશ તો પણ, તૈયાર રહીશ.

૧૦૨

આપનું તા. ૧૨ મીનું પત્ર મને હમણાં મળ્યું. આપ ઇચ્છો છો અને આપણે નક્કી કર્યું છે તેમજ સર્વ થશે. રાજ્યતંત્રમાં કોઇ પણ કણુ ન જ પડે તેની હું બહુ કાળજી રાખીશ, અને, તેમાં કોઇને કાંઇ પણ કહેવામાં, હવે મને સંકોચ લાગતો નથી; પરંતુ હું ખાનગી 'સુરસિંહ', તે તો આપ કહો છો અને ઇચ્છો છો તેમ, મ્હારાથી બનશે ત્યાં સુધી, રમાનો રહેવા મથીશ.

૧૦૩

આપનું પત્ર મળ્યું. મને જે કાંઇ તૃપ્તિ પ્રાપ્ત થઇ છે તેને માટે આપને કેવી રીતે અને શું લખું?

જે કાર્ય મને સોંપશો તે હું બરાબર બજાવીશ. ખટપટ પોતાની મેળે દૂર થશે કે સીધે માર્ગે ચાલવામાં જે કાંઇ બળ છે, તેની પાસે કોઈ પણ ખટપટ નિર્માલ્ય છે. મને હવે કશી ઈચ્છા – તૃષ્ણા નથી, અને, હું મારી ફરજ બજાવી પ્રજાને સુખી કરૂં એટલે સર્વ મળી ચુકયું એમ માનીશ.

૧૦૪

હું રાત્રિ શોભના સાથે અને દિવસ રમા સાથે ગાળું છું. રાતે જમવાનું શોભના સાથે કરવાનું કહેતાં, રમા એવી રીતે જોખમ બે શિર રહે એ સારૂં માનતી નથી. હું શોભનાના હાથનું પાન પણ ન ખાઉં, તો જ તે

મ્હારૂં રસોડું રાખે – જે બની શકે નહિ – તેથી રસોડું પણ આવતા રવિવારથી મ્હારૂં જુદું થશે.

૧૦૫

રાજ્યકાર્યમાં તો અમુક નિયમ બંધાઇ જશે, એટલે મ્હારે કરવાનું જે ઠરશે તે કરવા હું લાગી જઇશ.

મદિરાપાન 'મૅસ્મેરિઝમ' વખ્તે નહિ, પણ પછી કરવામાં કાંઇ અડચણ છે? કેમકે તે શરૂ થયું છે અને આવતી હુતાશિણીએ તેને છેલ્લી સલામ કરવી છે.

૧૦૬

આપ જે રીતિએ વર્ત્તવા બોધો છો, તે જ રીતિએ વર્ત્તવા હું હમેશ યત્નવાન રહીશ. કવિને રાજ્યમાં કોઈ પ્રકારે દાખલ કરેલ જ નથી.

બજેટ પ્રમાણે આ વખ્તે તો રહેશે કે નહિ તેની બહુ શંકા છે, કેમકે; કેટલાક ફેરફારમાં વિલંબ કરવો પડયો છે – જેવા કે – રાજકોટના વકીલો હજુ ચાલે છે; વળી, રમાની જીવાઈનું આવતી પહેલી તારીખથી શરૂ થશે એટલે તે ખર્ચ પણ અત્યાર સુધી ચાલતું હતું પણ મ્હારા તરફથી બજેટ ઉપરાન્ત કોઈ પણ રીતે પગ નહિ જ મૂકાય.

૧૦૭

રાજ્ય સંબન્ધે સર્વ આપ જાણો છો. ગૃહ સંબન્ધે સર્વ આપ જાણો છો. જે કાંઇ આપનું છે, તે સર્વ આપ જાણો જ. હવે મ્હારે કાંઇ લખવાનું રહેતું નથી. હાલનો

મ્હારો ઈતિહાસ સાવ ટૂંકો અને પૂર્ણ આનંદમય છે. વારંવાર કાંઇ આભાર ગાવાની ઇચ્છા થઈ આવે છે પરંતુ મૌન જ સેવાય છે.

૧૦૮

ચિન્તા, માત્ર આપના શરીરની, ઘણી વખ્ત થાય છે અને લાંબા કાળથી આપની શરીરસંપત્તિ જે સ્થિતિમાં રહે છે, તેથી કાંઈ કાંઈ ડર લાગે છે. આપ પૂર્ણ નિવૃત્ત થઈ, થોડો કાળ લાઠીએ રહી શકો તો કદાચ એ ફેરફાર-થી સારૂં થાય. આપને લખવા વાંચવાનો નડિયાદ માફક જ અવકાશ મળે, તેવી ગોઠવણ થઇ શકશે. મ્હને એકલા-ને નહિ, પણ અમને સૌને એ વિચાર સારો લાગ્યો છે.



# "કલાપી" ના પત્રો

(૨)

બા શ્રી મોંઘીબા અથવા શોભના ઉપરના

ઈ. સ. ૧૮૯૭ - ૧૯૦૦.

૧

*   *   *   *

વ્હાલી, તને નહિ જ ગમતું હોય. મ્હારૂં જીવન તો હવે સર્વત્ર આનંદમય થઇ રહ્યું છે. મને તારી પાસે કે તારાથી દૂર પણ સદા ભરપૂર આનંદ જ રહે છે; કેમકે, હું જ્યાં જ્યાં દૃષ્ટિ નાખું છું, ત્યાં ત્યાં ચોગમ તારાં જ પ્રફુલ્લ દર્શન જામી રહ્યાં છે. અંતઃકરણ સંતોષનાં પ્રબલ મોઝાંમાં ઝૂલી રહ્યું છે, અને સર્વના સૂત્રધાર કૃપાલુ પ્રભુના આભારમાં ઘડીએ ઘડીએ ડૂબી જાય છે. જીવન, જીવન, તું મ્હારા આવા સુખનો રાશી કદિ બનીશ એવી આશા ન હતી. દુઃખમાં જીવી દુઃખમાં મરવું હતું તેને બદલે પ્રભુએ સુખમાં જીવાડી, મારવાનું પણ સુખમાં નિર્માણ કરી સર્વ પ્રારબ્ધ ફેરવી નાખ્યું હોય તેમ લાગે છે. ન્હાની ન્હાની ચિન્તા ગામગપાટાની મને ક્યાંએ નડતી નથી. અરે, મને તો લાગે છે, જાણે પરમાનન્દની સીમા પર હું ઉભો છું અને જાણે મ્હારૂં હૃદય તને પણ પાઇ દેઇ એ ગંભીર આનંદમાં આપણે બન્ને સાથે કૂદી પડીએ.

મીઠી છોડી, પ્રભુ તને સુખ આપે.

સદાનો તારો

સુરસિંહ.

૨

શનિ,

શંકાશીલ વ્હાલી છોકરી,

તારૂં પત્ર મને કાલે મળ્યું. તેમાં તબિયતના કાંઇ સમાચાર નથી.

તું મ્હારા હૃદય માટે કહે છે. મ્હારૂં હૃદય સ્હેલાઈથી શંકામાં પડતું નથી, એ તો હું તને હૃદયની હજારો વાતોથી સાબીત કરી આપીશ. હું જ્યાં વિશ્વાસ રાખું છું ત્યાં પૂર્ણ - મ્હારાથી બની શકે તેટલો રાખું છું. શંકામાં, અવિશ્વાસમાં રહેવું એ તો સ્ત્રીના હૃદયનું કાર્ય લાગે છે. પરંતુ તને જે લાગે છે, તેમાં કાંઇ જૂદી જ વાત છે. ત્રણ વર્ષ પહેલાં તું મને જોતી હતી અને તું મને અત્યારે જુવે છે તેમાં કેટલો મ્હોટો ફેરફાર છે ? એ ત્રણ વર્ષ મેં મૃત્યુમાં - દર્દમાં - અગ્નિમાં ગાળ્યાં છે. એ દર્દ - મ્હારા હૃદયને સાંસારિક વાતો ઉપરથી ઉખેડી નાંખ્યું છે. બાલક જેવી રમતીયાળ મજા એ અરસામાં મેં ખોઇ નાખી છે અને તેથી જ વારંવાર, હું વૃદ્ધ થઈ ગયો છું એમ તને કહેતો આવ્યો છું. એ દર્દની છાયા હજી પૂર્ણ ખસી નથી. મ્હારા હૃદયના આનંદો હવે ઉછળતા નથી, પણ શાંત છે; પણ તે સ્નેહો બહુ ટકાવ છે. મ્હારામાં તને જે શિથિળતા દેખાય છે તેથી કાંઈ પણ ડરવા જેવું નથી. આપણે હજી વધારે પાસે આવી શકીશું. પણ તેમ કરવા માટે તારે બહુ મહેનત કરવી પડશે. પ્રથમ તો તારૂં હૃદય પૂર્ણ ખુલ્લું છોડ. ત્યારે જ મ્હારામાં તને રસ મળી શકશે. ઉતાવળ છે તેથી આજે તો આટલું જ.

તારો જ

સુરસિંહ.

૩

ગુરુ,

મીઠી છોકરી,

તારાં પત્ર મળ્યાં. બહુ જ આનંદ થયો. અહીં તો

પત્રો આવે ત્યારે અને હું લખું ત્યારે ઘણી આંખો ટાંપી રહી હોય છે અને તેથી બધું કામ ચોરિયાં ખાતાનું કરવું પડે છે.

હવે હાલ તો આ છેલ્લું પત્ર છે અને તું પણ હવે લખીશ નહિ. હું પ્રભુકૃપા તો શનિવારે જરૂર આવીશ.

મીઠી, તારા હૃદયમાં શંકા નથી એ હું જાણું છું પણ તું હજુ છેક બાલક છે. દુનિયાદાર થવાનું સર્વને સર્વ તરફથી કહેવામાં આવે છે, તેમાં પ્રેમમાં દૃઢ શ્રદ્ધા અને પોતાના સ્વાર્થ પર વિરાગ કે બેદરકારી હોય છે, તો જ સ્નેહ નભી શકે છે. મને તો હજારો રાજ્ય કરવા કરતાં સ્નેહમાં વધારે દૃઢતાની જરૂર લાગે છે અને તે એમ જ હોય, કેમકે, પ્રભુને મેળવ-વાના માર્ગ સુલભ નથી. બહુ યત્ન અને મહેનતની જરૂર છે, છતાં, વાત બહુ ટુંકી છે. પોતાને ભૂલી જવાય એટલામાં જ સર્વ ધર્મનો સાર છે. સર્વ સ્નેહનો સાર પણ એટલામાં જ છે. ઝિન્દગી બહુ ટુંકી છે અને સ્વાર્થ તેને કદાચ બહુ ચિન્તાવાળી ઝિન્દગીથી સુધારી શકે પણ મૃત્યુનો કાળ અનંત છે અને તે તો સ્વાર્થ માત્ર દૂર ફેંકી દેઈ અને તે પણ આનંદમાં નિશ્ચિંત રહ્યા કરવાથી જ સુધરી શકે છે. મ્હારી તારે માટેની ચિન્તા તારી ઝિંદગીની નહિ, પણ, તારા મૃત્યુની છે. તું સુખમાં જીવી ન શકે, પણ સુખમાં મરી શકે. સુખમાં મરી શકવું એ થોડાં જ કરી શકે છે. પણ હાલ તો એક ચું – અને શનિવારની આશા.

તારો જ

સુરસિંહ.

૪

હું દશ હજાર ગાવ પર હઇશ, તો એ મારૂં દિલ તારી પાસે જ છે. આજે કામ ઘણું છે તેથી નહિ આવું, પણ મ્હારો જીવ તારા પગમાં જ છે એમ માનજે.

સુ.

૫

મંગળ,

વ્હાલી છોકરી,

મેં તને આવતાં વેંત જ કાગળ લખ્યો હતો. અને તે કાગળો પ્હોંચતા જાય છે એવી માન્યતામાં હતો એવી હવે તને ખાતરી થઇ હશે, અને તેથી મ્હને કોઇ ગુસ્સો કે તેવું કાંઇ પણ નથી તે પણ સમજાયું હશે. કદાચ વ્યવસાયમાં કાગળ ન લખી શકાય તો પણ તે વાત મને તો બહુ મનમાં લાવવા જેવી નથી લાગતી.

હવે જરા નાટક ?:—

"અરે! પ્રાણપ્યારી! તારા મુખારવિંદ વિનાનો ચંદ્ર પણ ઝાંખો લાગે છે." કહે – એવું એવું લખું તો તો ખુશી થાય ખરી ને?

હું દિલગીર છું કે પ્રેમને બોલવાનો મ્હારો કાળ ગયો છે નહિ તો કદાચ તને શંકા કાંઇ પણ ન આવે એવું ઘણું લખી શકયો હોત. પરંતુ મ્હારા હૃદયની તને જ્યારે જ્યારે જ્યારે શંકા આવે ત્યારે ત્યારે મ્હારી એકાદ કવિતા વાંચી લેજે એટલે તે નહિ રહે. તારૂં દાસત્વ આખી ઝિન્દગી-

નું સ્વીકાર્યો પછી જ મેં જે કાંઇ કર્યું છે તે કર્યું છે એટલે હવે આવી શંકા રાખવી એ તો વ્યર્થ મ્હારા જેવા બહુ દુઃખમાં રહેલાને દુઃખ આપવા જેવું છે.

તારો જ

સુ.

૬

વ્હાલી,

કાલે તને રડતી જોઇને ગયો તેથી જીવને ઠીક નથી. ખરેખર એવે વખતે મને બહુ લાગી આવે છે અને કોઇ નસીબની નવાઇથી તે વખતે રોકાયલો પણ બહુ જ હોઉં છું. આજે અત્યારે પણ આવી શકીશ નહિ.

હું આટલો દિવસ જ બહુ જ પ્રવૃત્તિમાં હતો. તું સુખી નહિ એ વળી સૌ કાર્યની ચિંતામાં એક અધિક લ્હાણુ!

પણ હાલ તો કાંઇ જ નહિ.

રાતે તો આવીશ જ.

તારો જ

સુ.

૭

સોમ,

ગાંડી છોકરી,

આજ કાલ એક મિનિટનો વિસામો મળતો નથી. રાતે અગિયાર બારે સુવું અને સવારમાં વ્હેલું પાંચ વાગે ઉઠી રખડયા કરવું એ–ધંધો છે.

મેં તને બે કાગળ લખેલ છે છતાં કાગળ નથી એવી બૂમ પાડતો તાર કાલે મળ્યો. તું પોતે તો તારી તબિયતના કાંઈ જ સમાચાર નથી આપતી, જે તો મેં ખાસ લખવા કહ્યું હતું અને વગર કારણે આવી તેવી ચિંતાઓ કર્યા કરે છે. શંકા રાખનારને શી રીતે ખાતરી કરી આપવી એ કેમે ય સમજાતું નથી.

દવા બરાબર ખાતી રહેજે. બહુ જ ઉતાવળમાં કાગળ લખું છું. પાંચ મિનિટમાં ભાગી જવું છે.

તારો જ

સુ.

૮

આજે તને રોતાં જોઇને મને બહુ જ દયા આવતી હતી. બિલકુલ ગુસ્સે થવાને તેમાં કારણ ન હતું કેમકે તારા ચ્હેરા ઉપરથી લાગતું હતું કે એ આંસુ દ્વેષની લાગણીનાં ન હતાં. તારા મનમાં બે વિચાર હશે એમ લાગ્યું. એક તો જુદાં રહેવું પડશે એવો અને બીજો મ્હારી ઝિન્દગીનો.

આપણે જુદાં તો રહેવાનાં નથી. તેમ તારી સાથે રહેવા સિવાય મને આનંદ નથી એ તું જાણતી જ હશે. સાત દિવસમાં ત્રણ રાત તારી સાથે અને બે કે. સાથે અને બે રમા સાથે એમ કરવાનું છે. દિવસે તો આપણે સાથે જ રહેવાનાં છીએ. આ પ્રમાણે રાતે જુદાં રહેવું વધારે બનશે અને તેનું દુઃખ મને પણ થાય છે, તને થાય એ સ્વાભાવિક છે. પણ ફરજ ખાતર તેમ કરવું

જ જોઈયે. કે. ને તેમ જ રમાને જેણે આપણને મેળવવાની તેમજ ફાકંતીની ગોઠવણ કરી આપી તેને પણ સંતોષ આપવો જોઇએ એમ તને લાગ્યા વિના નહિ રહે.

ઝિંદગીને માટે તો રસોડું હાલ છે તેમ જ રહેવાનું છે. છતાં ભય હોય તો તે પ્રભુને સોંપવું જોઈએ. હાલ લડાઇઓનો વખત હોત તો ફરજ ખાતર તે પણ કરવી પડત તો આ તેવું તો નથી જ.

હું ચાલ્યો જઇશ એવી ધાસ્તી રાખીશ નહિ – જો એ હોય તો. એ તો ઘણાં વર્ષો પછી બની શકે તેમ છે. ત્યાં પણ ફરજ જ નડે છે. રાજ્યમાં રહી મ્હારે મ્હારી ફરજ બજાવવી જોઇએ. વળી જ્યારે જઇશ ત્યારે તને લેઇને જ જઇશ.

સુ.



# "કલાપી" ના પત્રો

(૩)

નામદાર કોટડાવાળાં બા શ્રી ઉપરના

ઇ. સ. ૧૮૯૧ - ૧૯૦૦.

૧

૧૯ – ૪ – ૯૧.

પ્રાણ,

તમારો કાગળ પહોંચ્યો છે. વાંચી ઘણો ખૂશી થયો છું, માટે તે જ પ્રમાણે લખશો. * * *

હું પંદર દિવસ પછી આવીશ * * તો પણ, પ્રાણ! તને મળ્યા વિના રહીશ નહિ.

રાજકોટમાં પાણીની તાણ હોવાને લીધે કૉલેજની રજા વધશે. આ ખબર હાલ કોઇને આપશો મા. * * *

મારી તબિયત સારી છે. તમે પણ ખુશીમાં હશો.

લિ. મળવાનો સમય પાસે આવતો જોઇ હરખાતો

સુરસિંહ.

૨

૧૮ – ૬ – ૯૧.

પ્યારી,

તમારો કાગળ પહોંચ્યો. વાંચી ઘણો જ ખુશી થયો છું માટે તેજ પ્રમાણે લખી આનંદ આપજો. હવે બાળક દર્શન ક્યારે દેશો. મારે તમને જોવાં છે. * * *

મારી તબિયત સારી છે.

લિ. મળવાને આતુર

સુરસિંહજી.

૩

પ્યારી,

તમારો કાગળ મને પહોંચ્યો છે. વાંચી ઘણો જ આનંદ થયો છે માટે જો લખી શકાય તો લખશો. * * *

ઈશ્વર તને આરામ કરે. તમારી દવા કરવા એક સારા ડાકટરની ગોઠવણ કરીશ. મારી તબિયત સારી છે. તમારી તબિયત સુધરતી હશે.

લિ. મળવાને આતુર

સુરસિંહજી.

૪

કાગળ કેમ ન મળ્યો તેની મને પણ ચિન્તા થાય છે. તેમાં કાંઇ લખ્યું તો મેં નહોતું.

જાન્યુઆરી ગાદી માટે નક્કી છે.

ચિન્તા ન કરવી. આનંદમાં રહેવું. દુનિયામાં એમ કર્યા વિના તો બધે જ દુઃખ દેખાય છે. તું લખે છે તે મ્હારા વિચાર બહાર નથી.

સુ.

૫

ડાક બંગલો, જયપુર; ૪ – ૧૦ – ૯૧.

પ્યારી,

મને કાગળ લખવાનો બિલકુલ વખત મળતો નથી તો પણ ટુંકાં કાગળ લખતો જઇશ. મારી તબિયત સારી છે. તમને હવે સારૂં હશે.

લિ. સુરસિંહજી.

૬

પંજાબ હૉટેલ,

લાહોર, ૧૨ – ૧૦ – ૯૧.

પ્યારી,

હું અહીં ખૂશીમાં છું. તમારી તબિયત સારી થતી જતી હશે. કાગળ લખજો અથવા લખાવજો.

અમે આજ રાતે અહીંથી ચાલી કાલે રાવલપીંડી જઈશું અને કાશ્મીર સોળમી તારીખે પ્હોંચશું.

લિ. સુરસિંહજી.

૭

રાવલપીંડી,
૧૯–૧૦–૯૧.

પ્યારી,

તમારો કાગળ હજુ સુધી એકે નથી તેનું કારણ શું છે? કાગળ અઠવાડીઆમાં એકાદો લખી શકાય તો લખવો, નહિ તો જેઠાલાલને તમારી તબિયતના ખબર વારંવાર લખવા કહેવું. મારી તબિયત સારી છે. તમારી તબિયત હવે સારી હશે.

લિ. સુરસિંહજી.

૮

શ્રીનગર,
૧–૧૧–૯૧.

પ્યારી,

જેઠાલાલના બે કાગળ પહોંચ્યા છે. તમારી તબિયત સારી છે એ ખુશાલીની વાત. * * *

મારી તબિયત સારી છે.

લિ. સુરસિંહજી.

૯

શ્રીનગર,
૮ – ૧૧ – ૯૧.

પ્યારી,

તમારા હાથના લખેલ પત્ર નથી તેથી મારા મનમાં તબિયત વિષે હજી શંકા રહે છે તેથી જો બની શકે તો હાથે જ કાગળ લખવા.

મારી તબિયત સારી છે. તમારી તબિયત હવે બિલકુલ સારી હશે.

લિ. સુરસિંહજી.

૧૦

હરદ્વાર,
૨૫ – ૧૧ – ૯૧.

પ્યારી,

તમારો કાગળ પહોંચ્યો. વાંચી આનંદ થયો છે.

અમે હમણાં શ્રાદ્ધ કરવા જઇએ છીએ તેથી કાગળમાં વધારે લખતો નથી. અહીં સૌની તબિયત સારી છે.

લિ. મળવાને આતુર
સુરસિંહ.

૧૧

દીલ્હી,
૩૦ – ૧૧ – ૯૧.

પ્યારી,

તમારો તા. ૨૫ મીનો કાગળ પહોંચ્યો. વાંચી આનંદ

થયો માટે કાગળ લખી શકાય તો વારંવાર અવશ્ય લખતા જવું. * * *

મારી તબિયત સારી છે. આયાની બાબતમાં જેઠાલાલે કામદારને લખવું કે તે ગોઠવણ કરી આપે.

અમે અહીંથી પરમ દિવસ ચાલશું.

લિ. મળવાને આતુર
સુરસિંહજી.

૧૨

આગ્રા,
૧૦ – ૧૨ – ૦૧.

પ્યારી,

તમારા અડધા લખેલા પત્રો પહોંચ્યા. વાંચી આનંદ થયો. ઘણી ખુશાલીની વાત છે કે તબિયત સુધરે છે. હવે હરકત ન હોય તો આખો કાગળ તમારે જ હાથે લખવો.

* * * ગોઠવણ રા. આશારામ કરી આપશે. મારી તબિયત સારી છે.

લિ. સુરસિંહના સલામ.

૧૩

બનારસ,
૨૭ – ૧૨ – ૯૧.

પ્યારી,

તમારો વગર તારીખનો કાગળ મને પહોંચ્યો. વાંચી આનંદ થયો; કેમકે તંદુરસ્તી સારી છે એવા તેથી ખબર મળ્યા.

મૂળવાજીનાં લગ્નની કંકોત્રી લાઠીએ જશે એથી સ્ટેટ તરફથી તે ગોઠવણ કરશે. વળી તમારે જે * * વગેરેને આપવાનું તેનું પણ લખી જોવું અને જવાબ મને જણાવવો.

મારી તબિયત સારી છે.

લિ. સુરસિંહજી.

૧૪

ગયાજી,
૨-૧-૯૨.

પ્યારી,

તારો કાગળ પહોંચ્યો. વાંચી આનંદ થયો. હું હમણાં શ્રાદ્ધક્રિયા કરવા જાઉં છું.

મારી તબિયત સારી છે.

લિ. સુરસિંહજી

૧૫

કલકત્તા,
૧૧-૧-૯૨.

પ્યારી,

તમારો પત્ર પહોંચ્યો. વાંચી આનંદ થયો છે.

* યોગ્ય ગોઠવણ કરવા રા. રા. આશારામભાઇને લખેલ છે. * * *

લિ. સુરસિંહજી.

૧૬

શ્રી જગન્નાથજી,
૨૩ – ૧ – ૯૨.

પ્યારી,

તમારો કાગળ મને મળ્યો. વાંચી આનંદ થયો માટે તે જ પ્રમાણે લખી મને ખૂશ ખબર આપવા. * * *

લિ. સુરસિંહજી.

૧૭

શિવકાંચી,
૮ – ૨ – ૯૨.

પ્યારી,

તમારો હાલ એકે કાગળ નથી. કારણ શું? પ્રોગ્રામ પ્રમાણે બધાના ખબર આવે છે પણ તમારા તરફના કાંઈ સમાચાર નથી તેથી એમ જ ધરાય છે કે તમે કાગળ લખ્યો જ નથી, માટે આળસ છોડી કાગળ લખવા. મારી તબિયત સારી છે.

લિ. મળવા આતુર
સુરસિંહજી.

૧૮

રોહા,
૧૫ – ૫ – ૯૨.

પ્યારી,

હવે તારી તબિયત સારી થઇ હશે. જો તેમ તો તું

મને કાગળ લખજે જેથી હું તને હવે બોલાવવા મોકલું.

અમે સો આજ અહિંથી રવાના થઇશું. લાઠીએ જઇને તને ખબર આપીશ.

મારી તબિયત સારી છે. તું ખૂશીમાં હઇશ.

લિ. મળવાને આતુર પ્રિયતમ

સુરસિંહજી.

૧૯

૨૪-૧-૯૩.

તમે લખી તે બીના જાણી. હવે ઝાઝી વાર નથી. બહુ તો એક માસ.

સુ.

૨૦

ગોધા,

૨-૪-૯૩.

પ્યારી,

તમારો કાગળ તેમ જ જેઠાલાલનો કાગળ એમ બે કાગળ મળ્યા. હકીકત વાંચી બહુ દિલગીર થયો. ઈશ્વર ઇચ્છા.

"ધીરજ, ધર્મ, મિત્ર અરુ નારી,
"આપત કાલ પરખીએ ચારી."

ધીરજ રાખવી અને હિમ્મત હારવી નહિ. ઈશ્વર પાસે માણસનો ઈલાજ નથી તો શું ? * * *

તમે ખૂશીમાં રહેશો અને મુંઝાશો નહિ.

લિ. સુરસિંહ.

૨૧

ઘોઘા,
૧૩-૪-૯૩.

પ્યારી,

તમારો કાગળ મને આજ મળ્યો. અલબત્ત અમારી ગેરહાજરીથી દરબાર વસ્તીન્હોણો લાગતો હશે. અહિં તો અમને સમુદ્રકિનારે બહુ ઠંડી હવા અને આનંદ આવે છે. પત્ર કદાચ કામને લીધે વારંવાર ન લખાય તો ઉદાસ રહેવું નહિ. લાઠીમાં સાહેબ લોકો હતા ત્યારે મને જરા પણ નવરાશ ન મળતી એ તમે જાણો છો. અહીં પણ તેમ જ છે.

અહીં મ્હારી તબિયત ઘણી સારી છે. તમે ખુશીમાં હશો.

લિ. સુરસિંહજી.

૨૨

ઘોઘા,
૨૫-૪-૯૩.

પ્યારી,

તમારૂં તેમ જ જેઠાલાલનું એમ બે પત્ર મળ્યાં. ધીરજ કોઈ માણસ જ રાખી શકે છે. ધૈર્ય રાખનાર તો કોઇ વીરલાં જ હોય છે. * * *

મારી તબિયત મજામાં છે. તમે ખુશીમાં હશો.

લિ. સુરસિંહ.

૨૩

મુંબઈ,
૪ - ૬ - ૯૪.

વ્હાલી,

તને ઘણા દિવસથી કાગળ લખી શકયો નથી, તેને માટે માફ કરજે. મુંબઇમાં નિવૃત્તિ છે જ નહિ. મિત્રો અને આનંદ તે જ અહીંનો દિવસ છે. * * *

મારી તબિયત સારી છે. તું ખૂશીમાં હઇશ.

સુરસિંહ.

૨૪

૧ - ૯ - ૯૫.

હાલ શ્રી મૂળવાજી સાથે એક વિષય પર લખાણ ચાલે છે એટલે એઓ તમને બધું લખશે તે પ્રમાણે કરવાનું છે.

સુ.

૨૫

૧ - ૧૧ - ૯૫.

જ્યારે જ્યારે જે કાંઈ જોઇતું હોય તે મ્હારી કે કામદાર પાસેથી ખૂશીથી મંગાવી લેવું. કોઈ વાજબીની ના નથી.

સુ.

૨૬

૨૪ - ૧૧ - ૯૫.

તમે ડાકટરની દવા શા માટે લેતાં નથી?

કેટલાક તો બીઓના વ્હેમ છે. કદિ શંકા

આવતી હોય તો ર્‍હેલાં ડાકટરને દવા પાઇને પછી તે દવા વાપરવી . હું ડાકટરને કહી દેઇશ કે પીને પછી દવા આપવી . પણ જરૂર હોય ત્યારે એકાદ વખત દવા લેઈ જોશો તો તે કેવી છે તે જણાશે .

સુ .

૨૭

સબુરીનાં ફળ મીઠાં છે . ધોધે જવાનું નક્કી થઇ ચૂક્યું તેમાં હવે ફેરફાર થાય નહિ . શું માણસો આખી ઝિન્દગી દુઃખી અથવા સુખી રહી શકે ? * * * ઈશ્વર સૌ સારૂં કરશે.

સુ .

૨૮

* * * મને દયા નથી એમ થોડા દિવસ પછી તમે નહિ કહી શકો . દયા બહુ છે એ હું સાબીત કરી આપીશ . * * * ધીરજ રાખી છે ; તો હવે થોડા દિવસ – ત્રણ ચાર દિવસ વધારે રાખો . * * *

સુ .

૨૯

મેં અહીં એક સ્વામી આવેલ છે તેને બોલાવેલ છે એટલે બહુ વ્હેલી ગાડી મોકલીશ નહિ .

સુ .

૩૦

આનંદ તો મનનો જોઇએ . ગીતથી કાંઇ વધારે

નથી તોપણ મરજી હોય તો મોકલાવે. દુનિયા ગમે તેમ કહેશે પણ મેં કદિ કોઈનું માન્યું જ નથી. તેથી ડરવા જેવું કાંઈ જ નથી.

સુરસિંહ.

૩૧

તેને કહી દેજે કે ચાર માસ તો શું પણ બે માસ પછી હું તેને બોલાવી લઈશ. * * * હું કોઈના પેટ પર પાટુ મારવા ખૂશી નથી, પણ એક વખત હુકમ થયો તેનો અમલ થવો જ જોઈએ માટે તેણે કાલે જવું.

સુ.

૩૨

કશી ચિન્તા રાખશો મા. મેં તમારી ચીઠી ફાડી નાંખી છે. ઈશ્વર સૌને સુખી કરશે. તમે દુઃખ ભોગવશો એ તો સ્વપ્નમાં પણ ન માનવું.

સુ.

૩૩

હું આવીશ. હું આવીશ. હું આવીશ. નક્કી આવીશ, પણ પત્થર નીચે હાથ આવે તેને જરા સંભાળથી કાઢી લેવો જોઈએ.

સુ.

૩૪

* * * મ્હારાથી બને તેટલી રીતે તો હું

તમને સુખ આપીશ. મેં તમને પહેલેથી જ કહ્યું છે કે ખોટું થશે નહિ. તમે સુખી રહો. હું તમને દુઃખ આપવા માગતો નથી અને કહિ પણ દુઃખ આપીશ નહિ. * * *

સુ.

૩૫

મ્હારી તબિયત બિલકુલ સારી છે. કાગળો તમારા હતા; પણ ચારે તરફ આ વખતે તો ગિરમાં રખડવાનું હતું તેથી વખત જરા પણ રહ્યો નથી અને તેથી કાગળ લખી શકયો નથી.

સુ.

૩૬

૩૧-૧-૯૮.

હવેથી હર રવિવારે સવારે આપણે મળીશું, પણ તમને જે વખ્ત આપુ તે પ્રમાણે હાલ થોડો વખ્ત બરાબર આવતાં જાઓ. એથી માર્ગ ખુલ્લો થશે અને પછી હું તમારે ત્યાં આવવાનું કરીશ. પણ એકાદ દિવસે રો * * * સાથે હતાં તેથી તમે ગભરાઈ ગયાં તેમ ન કરવું જોઇએ. મેં તમને લખ્યું હતું તેમ ધીમે ધીમે જે કરવાનું હોય તે કરવું.

શાસ્ત્રીજીની દવા લીધાં કરજો. દવા બહુ સારી આપે છે ને આરામ થઇ જશે.

સુ.

૩૭

ગોપનાથ,
૩-૫-૯૮.

પ્યારી,

તમારા કાગળો મળ્યા. સૌ આનંદમાં છો એ જાણી આનંદ થયો.

જે કાંઈ જોઈતું હોય તે કામદારને કહેવરાવજો. મૂંઝવશો નહિ. કોઇ વાતમાં હા ના કહે તેથી માઠું પણ લગાડવું નહિ; કેમકે હમેશનું કામ પડયું એટલે ના તો ઘણી વખત કહેવાની હોય. વખતે આપવાનું હોય પણ સગવડ જોઈને જરા મોડું આપવાનું હોય. તણુસામાં મેં તમારા મામાને પિછાન્યા ન હતા. તડકો થઇ ગયો હતો એટલે રોકાઇ શકાયું ન હતું. વળતી વખતે જરૂર રહીશ. અહીં આનંદમાં છું.

સુરસિંહજી.

૩૮

૩૦-૬-૯૮.

માણસની ગોઠવણ કરવાની છે તે હવે હું તુર્ત કરી નાખીશ. તમે જાણો છો કે હાલ હું કેટલા બધા કામમાં અને ભાજઘડમાં હઇશ. ઈશ્વર સૌ સારૂં કરશે. તમે ડરશો નહિ.

સુ.

૩૯

મ્હારે તમને મળવું છે અને પછી આપણે વારંવાર

મળ્યા કરશું એ તો મેં તમારી માગણી પ્હેલાં જ કહેલું છે એટલે તે સંબંધે હવે ચિંતા કરશો નહિ. પરંતુ આજે તમે મૂળવાજીભાઈને હું તમને મળવાનો છું તે લખી મોકલજો. મ્હારા પર એમનું પત્ર છે તેનું ઉત્તર નીરાંતે હું લખીશ એમ પણ લખજો. હમણાં હું બહુ કામમાં છું. હવે આપણે એક અઠવાડીઆમાં પ્રભુ ઈચ્છશે તો મળી શકીશું.

બેઝૂભાને કચેરીમાં મોકલજો. તમે પણ જજો.

સુ.

૪૦

હું તમને આજે કે કાલે અહીં જ બોલાવીશ. પ્હેલી વખત રે। * * * ની હાજરીમાં આપણે મળશું. તમે સંપથી એની અને મ્હારી સાથે વાતો કરજો. મ્હારી * * ની બાબતમાં જરા મશ્કરી કરજો. એવી તેવી વાતો કરજો. પછી એક વખત એમ મળ્યા પછી હું તમને એકલો મળી શકીશ, જેથી એકદમ હું ફરી ગયો એમ લાગે નહિ.

તમને મ્હારા શરીર માટે ચિંતા થાય એ કુદરતી છે. તેમાં તમે જે કહો તેમાં મને માઠું ન જ લાગે, પણ એવી ધાસ્તી મને જરા પણ નથી. વળી થોડા દિવસમાં હું હવે દરબારમાં રહેવા આવીશ.

સુ.

૪૧

એ તો હાથી પાછળ કૂતરાં ઘણાં ભસ્યા કરે છે. કદાચ તેમ બોલી હોય તો તેથી શું થયું ? હલકું માણસ

બોલી જાય તેથી કાંઈ નુકસાન નથી તોપણ ફરીથી તેવી બેઅદબી ન થવા તાકીદ દઈશ.

તમે કાંઈ ફિકર રાખશો નહિ. હું અહીં બહુ તો બે માસ રહીશ - અને વખતે સાત દિવસમાં પણ દરબારમાં આવતો રહું - નક્કી નથી.

સુ.

૪૨

તા. ૨-૯-૯૮.

હું આવતે સોમવારે તમને એકલો નક્કી મળીશ. બધી વાત કરજો. હું પણ કરીશ.

૪૩

૪-૯-૯૮.

અહીંના ડાકટરની દવા લેવામાં મને તો અડચણ લાગતી નથી. છતાં શંકા રહેતી હોય તો મુંબાઈને બેસી રહેવા કરવાં તાર કરીને કોટડેથી ડાકટરને બોલાવી લેવો એ ઉત્તમ છે અને તે જેમ બને તેમ જલદી થવું જોઇએ જેથી તુર્ત આરામનો રસ્તો મળે.

સુ.

૪૪

* * * * * * ભણાવવાની હું ગોઠવણ કરીશ. પણ હજુ તેને જરા વાર છે. ન્હાનેથી ભણાવવાથી તબિયત સારી નથી રહેતી.

સુ.

૪૫

૩ - ૧૧ - ૯૮.

તમારી મેળે જ આવજો. એમાં શી અડચણ છે ? એ તો જરા સાહાઈથી સર્વ અનુકૂળતા થઇ રહે છે. રો * * *ની તબિયત સારી નથી એટલે એમની સાથે જરા બેસશો એટલામાં હું આવીશ.

સુ.

૪૬

૨૫ - ૧૨ - ૯૮.

એટલું તો જણાયું જ હશે કે તમને જે કાંઇ જોઇતી ચીજોમાં અડચણ વારંવાર કારભારી વગેરે મૂકતા તે હવે દૂર થઇ છે. સર્વની દયા છે.

હવે જલદી એક વખત તો તમારી વાત સાંભળીશ – બહુ વખત નહિ લાગે.

સુ.

૪૭

ધીરજ તેં બહુ રાખી છે. હજી થોડી રાખી શકીશ તો હું તને નિરાશ નહિ કરૂં. તું સુખી જ થઇશ. પ્રભુ જ એમ ઇચ્છે છે અને જે કંઇ થાય તેમાં મ્હારો નહિ, પણ તેનો આભાર માની સંતોષમાં રહી શકીશ.

સુ.

૪૮

૧૧ - ૧ - ૯૯.

ઘરેણાંની ગોઠવણ તો આ વર્ષમાં કરવાનો ઇરાદો હતો જ. અત્યારે જરા કામમાં બેઠો છું તેથી આટલું જ.

સુ.

૪૯

* * * ઘડિયાળથી કાંઇ બાળક રમે? તેને તો સાદાં રમકડાંથી પણ ચાલશે.

કેમ, ભુરખીયાનાં દર્શન કરી આવ્યાં?

ભલાં માણુસ! શેવ પણ ન મોકલી? હશે. હશે.

સુ.

૫૦

* * * માણુસો વગેરે માટે લખો છો તે તો હવે લખવું ન જોઇએ; કેમકે હાલ તો હું કોઇ પણ પક્ષમાં નથી એમ મને લાગે છે. તમને હું મળતો પણ ન હતો તે તો હવે શરૂ થયું છે, અને હવેની વખ્તે ખાનગીમાં તમારી બધી વાત પણ સાંભળીશ. જ્યારે ગભરાવાનું ઓછું થાય છે ત્યારે વધારે ગભરાઓ છો તેનું કારણ સમજી શકાતું નથી.

કવિ બિચારો તો તમારો વગર પૈસાનો જૂનો વકીલ છે અને તેથી જ તમને બોલાવ્યાં હતાં.

સુ.

૧૪-૪-૯૯.

૫૧

હું જઇશ ત્યાર પહેલાં બે વખ્ત તમને મળીને જઇશ. કોટડે જવા ઇચ્છા હોય તો મને કાંઇ જ વાંધો નથી. આપણે મળીને જેમ તમે રાજી થશો તેમ બંદોબસ્ત કરીશું.

સુ.

૫૨

માથેરાન,

૨૫ – ૪ – ૯૯.

જરા વિવેક કરીને :–

સદા બિરાજમાન મહેરબાન સાહેબ વિ૦ વિ૦ ને,

પત્ર મળ્યું. લાઠીમાં અડવું લાગતું હશે જ. મ્હારા વિચાર પ્રમાણે કોટડે જશો તો અડવું નહિ લાગે. માતુશ્રીને, ભાઇને વિ. ને મળી શકાશે અને થોડા દિવસ ચાલ્યા જશે. જોરૂને બોલાવી કહેવું કે હવેની વખતે કદાચ તેને સાથે લેઇ જઇશ.

સુરસિંહ.

૫૩

માથેરાન,

૩ – ૫ – ૯૯.

પ્યારી,

એ તો જરા ગંમત કરી હતી. લખતાં આવડવું ન આવડવું એ કાંઇ જરૂરની વાત નથી.

તમારે કોટડે જવાનું તે માટે તમે કહ્યું હોય તે પ્રમાણે કામદારે લખ્યું છે. * * *

સ્નેહાધીન સુરસિંહ.

૫૪

માથેરાન,

૨ – ૬ – ૯૯.

વ્હાલી,

તારાં પત્ર મળ્યાં, મ્હારાથી ન લખાઇ શકાયું તેને માટે માફ કરવું. કારણમાં તો શિવુભા અહીં આવ્યા

હતા તે મેં ઘણું કરીને લખેલ છે. તેમાં વળી બે દિવસ લાનોલીની ન્હાની મુસાફરીમાં ગયા હતા. હવેથી લખીશ. બાકી કુશલ.

સ્નેહાધીન સુરસિંહ.

૫૫

માથેરાન,

શુક્ર.

પ્યારી,

તારો કાગળ મળ્યો. મ્હારો કાગળ પહોચ્યો હશે.

મને લાગે છે કે જ–દીવાનો થઇ ગયો છે. તે અહીં આવ્યો, તેની અરજ મેં સાભળી અને રજા આપી દીધી. એ સિવાય તેની સાથે મ્હારે કાંઇ જ વાત થઈ નથી. હું તો તેને અગાડીથી જ પિછાનું છું. વળી કદાચ સાચી વાત હોય તો પણ એવી ગંભીર વાત તેની પાસે કરવાને મને કાંઇ કારણ જ નહિ – જો કે તે સર્વ જૂઠ જ બોલેલો છે. પણ હવે તેનું શું કરવું? * * * ઘણી વખ્ત બહુ કંગાલ સ્થિતિમાં માણસ આમતેમ વલખાં મારે છે તેમાંનો આ પણ એક લાગે છે. પણ તેથી હજુ તેને બહુ હાનિ થશે.

હાલ નીરાંતે કોટડે રહેજો. મ્હારી લાઠીએ પ્હોંચવાની તારીખ લખીશ ત્યાર પ્હેલાં એક દિવસ લાઠીએ આવી જજો.

અહીં સર્વ કુશલ છે. આનંદમાં હઈશ.

સ્નેહાધીન સુરસિંહ.

૫૬

નડિયાદ,

૪-૭-૯૯.

પ્યારી,

મેં તને એક પત્ર કોટડે લખ્યું હતું. તે હવે તને પહોંચ્યું હશે. હવે તો આપણે તુર્ત મળીશું. એટલે આમાં કાંઇ લખવા જેવું નથી. અહીંથી શનિવારે ચાલી રવિવારે અને લીંબડી રોકાઉં તો સોમવારે લાઠી પહોંચાશે.

વાહન માટે જે ગડબડ થઇ તે વાત મેં જાણી. ખરેખર, તારા પર બહુ જ વીતી છે અને મને અત્યંત દયા આવે છે, પણ તેનો અંત હવે બહુ જ પાસે છે. કોઈ પણ રીતે હવે તને જલદી કેમ સુખી કરવી તેના જ વિચારમાં છું. હાલ તો એ જ.

સ્નેહાધીન સુરસિંહ.

૫૭

૧૭-૮-૯૯.

પ્યારી,

કાં હું જૂઠું બોલતો હતો કે સાચું? હવે શું લાગે છે? પણ આ ચીઠી બીજા હેતુથી લખું છું. સ્ત્રીનો સ્વભાવ છે કે શોકની ચડતી થાય ત્યારે રોવે અને અને પડતી થાય ત્યારે રાજી થાય, અને મેણાંટોણાં મારવાનું પણ ચૂકે નહિ. મને એટલી તો ખાતરી છે કે

તારા પોતાના તરફથી એવું કાંઇ ન જ બને. પણ તારી વડારણો અને માણસોને સખ્ત હુકમ આપી દેજે કે રો * * *ની વડારણો કે માણસોને એવું કાંઇ ઇશારાથી જરાએ કહેવામાં આવે નહીં કે જણાવવામાં આવે નહીં અને જે રીતે વર્તે છે તે રીતે શાંતિથી અને ચુપકીથી વર્ત્યો કરે.

સુરસિંહ.

૫૮

૧૮-૮-૯૯.

મને તાવ આવ્યાની વાત ખોટી છે. મને કાંઈ જ છે નહિ. * * *

હાલનો ઉફાળો જરા શાંત થશે કે તુર્ત આપણે મળીશું. કોઇ પણ રીતે ચિંતા રાખીશ નહિ અને પ્રભુ પર ભરોંસો રાખજે.

સુ.

૫૯

આજે તો હું કામદારનો મેમાન છું. એક ટાણુ કરવાનું છે એટલે કામદાર તૈયારી કરી શકશે ત્યારે ખાઇશ. તમે ઈચ્છા હોય ત્યારે જમશો અને જોરૂભા દોડી દોડીને થાકી જાય ત્યાં સુધી એટલે ગમે તો સાંજ સુધી ફૂલ-વાડીમાં રહી પછી દરબારમાં જજો.

સુ.

જોરૂભાના માસ્તર સંબંધે મને વ્હેલો ખુલાસો આપજો. જટિલ માસ્તર તે માણસને સારી રીતે ઓળખે છે અને

બહુ જ ગરીબ અને સારા સ્વભાવનો તેમ જ ઘરનો પણ ગરીબ અને આપણી વસ્તી છે એટલે મદદ પણ આપવા જેવી વાત છે. ખુલાસો લખજો.

સુ.

૬૦

આ રવિવારે ઈદ છે અને દશેક વાગે મ્હેડારે ત્યાં જવાનું થશે એટલે ત્યાં જઈ આવીને પછી વખ્ત મળશે તો હું બોલાવીશ. પરંતુ નહિ તો તો દર રવિવારે આપણે મળશું જ. એ સમજી જ લેવું.

સુ.

૬૧

હું બહુ જ આનંદમાં છું. કેટલુંક કહેવાનું છે તે થોડા જ દિવસો પછી કહીશ.

સુ.

૬૨

ક– પોતાના કાગળના ઉત્તર માટે ફરિયાદ કરે છે એટલે વિગતવાર ઉત્તર લખી નાખવો.

સુ.

૬૩

પગે સારૂં છે. ચિંતા ન કરવી. કુંકોતરીની કામદારને ખબર આપવી.

સુ.

૬૪

* * * શીઘરામની ગોઠવણ કરીશ. – ને રજા આપી.

નથી. તેથી વધારે પગારથી ગોઠવણુ થઇ છે. કોઇનો રોટલો હું ભાંગું નહિ.

સુ.

૬૫

– ને આજે તો મોકલી આપો. પછી હું જરૂર તેને બોલાવી લઈશ.

* * * બીજે મહીને વિચાર કરીને હું વખતે જુદાં પત્રક કરાવીશ. એક વખત તો હુકમનું માન રાખો.

સુ.

૬૬

આજે મડમ સાહેબ આવશે. આજ તો બંગલે જજો. મડમ આવશે ત્યાર પછી તમને બોલાવવા માણસ મોકલશે ત્યારે જજો.

સુ.

૬૭

તમે સમજ્યાં હશો કે મને માઠું લાગ્યું ન હતું પણ ગંમત કરતો હતો. * * * હવે એકલાં મળશું ત્યારે બધી વાતો કરીશું.

સુ.

૬૮

ઘરેણાં, પ્રભાસ જવાનું અને જીવાઇની ગોઠવણુ થશે અને બીજી હાલ બની શકશે નહિ. વળી વખત વિત્યે થઈ રહેશે.

સુ.

૬૯

સવારે ચીઠીનો જવાબ ન આપી શક્યો તેનું કારણ તે વખ્તે રો * * * વિ. ઉભાં હતાં તે જ છે. તેથી માઠું લગાડવાનું નથી. * * *

સુ.

૭૦

હું રાજપીપળે માત્ર બે ત્રણ દિવસ રહેવાનો છું. હુતાષણી પછી જે તિથિ તમે નક્કી કરી છે ત્યારે તમને જરૂર જવાની ગોઠવણ કરી આપીશ.

સુ.

૭૧

એક જાતની છબિ ન્હાના કદની લેવરાવી તેની છ નકલો લખાવજો કે મોકલી દે. તે છબિઓ તમારા શિર-નામાથી મોકલે – શિરનામું આપજો એટલે તેમ થશે.

સુ.

૭૨

તમે બધી રીતે ખૂશી થશો તેવી ગોઠવણ હું કરી આપીશ. – એમાં કાંઈ પાડ કરવાનો નથી. તમે કાલે માણસ મોકલ્યું હોત તો ઠીક થાત. હવે તો ગીગાભાઇ વિ. મેમાન આવવાના છે. ત્યાર પછી હું ગોઠવણ કરી આપીશ.

સુ.

૭૩

છબિ મુસાફરી બંગલે પડાવવી. એ ઠીક થશે

ચીઠીનો જવાબ તુર્ત ન લખ્યો કારણ કે કેટલાક કાગળમાં સહી કરતો હતો. તારી માગણીની ગોઠવણ થશે. * * *

સુ.

૭૪

તમે જે લખો છો તે વાત ખરી છે પણ હાલ તે કરવા મ્હારો મત નથી માટે નિશ્ચિંત રહેવું.

સુ.

૭૫

તબિયત મજામાં છે. ભલે તો અગિયારસ પૂરી કરજો. જેવી તમારી મરજી તે પ્રમાણે કરવાને કશી અડચણ નથી.

૭૬

દવા માટે તમે બાબરેથી કે બીજે કયાંઇથી મગાવો તો મને અડચણ નથી, માટે જેમ ઠીક લાગે તેમ કરવું.

સુ.

૭૭

* * * કામદાર આવે કે તુર્ત આપણે એક બીજા ડાકટરની દવાની ગોઠવણ કરશું. ઈશ્વર સારૂં કરશે. તેના પર વિશ્વાસ રાખવો અને ગભરાવું નહિ.

સુ.

૭૮

તમને શી શી અડચણ છે વિ. બધું હું સારી રીતે જાણું છું અને તે બધી બાબતની ગોઠવણ પણ કરી આપીશ. જરા સંતોષ રાખશો તો ઈશ્વર સૌ સારૂં કરશે. હવે બહુ તો બે માસની વાર છે.

સુ.

૭૯

વ્હાલી,

શીવરામ એક તમારા જ હવાલામાં રહેશે. બધું ઠીક થશે. * * *

સુ.

૮૦

જોરૂભાની તબિયતના સમાચાર લખજે. એમને કાલે તાવ હતો. મારા વિચાર પ્રમાણે આજે ફૂલવાડીએ આવવાનું બંધ રાખવું. ઉપર પાટિયાંમાંથી ઘણી હવા આવે છે તે કદાચ ઠીક નહિ પડે. હું કાંઇ બીજા વિચારથી નહિ, પણ જોરૂભાની તબિયત માટે જ કહું છું એમ લાગે તો આજનું બંધ રાખી મને તેવા ખબર આપજે. હવે તો અઠવાડિયામાં બે દિવસ છે એટલે શુક્રવારે વળી આવવાનું છે. હું બીજા વિચારથી લખતો હોઉં એમ લાગતું હોય તો મને કાંઇ અડચણ નથી, માત્ર એટલું જ કે તાવનો વારંવાર ઉથલો થાય એ ઠીક નહિ.

આજે ફૂલવાડીએ આવવાનું નહિ હોય તો જોરૂભાની તબિયત જોવા હું આવી જઇશ.

સુ.

૮૧

૧૩-૧૦-૯૯.

આજે ગોઠવણ કરી જ હતી પણ બેબીની તબિયત જેમ ઠીક નથી તેમ જોરૂભાની તબિયત પણ ઠીક નથી. સ્વારી થઇ રહ્યા પછી હમેશ પ્રમાણે કચેરી થશે, ત્યાર પછી કદાચ ગાયન થશે, એમ જમવાનું મોડું થશે, ઘણું

મોડું થશે એ મને જોરૂભા માટે ઠીક લાગતું નથી, સ્વારીમાં ફર્યો પછી કચેરીમાં બેસવું પડશે, ત્યાર પછી વળી ફૂલવાડીએ જવું અને ત્યાં જાગીને હવા લીધા કરવી તેથી વખતે હાથની ઇજા બહુ વધી જશે. એ વિચાર કરવાનો છે. માત્ર સાથે ખાવા માટે બાળકની તબિયત સ્હેજ પણ બગડવા દેવી એ ઠીક નહિ. આ દીવાળીએ આપણે જરૂર સાથે ખાશું તેને માટે વચન આપુ છું. તેમાં ફેર નહિ પડે. * * *

જોરૂભા કાલે હોમને દર્શને પણ જઇ શકયા ન હતા તેને આજે જ એકદમ એટલા બધા ફેરવવા એ વાજબી નથી. * * * * * *

સુ.

૮૨

કાલે ભુરખીએ ગયો હતો. આજે ઘણું કામ હતું. તું જાણે છે કે અમુક કામના કાગળો વિ. માટે હું વધારે આવી શકતો નથી વળી * * * * * ના સગપણની પણ જરા ભાંજગડ છે. * * * * * * એ કામ કરવા જેવું છે.

હું કયાંઇ ભાગી જવાનો નથી. પછી તું રાજી થઈશ તો તારી પાસે જ બેસી રહીશ.

સુ.

૮૩

* * * સૌની સંભાળ એક પ્રભુ રાખે છે તે મ્હારી પણ રાખશે. તે ખાતે ચિંતા ન કરશો.

સુ.

૮૪

સૌનો ઈશ્વર છે. બિલકુલ ચિંતા કરશો નહિ.



# "કલાપી"ના પત્રો

( ૪ )

નામદાર દરબાર શ્રી વાજસુરવાળા ઉપરના

ઇ. સ. ૧૮૯૧ થી ૧૯૦૦.

૧

લાઠી,
૩ - ૧૦ - ૯૧.

વ્હાલા ભાઈ,

મણિભાઇ ચાલતા માસની ૧૩ મી તારીખે અહીં આવશે. આપ પણ આપેલા વચન પ્રમાણે તૈયારી કરશો. નક્કીના સમાચારના પત્રની બહુ જીજ્ઞાસાથી રાહ જોઇશ.

બિચારો ડયુક "લેલી"ની માફક બે મિનિટમાં મરી ગયો છે. સંસારની દૃષ્ટિએ એટલું ઠીક છે કે એક પુત્ર અને બે પુત્રી મૂકી ગયો છે.

બા * ત્યાં આવી ગયો છે. સુખી હશે. નવાં જૂનાં બચ્ચાંને નમસ્કાર.

આપનો સુરસિંહ.

૨

૨૫ - ૭ - ૯૨.

સ્નેહી,

"દુઃખ આપવું" એ જ વિધિ હાલ લઇ બેઠો છે તો દૃઢ ધૈર્ય રાખવું એ જ આપણી સજ્જડ ટેક હોવી જોઇએ.

ધૈર્યગ્રહણ જેણે કર્યું, તેને દુઃખ જ નથી. દુઃખ થયું છે, તેમ તમે લખ્યું પણ તેમ લખવું એ મ્હારૂં કર્તવ્ય નથી. દુઃખ વિચારથી થાય છે તો દુઃખી વિચાર છોડી દેતાં દુનિયામાં આનન્દી વિચાર કયાં થોડા છે? તેનું ગ્રહણ કરવું.

"સબસેં ભલી બિપત્તડી, જો થોરે દિન હોય."

આ તો કસોટીનો વખત છે તેમાં નરપણું નહિ બતાવાય તો કયારે બતાવાશે?

દુઃખ શું છે? સ્નેહી તો દુનિયામાં એક જ રાખવો – તેને જ દુઃખસુખે દુઃખીસુખી થવું. બીજી તો બધી મૃગતૃષ્ણિકા છે.

આ તો હજી જીન્દગીની શરૂવાત છે અને કદિ છેડો હોય, તો પણ શું થયું? જ્યાં સૌ ગયાં છે ત્યાં જ સૌ જશે.

આ બધું સાચું છે, તો મૃતક પાછળનું કલ્પાન્ત જૂઠું જ છે, અને જે જૂઠું છે, તે ડાહ્યા માણસે તજવું જોઇએ. મેં કહ્યું કે સ્નેહી એક જ હોય અને તે સિવાય અચળ અને છેવટ સુધી બીજું કોઈ સુખદુઃખ આપતું જ નથી. આમ જ છે, તો દુઃખ વ્હોરી લેવું ન ઘટે. હું શું લખું? ભાઇ! મ્હારૂં હૃદય પણ હવે હાથમાં રહેતું નથી. વિધિનો છેલ્લો ઘા બહુ સાલે છે. મ્હારી શિખામણ પણ 'પોથીમાંનાં રીંગણાં' થાય છે પણ નિરુપાય. માણસ બિચારૂં શું કરે? હવે ત્યારે મ્હારી જો એટલી જ ભલામણ કે સુખી રહેવા યત્ન કરવું.

લિ. એ જ દુઃખી સ્નેહી.

૩

લાઠી,

૨૭ – ૭ – ૯૨.

ભાઈ – એ – ભાઈ,

કાં, શું છે ? આટલું બધું શું ? સ્નેહી ન વધારવા – સ્નેહ વધારવો. શા માટે શોચ કરવો ? સ્નેહીનો ધર્મ છે ?

શાને શોચ સળગાવે જીવડા ?
ભેદ પામર નવ પામે રે !

એકના એકવિશ તો શું પણ એકાણું થાવ ! ઈશ્વર એટલું તો કરજે – (તથાસ્તુ !) ગયાનો શોચ શો ? જીવતાંની ચિન્તા અને સ્નેહ ક્યાં ઓછાં છે કે સ્વપ્નની માફક જન્મી દોડી ગયેલ જીવને માટે દિલગીરી ને ગમી કરીએ ? ના – ના – ભાઈ ! એવા ડાહ્યા ન થઇએ. ઈશ્વર સામે માણસનો કજિયો ? ! ! ડાહ્યા દીકરાએ બાપ સાથે તકરાર કરવો ? ! ! !

તમારો ધર્મ તો આ વખ્તે અબળા માતાની સંભાળ રાખવાનો છે. તમારાં આંસુ એ વગર આંસુએ લોહી શકશે ? શોક પાછળ રાખજો. આપણે ત્રણ રડશું ત્યારે ભેટી ભેટીને રડશું, વાતો કરતાં રડશું, સુતાં રડશું અને ઉઠતાં રડશું. આંખો મેળવી થોડો કાળ રોવાનો જ રાખવો પડશે – પછી કાંઈ છે ?

લિ. એ જ મૂરખ ભાઈ.

૪

લાઠી,
૨૬ – ૮ – ૯૨.

પ્રિય સ્નેહી,

પત્રથી હાલ દૂર રાખ્યો છે પણ કાંઇ ચિન્તા નહિ. જેમાં પ્રવૃત્ત છો તેમાં પ્રથમ નિવૃત્તિ મેળવો. કલ્યાણમય કચેરીમાં સંગાથી કરી સુખ આપો! વિશેષ શું ?

પ્રજાને પૂર્ણ સુખ આપી કૃતકૃત્ય થાઓ!

અહીં સૌ આનન્દમગ્ન છે. આપ સૌ કુશળ હશો.

શુભેચ્છક સ્નેહી
સુરસિંહજીના સલામ.

૫

લાઠી,
૨૦ – ૧ – ૯૩.

સ્નેહી ભાઈ,

ખાસ આ રાજ્ય – દુનિયાની જંજાળ અને ખાસ આ યુગ અને તેમાં પણ આ અવસ્થા ! એ કોઇ વિચિક્ષણતાને વિચિક્ષણતા શિખવે તેવું છે.

માફ કરશો કે હજી સુધી હું પત્ર લખી શકયો નથી.

આ પત્ર પણ કેવી ઉતાવળથી લખાય છે તે આપ જાણી ગયા હશો.

આ * * * * *ની સર્વ વિગતથી આપ માહિતગાર થયા જ હશો તેથી વિશેષ શું લખું ?

અત્ર સર્વથા કુશળ છે. ત્યાં પણ તેમ જ હશે.

લિ. શુભચિન્તક તમારો.
સુરસિંહ.

૬

લાઠી,

૨૮ – ૩ – ૯૩.

સ્નેહી ભાઈ,

આપનું પોસ્ટકાર્ડ મળ્યું. કવિતા મોડી મોકલાય તેનું કારણ એટલું જ છે કે એક નવી કવિતા કરવામાં હતો પણ એ બની શકી નહિ. એ બાબતમાં મને નવાઈ જેવી ટેવ છે. કવિતા કરવાનું સાંભરે અને જે રસનું કાવ્ય હોય તે રસમય હૃદય હોય તો ચોવીશ લીટી પાંચ મિનિટનું કામ છે અને તેવા હૃદયના વેગ વિના હું કવિતા કરતો જ નથી – તો પણ આપ એક નવું કાવ્ય સ્રગ્ધરા વૃત્તનું :–

"એક પ્રેમમય પ્રભાત"

વાંચશો અને તેને કયો નંબર આપો છો તે લખશો.

કવિતા આજે લખવા આપી દીધેલ છે. જે * * * લખે છે. શુદ્ધાશુદ્ધ દોષ આપ સુધારશો. અત્ર કુશલ – તત્રાસ્તુ.

લિ. આપનો

સુરસિંહ.

૭

રવિવાર, લાઠી.

સ્નેહી ભાઈ,

ટૂંકાં પ્રત્યુત્તરમાં પત્ર કરતાં પોસ્ટકાર્ડ ઠીક પડે છે અને ઉતાવળમાં તો બહુ જ ઉપયોગી છે માટે ફૅશનૂના ડાળમાં કેટલાએક "સુધરેલા" તેને ધિક્કારે છે તે તેઓની ભૂલ છે.

" ચન્દ્ર " – " સુદર્શન " ને માટે પત્ર લખી નાંખ્યાં છે. હવેથી આપને મળશે. અત્ર કુશલ – તત્રાસ્તુ.

લિ. આપનો શુભચિન્તક

સ્નેહાધીન " મકર."

૮

લાઠી,

૧૧ – ૩ – ૯૪.

વ્હાલા ભાઈ,

દુનિયા! દુનિયા! અહોહો! કેવું નાટક! દુઃખસુખ – સુખ અને દુઃખ! આ બધી જ ઉપાધિ. વ્હાલા! તેં પત્ર લખ્યું. શું લખ્યું તે હું આજે જ સમજ્યો. " આફ્ત " એ શબ્દથી હું ચમક્યો હતો ખરો પણ આવી " આફ્ત " – ' કુસુમપાત ' સમજ્યો ન હતો. એ વાતથી હું એટલો અજાણ્યો હતો કે આપનો એ કાગળ બા * * * ને મોકલી પૂછ્યું કે " આનો અર્થ શો? " આજે જવાબ આવ્યો. અરેરે! જવાબ શા માટે આવ્યો? હું હજુ અજ્ઞાનમાં વધારે સુખી રહેત. દુનિયામાં દુઃખ પડે, આફ્ત પડે ત્યારે એક પ્રશ્ન પૂછવુંઃ —

" હવે? " (નિવારણનો કાંઈ માર્ગ છે?) આ પણ એક મ્હોટું દુઃખ છે – તેમાં પણ તે જ પ્રશ્ન પૂછો : —

" હવે? " " કાંઈ જ નહિ. " એ જ ઉત્તર.

આમાં માણસ બિચારૂં શું કરે? તો દુઃખ શા માટે? પણ હું તમને શું લખું? ધીરજ આપનારનું ધૈર્ય પણ

સ્થિર નથી, આવે સમયે પોતાનું મગજ પોતાને ધૈર્ય આપી શકે. બીજા કોઈનું ગજું નથી. તો, વ્હાલા! તું તેની પાસેથી જ ધૈર્ય લેજે. આર્ય ધર્મનો ખરો ઉપયોગ આવા સમયમાં છે. તે તું કરજે.

બીજું તો શું? ઈશ્વરની જ ઇચ્છા. દુઃખ ભૂલવું.

તારો – સુર.

૯

લાઠી, ૧૬ – ૭ – ૯૪.

વ્હાલા હૃદય,

વ્હાલા, ત્હારો પ્રેમ! – હું શું લખું? મને લાગી આવે છે કે મેં તને ન્યાય આપ્યો નથી. અરેરે! હૃદયમાં આવું શું સમાતું હશે? મ્હારૂં ચિત્ત અત્યારે ઠેકાણે નથી. માફ કરજે, બાપુ! તારી ખરી ઓળખાણ મને આ વખ્તે જ થઈ છે. હવે તો મ્હને ત્હારો જ ગણજે.

ત્હારા આવા ઉત્સાહમાં મ્હારો જડહૃદય * * કેવો ભંગ કરી દેતો હતો! તેને તો ભાન નથી પણ તે સૌ ઉપચારો માટે હું હાથ જોડીને ક્ષમા માગું છું અને ત્હારૂં સરળ હૃદય તે આપી દેશે. ત્હારા મનમાં તો તેનો વિચાર પણ નહિ હોય. હવે મ્હેં નક્કી કર્યું છે કે તે વૃદ્ધ જીભ બીજે ક્યાંઇ પરગામ ચાલતી અટકાવવી. તેને મ્હારી સાથે ક્યાંઇ પણ લઇ જવા નહિ.

મ્હારા હૃદય માટે હું શું લખું? વગર લખ્યે, વગર કહે તું સર્વ સમજશે.

તારો જ આભારી

સુર.

૧૦

લાઠી,

૨૩ – ૭ – ૯૪.

વ્હાલા ભાઈ શ્રી,

આપની પત્રપરંપરા નિરુત્તરિત રહી જાય છે. સબબ કશો નથી. આપ પત્રો લખવામાં આટલા ઉતાવળા કેમ અને હું ટાઢો કેમ? તેનું ઉત્તર મ્હારા મનમાં તો "પ્રેમ" જ છે અને મ્હારા મનમાં બીજું કાંઇ કારણ હશે તે આપ ધારશો જ નહિ. આપ આપના ઉદ્દગારો તુર્ત તુર્ત લખી નાખવા ધારો છો પરંતુ આપ પત્રને આવી તીવ્ર ગતિમાં મૂકી ધીમે ધીમે થાકી જતા નહિ – એવી ભીતિ મ્હને થાય છે. આ ભીતિ પ્રેમની ભીતિ આપ સમજશો નહિ. એ તો હવે હમેશાં દૂર જ રહેશે. વળી મ્હારે કાંઇ લખવાનું હતું નહિ એમ કહું તો પણ ચાલે. શું કરૂં? લખ્યા વિના ચાલતું નથી કે આપે મ્હારે માટે બહુ જ – અતિ – કરી નાંખ્યું છે. આવું આભારી હૃદય તે બોજા તળે હજુ એટલું બધું છે કે લખવાનું હજુ કાંઇ સૂજતું નથી. કેટલાકના વિચાર પ્રમાણે "પ્રેમમાં – સાચા પ્રેમમાં ઉપકારનો અભાવ હોવો જોઇએ." એ હું માનતો નથી. "આભાર"ની ઉત્પત્તિ જગતની નિષ્ઠુરતા છે. સૌ – જન માત્ર અથવા મનુષ્યનો મ્હોટો ભાગ – એક બીજાને મદદ આપતા હોત અને એક બીજા પર પ્રેમ રાખતા હોત, તો આભારની ભાવના જગતમાં હોત જ નહિ. પણ, તેમ નથી. એક મનુષ્ય જન્મ્યું કે ત્યારથી જ તેને સ્વાર્થ સર્વ દિશામાં

નજરે પડે છે. એવામાં એકાદ કોઈ જન માયાળુને જુવે છે કે તેના હૃદયમાં ઉપકારવૃત્તિ સ્ફુરે છે – તે લાગણી કુદરતી – સહજ છે અને ગાઢા પ્રેમમાં પણ તે સજીવ રહે એ માત્ર સર્વ સ્થાને સરખી કુદરતનો નિયમ છે. હવે મ્હારૂં હૃદય આપ પ્રતિ ઉપકારવૃત્તિવાળું હોય, તેમાં તેનો કશો દોષ આપ જોશો નહિ.

આપનું ન્હાનું કાવ્ય વાંચી મ્હને બહુ આનંદ થાય છે. કાવ્ય કોમળ હૃદયમાં વારંવાર આવ્યા કરે છે, કોઇ તેને કવિતાના રૂપમાં મૂકે છે અને કોઇ તેનો મીઠો અનુભવ કરી તેને જતું થવા દે છે. આપ બીજા માર્ગે ચાલ્યા છો અને ધારશો તો પહેલા માર્ગે ચાલી શકશો – કાવ્યો લખી શકશો કેમકે તેમ કરવામાં જે આવશ્યક છે તે આપમાં છે જ. આવું મધુર આપ લખી શકો છો, તે મ્હેં પ્રથમ જ જાણ્યું અને તેથી ઉપલો વિચાર આપ આગળ મૂકું છું – તેનો આપ ઉપયોગ કરશો.

છબિનાં આલ્બમ મળ્યાં. આટલી ઉતાવળ અને આટલા શ્રમ માટે હું ક્ષમા માગું છું. આપે અત્તર મોકલ્યું તેમાં આપના હૃદયની ખુશબો છે અને તે સારી નથી તે તો આપ જ કહી શકો. * * *

સ્નેહાધીન સુરસિંહ.

૧૧

લાઠી,

૨ – ૮ – ૯૪.

વ્હાલા હૃદય સુમન,

"કરમાયલું કુસુમ" અને પત્ર મળ્યાં. તે કાવ્યની

છેલ્લી લીટી વાંચ્યા પહેલાં કાવ્ય બીજું હતું અને તે વાંચ્યા પછી જુદું જ થઇ ગયું છે. ૧૭ – અક્ષરોએ શૈલીને પણ મ્હાત કર્યો છે અને તેને માટે ધન્યવાદ યોગ્ય છે. અંગ્રેજ કોઇ પણ કવિના વિચારો લેઇ કાવ્ય કરતાં, લક્ષમાં રાખવાનું એટલું જ છે કે તે કાવ્યનું – તેના ઊંડા હૃદયધ્વનિનું – પૂરૂં અવલોકન કરી, તેમાં તન્મય બની, તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવું – તેને વધારે રસિક – વધારે સ્પષ્ટ કરવું. આ હેતુ મનમાં ન હોય તો કાવ્ય ગમે તેટલું રસિક બને પણ તેની જીન્દગી – ટુંકી સમજવી, કારણ કે, આપણે તે કાવ્યો – ઇંગ્રેજી મૂળ કાવ્યો – વાંચનાર આગળ આપણું યત્ન રજૂ કરવાનું છે. અવલોકન કરવામાં મ્હારી દૃષ્ટિ જોઇએ તેવી તીવ્ર નથી, કેમકે, “રસ” એ જ મ્હારૂં લક્ષ્ય હોવાથી હું તેમાં ઘસડાઈ જાઉં છું – ઘણી વખત. “દોષદૃષ્ટિ”– અરે! તેની જગતમાં જરૂર છે – અમુક અંશે – પણ તે મ્હારામાં બિલકુલ નથી, તો પણ વખતે હું કાવ્યોનો રસ ખુલ્લો કરી શકીશ ખરો પણ તે નિરર્થક જેવું થશે – છેક નિરર્થક નહિ, તો એવું તો બનશે જ કે હું આપને કાંઇ પણ શિખવી શકું એવી મ્હારી સ્થિતિ રહેશે નહિ, કેમકે રસ ખુલ્લો કરવાની જરૂર રહેશે નહિ – તે તો આપ જ સંપૂર્ણ સમજ્યા હશો. એ યત્ન તો પિષ્ટપેષણ જેવું થશે.

મહાત્મા મૅથ્યુ આર્નોલ્ડ – Mathew Arnold – એક કવિ ટીકાકાર – વર્ડઝવર્થ સાથે બીજા કવિઓને સરખાવતાં કહે છે – અહા! એટલું સત્ય તેમાં છે :—

" Others will strengthen us to bear,
" But who, oh! will make us feel
" The cloud of mortal destiny?
" Others will front it fearlessly —
" But who, like him, will put it by?"

અહીં ત્રીજો પુરુષ સર્વનામ જે વપરાયાં છે તે વિશ્વાનંદ વર્ડ્ઝવર્થ માટે છે — "who", "him" &c — શેલી ખરો પણ વર્ડ્ઝવર્થ નહિ. વર્ડ્ઝવર્થ તો વર્ડ્ઝવર્થ — પણ વર્ડ્ઝવર્થ શેલી નહિ થઇ શકે. હું તો બન્નેનો પૂજારી, હરિહર બન્નેને સમાન પ્રેમથી પૂજું છું — પણ થોડાં પાનાં વાંચી જોજો.

આપે વર્ડ્ઝવર્થ મંગાવ્યો છે તે મ્હારા જેવો જ હશે એમ ધારીને લખું છું. પહેલા પુસ્તકનું ૧૬૫મું પાનું ઉઘાડી 'સીન' — Scene બદલાય છે ત્યાંથી એટલે થોડી લીટી મૂકી દેઇ વાંચવાનું શરૂ કરો. પૃષ્ટ ૧૭૯ સુધી વાંચો, તે પાનું પૂરૂં કરો — પછી કૃપા કરી વર્ડ્ઝવર્થ કેવો છે — લાગે છે — તે મ્હને લખો. આ * ને વાંચતી વખતે સાથે જ રાખતા હશો, નહિ તો આ વખતે તો રાખશો જ. મ્હેં આ કવિનાં માત્ર ૧૯૮ પાનાં વાંચ્યાં છે તેથી તેના ઉત્તમ ભાગો હું ક્યાંથી બતાવી શકું? વળી "The Borderers" એ કાવ્યમાંથી હું થોડાં પાનાં આપને વાંચવાને સૂચવું છું. તે કવિની બાલ્યાવસ્થામાં લખાયેલ છે એ વળી કવિને વિશેષ માન આપવા જોગ છે.

આપ પાસે મ્હારા જેવો જ વર્ડ્ઝવર્થ હશે તો જ

ઠીક પડશે, નહિ તો વારંવાર અડચણ આવશે. શૈલી તો એક જ છે એ ઠીક છે. આપ શેક્સ્પીઅર મગાવવાના હો તો જરા થોભજો. હું સારામાં સારા ટાઈપ અને પૂર્ણ ટીકાસહ પુસ્તકની શોધમાં છું. અત્ર કુશલ. તત્રાસ્તુ!

સ્નેહાધીન

સુરસિંહ.

## ૧૨

"ભાઈ! એ ભાઈ! ઉઠો! ઉઠો! ઉઠો!"

લાઠી,

૩ – ૮ – ૯૪.

વહાલા ભાઈ,

પ્રભાત! આનન્દોત્સવ! મંગલમય સમય! બધું સાથે આવે છે. આપણા સુમન (પુષ્પ)નું બીજું વર્ષ આજે શરૂ થાય છે. આ * ભાઈને કવિતાનો શોખ થાય છે. સુર સુમન પાન્થનો સંયોગકાળ – ઉષાનાં સુવર્ણ પીછાં જેવો ઝળહળે છે – અહીં દૃષ્ટિમાં જ – પાસે જ – પુષ્પ આપણને નિવાપાંજલિ આપનારો કોઇ કાળે બને – તે અંજલિ કાવ્યની હો – ભાઇ! કાવ્યનો ભક્ત સદા હોજો – સંયોગકાલ ગતિમાં તીવ્ર થાય.

આથી બીજું શું ઇચ્છાય?

આપનો

સુર.

૧૩

લાઠી,

તા. ૭-૫-૯૪.

વ્હાલા ભાઈ,

આપનું તા. ૫નું કૃપાપત્ર મળ્યું. મ્હારી પાસે જે વર્ડ્ઝવર્થ છે તે Edited by William Knight, LL.D. ની છે. મેં તે કેમ્બ્રિજની કંપનીમાંથી મંગાવેલી હતી. આપે તે જ તો મંગાવી હોય એમ લાગતું નથી. હવે કાંઇ ફિકર નહિ. આપણે પાનાનો આધાર નહિ રાખીએ પણ વિષયોનો અને લીટીઓનો આધાર રાખીશું. આપે મંગાવેલ છે તે એક જ પુસ્તક છે? મ્હારી પાસે તો જે છે ત્હેનાં મ્હોટાં ૧૧ પુસ્તકો છે. મ્હારી આંખો માટે તો બહુ જ સારાં છે. આપ "The Borderers" એ વિષય (એક નાટક)નો Act 3 ઉઘાડજો. દરેક 'સીન' (Scene)નાં મથાળાં વાંચતાં વાંચતાં નીચેના મથાળા-વાળા 'સીન'—Scene સુધી પહોંચો:—

"Scene, the wood on the edge of the Moor.
Marmaduke (*alone.*)

વાંચવું શરૂ કરો અને મહાકવિનો ગંભીર આલાપ શરૂ થતાં જ જોશો.

હા! કેવું ગંભીર? "Mar.—Deep, deep and vast * * * અગાડી ચાલ્યા જાઓ – નીચેનાં વાક્યો આવે ત્યાં સુધી:—

"We subsist in slavery, we receive *Laws*

but we ask not whence those *laws* have come; we need *an inward sting* to goad us on."

શબ્દોની મીઠી રચના આ કવિમાં નથી; કારણ કે:— તે સ્વરશક્તિને સ્વીકારતો નથી – છેક જ એમ તો નહિ, પણ ઉચ્ચારના અમુક ઘોષથી અમુક અસર થાય છે તે વાત તે કબૂલ કરે છે, પણ તે દુનિયાનાં બચ્ચાં માટે સમજી, માત્ર વિચારોની ગહનતા જાળવી રાખી પોતાનું હૃદય સમજાયું એટલે કામ પૂરૂં થયું એમ સમજે છે: તો પણ તે એક જગાએ લખે છે:—

" There *is* a *Power* in *Sounds*."

" ખરી વાત, પણ મ્હારૂં કામ તો તે વિના ચાલશે – મ્હારામાં તે ખામી છે પણ ખરી; પણ મ્હારા વિચારો તેને ઢાંકી શકશે."

તે ખરો મહાત્મા છે અને સુન્દર આલાપની દરકાર ન રાખી મુંગો રહી આંસુડાં ખેર્યાં કરે છે. તેનો ખરો ભોગી જ તે ઝીલી શકશે. તેનું વાચન શરૂ કરો ત્યારથી તે પૂરૂં કરો ત્યાં સુધી અમુક જાતની સમાધિમાં લીન રહેવું પડશે.

શેલી વાંચવો સહેલો છે, કેમકે તે સ્વરશક્તિનો પૂરો ભક્ત છે; અને તેથી તે વાંચતાં રસ ઉછાળા મારે છે, પણ ઉંડા – ઉંડા – અતિ ઉંડા ઉતરશો તો શેલી એક બાળક અને વર્ડ્ઝવર્થ એક બુઝરગ સાધુ દેખાશે. દરેક પર્યેષક કકડો તપાસતા જજો અને તેમાં સંસાર અને વખતે તો આખા બ્રહ્માંડનું ઉંડું મીઠું અવલોકન જોશો.

આટલા ઉપોદ્ઘાત પછી આ ઋષિ આપ વાંચશો, એ કાંઈ સહેલું થશે ?

મ્હારૂં કામ હાલ વેબ્સ્ટર, અંબાલાલ, પારસી અને આપ્ટેની બન્ને ડિક્શનેરીઓથી બરાબર ચાલે છે. વેબસ્ટરનું ભાષાન્તર જોઈયે કેવું થાય છે !

આપના હૃદય માટે હવે આપ લખશો નહિ. હું તેનો જ થઇ ગયો છું. * * માટે આપે લખ્યું તે બરાબર છે. અત્ર કુશળ. તત્રાસ્તુ.

મ્હારૂં એક કાવ્ય કાલે આપ બંને પાસે રજુ કરવામાં આવશે. હાલ એક ગઝલ લખું છું. નામ :-

"હમારા રાહ".

આપનો

સુર.

૧૪

લાઠી,

૧૯-૮-૯૪.

વ્હાલા હૃદય સુમન,

નાહીને રૂપહૃદયનું "સ્મૃતિચિત્ર" નું અવલોકન ફરી ફરી વાંચ્યું. આહા ! તે કેવો ઉંડો ઉતરી જાય છે ! તેને તો હું "મૅથ્યુ આર્નોલ્ડ" કહીશ.

વચન પ્રમાણે, બીડી પી, આ કાગળ લખવા બેઠો છું. રાત્રિના સારા વર્ષાદથી લોકોનાં મન જેવું જ વાતાવરણ આનન્દી થયું છે. બે મિનિટ વિશ્વામિત્ર, મેનકા, શકુન્તલા - એ ત્રિપુટીનાં દર્શન કરૂં છું. વળી લખું છું.

છબિઓ હવે જેમ બનશે તેમ જલદી મોકલી આપીશ – કાલે જ – થોડી તો. વિલંબ માટે ક્ષમા માગું છું.

આપે "સુદર્શન"માં કાવ્ય મોકલ્યું તે કોના નામથી મોકલ્યું તે કૃપા કરી લખશો. નનામું મોકલ્યું હશે તો લેશે નહિ. આપના જ નામથી મોકલશો – એક કાગળ સાથે – તો મને ખાત્રી છે કે તેનો સત્કાર થશે. આ બીજું કાવ્ય "ભવાબ્ધિ" તો જરૂર મોકલશો. તે કૃતિ અતિ ઉત્તમ છે.

વર્ડ્ઝવર્થનો પહેલા ભાગનો આ છેલ્લો દિવસ છે. તે પુસ્તકને થોડા કાલ સુધી હું નહિ અડું. તેમાંથી આપ નીચેના કકડા વાંચશો :—

" We are Seven " એ આપણને ' રૉયલ રીડર્સ ' માં ચાલી ગયું છે પણ તેમાં પ્રથમની ચાર લીટી ન્હાનાં બચ્ચાંને સમજાય નહિ તેથી મૂકેલી નથી – એ પહેલો શ્લોક જ વાંચવા જેવો છે. આ મહા કવિ હમેશાં આવાં જ ચિત્રો આપ્યા કરે છે. બીજું " Goody Blake & Harry Gill " વાંચશો – પૃષ્ઠ ૨૧૮. 'We are Seven' એ ૧૯૮મે પાને છે.

" Goody Blake .... .... .... .... ... " છીછરા વાંચનારને રસહીન – બિલકુલ નમાલું – લાગશે. ઊંડા વાંચનારને – જો કે આ કવિનું કાંઇ ઉત્તમ કાવ્ય નથી તો પણ – બહુ રસ આવશે. " આંતરડીની કદુવા લાગવી " ? " નિસાસો લાગવો " ! અરે ! એથી માણસ કેવું દુઃખી થાય છે ? Harry કેવો ઠંડો થઇ જાય છે ? કુદરતને

વર્ડ્ઝવર્થ બહુ જ નરમ — જરા પણ કઠિનતા સહન ન કરી શકે તેવી ગણે છે. અકૃપા ન્હાની સરખી પણ કુદરત સહી શકતી નથી અને Blakeના શાપથી Gill થંડો થઇ જાય છે. કાયદો જેને ગુનોહ નથી ગણતો, તેને કુદરત મ્હોટો ગુનોહ માને છે. આપણો કાયદો તો શું પણ આપણી 'ઇક્વિટી' થો પણ વર્ડ્ઝવર્થની 'ઇક્વિટિ' બહુ ઉંચી છે અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે. 'ઇક્વિટિ' અને 'કાયદો' એ બે શબ્દો માટે અહીં એક દિવસ મ્હોટો તકરાર થયો હતો ત્યારે બા * અહીં જ હતો તેથી આપને એ સમજાવશે. પછી પાનું ૭૨મું ઉઘાડો અને

" Lines written in early Spring " જે પરથી મેં "**વનમાં હું**" લખ્યું છે તે વાંચો. મ્હારી કૃતિ કેવી લાગે છે તે કૃપા કરી જેવું હોય તેવું બંને લખશો. વિચારો લેવાની મ્હારી રીતિ આપને કાંઇ નવાઇ જેવી લાગશે ખરી. " To My Sister ", " Expostulation and Reply ", " The Tables Turned " એ વાંચી નાંખશો. હું પસંદગીનાં કાવ્યો લખવા જાઉં છું પણ શું લખું ? આપ છુટક છુટક ફકરા વાંચવા મૂકી દેઈ શેલી કે વર્ડ્ઝ-વર્થ જે હાથમાં ઝાલો તે અથથી ઇતિ સુધી વાંચો — બહુ જ ધીમે ધીમે. ઉતાવળ કરવી અથવા પાનાં જલદી ફેરવવાની ઇચ્છા રાખવી એ ભૂલ છે. જે લીટી આંખ નીચે છે તેનો પૂરો રસ પીધા પછી જ બીજી લીટી પર આંખ મૂકો અને તેમ કરતા કરતા ચાલ્યા જાવ. પછી પાનું ૨૪૩મું ઉઘાડી ત્યાં : —

" The Last of my Flock " જોશો. તે બહુ સારૂં છે.

" I sold a sleep as they had said,
" And bought my little childern bread
" And they were healthy with their food,
" For me — it seems did me good."

આમાં કાંઈ આર્ય હૃદયની પ્રેમભક્તિ નથી લાગતી ? " Blake and Gill "માં પણ તેવું જ હૃદય નથી લાગતું ? છેલ્લે

" The Old Cumberland Beggar " ૨૭૧ મે પાને અને ૨૭૯મે પાને છેલ્લું

" Animal Tranquility and Decay " —

છેલ્લી બે લીટી એ કાવ્યનું મૂળ છે. તેમાં " .... .... .... .... .... .... .... Begger " વાંચજો અને વર્ડ્ઝવર્થ અને શેલીના હૃદયની સરખામણી કરજો. જ્યારે શેલી Statesmanના માથા પર અને પાદરીઓ પર માછલાં ધોવે છે, ત્યારે શાન્ત કાકો ૨૭૪મે પાને Statesmanને કેવા નરમ ભાવથી બોધ આપે છે ! ખરેખાત, વર્ડ્ઝવર્થ કહિ ગુસ્સે થતો જ નથી. દુનિયાના કવિમંડળમાં વર્ડ્ઝવર્થ જેવી શાન્ત મૂર્તિ કોઇ જ નથી. અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે. તે રડે છે કે તે હસે છે, તે દુઃખી છે કે સુખી છે તે જાણી શકાતું નથી. સબ.

આપ આટલું વાંચશો. હવે હું બીજા ભાગના આવા ફકરા આપને સૂચવીશ નહિ — પછી તો આપની

જેવી ઇચ્છા. આપ સળંગ વાંચો એવી મ્હારી ઇચ્છા છે. શેલી કેમ વાંચો છો ?

મ્હારૂં કામ પૂરૂં થયું છે. એક બાકી રહે છે. આપ ભાદરવાનું શુકલ પક્ષ નજરમાં રાખી પાછલા ભાગમાં એટલે અહીં રહેવાના સમયમાં પૂર્ણિમા છેક પછાડી રહી જાય તેમ નહિ, પણ જરા વહેલા એટલે કૃપા કરી બારશ પર લાઠી આવવાનું જરૂર રાખશો. મ્હને ચોક્કસ ખબર આવતા કાગળમાં આપશો.

આપનો

સુર.

મ્હારા ખરાબ અક્ષરો અને વિચારો સંધા જુદા જુદા પડેલા છે તે માટે દરગુજર કરશો. મ્હારૂં હૃદય સમજો એટલે થયું, એ હેતુથી અતિ ઉતાવળમાં લખેલું છે.

સુર.

૧૫

ભાદ્રપદ શુદિ ૩,
લાઠી.

વ્હાલા સુમન,
વ્હાલા પાન્થ,

પત્રો આપનાં કાં નિરુત્તરિત રહ્યાં ? ન જ રહેવાં જોઇએ, પણ શું કરૂં ? આ ભાદ્રપદ શરૂ થવાનો હતો – થયો – કાલે બીજનાં દર્શન કર્યાં. હવે મનમાં શાન્તિ ક્યાંથી હોય ? આપ હૃદયપુષ્પો અહીં આવવાનાં ક્યારે, તેનું હજુ કાંઇ નક્કી થયું નથી. ઓચિન્તો આનન્દ આપશો

તેમાં મ્હને આનન્દ નથી. મ્હને તો ક્યારે આવશો એ જલ્દી કહો. એક દિવસના તીવ્ર અચિંતવ્યા આનન્દ કરતાં આપ આવશો ત્યાં સુધી હું જાણીશ ત્યારથી આનન્દ રહેશે, એ મ્હને વધારે વ્હાલો છે, માટે મહેરબાની કરી કહો, ક્યારે આવશો? કઇ તારીખ? કયો વાર? કૉલેજની રજા પડવા આડા કેટલા દિવસ છે એ જેમ વ * * ગણે છે, તેથી વિશેષ આતુરતાથી હું દિવસ ગણીશ, અને તેમાં મ્હને ઓચિન્તા દર્શન કરતાં, વધારે આનન્દ થશે; માટે કૃપા કરી લખો, ક્યારે આવશો? હવે હું કાંઈ પણ બીજું લખી શકું તેમ નથી. ક્યારે આવશો? ભાઈ તરીકે નહિ, પણ બ * * * ના દરબાર સાહેબ તરીકે માણસ મોકલવું કે રીતસર આમંત્રણ કરવું જરૂરનું છે ખરૂં? આ પ્રશ્નનો, બા * ! તું ઉત્તર દે – જલદી. બા * ! આપણા વિચાર પ્રમાણે એ દિવસ અગાડીથી ત્હારે આવવું જોઇએ. આમ નહિ થાય તો કજિયો થશે; પણ, તમે વળતી ટપાલે લખો – ક્યારે આવશો? એટલે દિવસ – જવાબ આવે તે પહેલાંના બે ત્રણ દિવસ – કેમ જશે એ ઈશ્વર જાણે. જલદી લખજો.

ભાઇ, આપનાં કાવ્યોની નોટબુક સાથે લાવશો. હવે કાવ્યો માટે વાતચિત પણ અહીં આવશો ત્યારે કરશું. હવે હું કાંઇ પણ લખીશ નહિ. જેમ બને તેમ જલ્દી આવો.

વધામણી: — સ * * * * * * ને ઘેર દીકરો આવ્યો. એ જ.

સ્નેહાધીન
વધામણીઓ.

૧૬

લાઠી,

૨ – ૯ – ૯૪.

વ્હાલા સુમન,

કાવ્ય મળ્યું. ત્હને જે લાગે તેમ જ લખવા મ્હેં ધાર્યું છે તો તેમ જ કરીશ. એ કાવ્ય મ્હારા હાથમાં લેઇશ. આપનું ગઝલ અને આજે મળેલું "વિશ્વવિચાર." બીજું માત્ર અમુક કારણથી – (એક રાગમાં કાવ્ય રચવું એ હેતુથી) થયેલું છે. પહેલાને હું પછી હાથમાં લેઇશ. "શીઘ્ર કાવ્ય" એટલે શું? કહ્યું અને તુર્ત લખવું (બે ત્રણ મિનીટમાં) એટલી જ "શીઘ્ર કાવ્ય" એ શબ્દની વ્યાખ્યા પૂરી થતી નથી – "શીઘ્ર કાવ્ય" એટલે હૃદયના ઉંડા નાદ વિના – કાંઇ પણ લાગણી વિના કેટલીક લીટી જોડી કાઢવી, એને "શીઘ્ર કાવ્ય" લોકો કહે છે. હું તો "શીઘ્ર કાવ્ય" કાવ્ય જ કહેતો નથી. "લાગણી" વિનાનું "કાવ્ય" એ બને જ નહિ. "લાગણી" જેમાં નહિ, તે કાવ્ય નહિ. દલપતરામ, ઘણું કરીને, એક શીઘ્ર કવિ છે અને તેથી તે કવિ જ નથી. આપ વિચારશો તો જાણશો કે દુનિયામાં જેટલા કવિ (કાલિ-દાસ કે શેક્સપીઅર જેવા – શેલી જેવા) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ્યા મરી ગયા છે.

હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે. આમ છે, તેથી જ કેટલાએક કાલિદાસ કરતાં ભવભૂતિને મ્હોટો કવિ કહે છે. કેટલીક બાબતમાં ભવભૂતિના હૃદય જેવું

દુનિયાના કોઇ કવિનું હૃદય કુમળું નથી. આપ મણિભાઇનું "ઉત્તર રામ"નું ભાષાન્તર જરૂર વાંચશો. એ ભાષાન્તર આપણી ભાષામાં એક ઉત્તમ ભાષાન્તર ગણાય છે. આપણે તે અહીં સાથે વાંચશું – ટૂંકું છે. આમ છે, તો "શીઘ્ર કવિ" કવિ નહિ અને "શીઘ્ર કવિતા" કવિતા નહિ.

"કવિતા" શું? "કવિ" શું? આપ જોશો તો લાગશે કે :– કવિ એક આ, આ બીજા કવિથી સારો છે એમ કહેવાય જ નહિ. દરેક દરેકના વિષયમાં ઉત્તમ છે. કાલિદાસ સારો કે શેક્સ્પીઅર સારો, શેલી સારો કે વર્ડસવર્થ સારો એ કાંઈ જ કહી શકાય નહિ. બધા જ સારા અને સરખા સારા. આનું કારણ શું? કવિ– ખરો કવિ – એ એકાન્તિક છે. તે ઉત્તમ છે. દરેકનો વિષય જુદો છે, છતાં એક છે અને તે ઉત્તમ જ છે એટલે અમર રહેવાનો. તેમાં કાંઇ નવું છે. જેમાં કાંઈ નવું છે તે જ કવિ. જેમાં કાંઈ નવું છે તે જ કાવ્ય.

હવે, "વિશ્વવિચાર" લેજો. આપ કહેશો, મ્હને કાલિદાસ અને ભવભૂતિ સાથે કયાં મૂકયો? પણ તેમાં અડચણ નથી. ચાર ચાર લીટીનો અછૂટો શ્લોક લખનાર અમરુ પણ મ્હોટો કવિ કહેવાય છે. લાંબું જ લખવું જોઇએ, એ કાંઇ કવિતામાં નિયમ નથી. આપનાં બધાં કાવ્યો ઉત્તમ છે, કારણ કે તેમાં કાંઈ નવું છે, પણ "વિશ્વવિચાર"માં તે નથી એટલે તે કાવ્ય નથી. તેની છેલ્લી બે લીંટી એ જ કવિતા છે. વળી, આપ હમેશાં વિશ્વ નમાલું છે એમ માનો છો. આ વિચાર બિલકુલ

જૂઠો છે. ઈશ્વરને આપ આ વિચારથી અપમાન આપો છો. કુદરતની ન્હાનામાં ન્હાની કૃતિ પણ નકામી – નમાલી નથી. આપ કુદરતનું (કુદરતમાં જનહૃદય પણ આવી જશે) સૌન્દર્ય જોતાં શીખો. વ્હાલી અને ન્હાનું બાળક મરણ બાદ પડયાં રહેવાનાં નથી. એ આપણાં ગુરુ છે અને "પ્રેમ" અથવા "મોક્ષ"ના ભોમીઆ છે. એક ઝાડ, એક પહાડ, એક પુષ્પ, એક ફૂલ, એ બધાં આવા ભોમીઆ છે – તે નકામા નમાલા નથી.

આપનું ગઝલ તપાસો. ત્યાં પણ તે જ નિરાશા ને શિથિલતા લાગશે. દુનિયાનો અભાવ ત્યાં પણ રજૂ છે. મ્હારી આ ચાર લીંટી જોજો :—

તમારા રાજ્યદ્વારોના
ખૂની ભપકા નથી ગમતા;
મતલબની સુરવ્વત ત્યાં,
ખુશામદના ખઝાના જ્યાં!

[હમારા રાહ.]

મ્હારો હેતુ આવું એક ખરાબ ચિત્ર આપી, કાંઇ સુધારવાનો છે. તેમાં ખરાબ વસ્તુનો તિરસ્કાર છે પણ તેમાં નિરાશા નથી. શેલીનું હૃદય જોજો. તે, તિરસ્કારમય કેટલીક વખ્ત તો, જણાશે — કેટલીક વખ્ત નિરાશામય દેખાશે, પણ આ બધા બહારના દેખાવ છે. ઉંડી ઉંડી તો આશા – અતિ ઉજ્વળ આશા – તેનાં કાવ્યોમાં ચમકી રહી છે; અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર "માણસ ભાઇ છે અને તે ક્રૂર છે કે દુઃખી છે" આ વિચારથી ઉત્પન્ન થયેલી અનુકમ્પા જ છે અથવા – પ્રણયકોપ છે.

શેલી જેવો મનુષ્યજાતિને ધિક્કારે કેમ ? આપ જ્યાં સુધી બ્રહ્માંડનું સૌન્દર્ય જોતાં શીખશો નહિ, ત્યાં સુધી કવિતાનું ખરૂં સ્વરૂપ જોઈ શકશો નહિ. આપનું ગઝલ એક સારૂં કાવ્ય છે. તેમાં નવું છે, પણ વિચારોને, આપ લખો છો તેમ, પ્રવાહ મળી શક્યો નથી, અને એ ( બા * ) કહે છે તેમ સારૂં થયું છે. હું બા * ના મતને મળતો છું.

સંન્યાસી થાઓ તો શંકર જેવા થજો. શંકર સંન્યાસી હતો પણ વિશ્વનું સૌન્દર્ય તે પી ગયો હતો, નહિ તો, બુદ્ધને દેશનિકાલ તે કદિ કરી શકત નહિ. પ્રવૃત્તિહીન મોક્ષને પણ હું નથી માનતો. પ્રેમહીન હોય તો જ પ્રવૃત્તિહીન હોય. પ્રેમહીન મોક્ષ હોય જ નહિ. નિરાશા એ જડતાનું બીજું નામ છે. પ્રેમહીન – પ્રવૃત્તિહીન મોક્ષ હોય, તો તે મોક્ષ નિરાશા છે – જડતા છે અને ઉત્તમ નહિ, પણ અધમ સ્થિતિ છે. પ્રેમના અને પ્રવૃત્તિના પૂરા ભક્ત બનો અને પછી આપ અજબ કામ કરી શકશો. મ્હારા કરતાં તો આપ હજારગણું વધારે કરશો.

હવે મળશું ક્યારે ? તે તો કહો. એ જ.

આપનો

સુર.

## ૧૭

લાઠી,

૨૯ – ૯ – ૯૪.

મ્હારા વ્હાલા ભાઈ,

* * * * * * આપના હૃદયના ભાવનો હું બહુ

આભારી થયો છું. આપનાં વખાણ કરતો નથી. ખરેખાત, આપને જે કાંઇ લખું છું તે ડરી ડરીને લખું છું. આપ હૃદય માટે તો, ખરેખર, અમારા સૌના ગુરુ છો. ઈશ્વર આપને દીર્ઘાયુ કરે.

* * * આપનાં કાવ્યો માટે હું હવે લખીશ.

આપનો

સુરસિંહ.

૧૮

લાઠી,

તા. ૨૩ – ૧૦ – ૯૪.

વ્હાલા ભાઈ, વ્હાલા "મુનશીજી",

"મુનશીજી"ને તાવ આવ્યો હતો. તાવમાં પણ કામ તો અચ્છું કર્યું છે. બુખાર ગયો અને બિરાદર અને મુનશીજી એમિલી બ્હેન અને ફ્રેરી બ્હેન સાથે પર્વતે પણ જઇ આવ્યા. હવે, ભાઇ! ચોખા અને ગોળ અને બીજું ત્રીજું ખૂબ જમજો.

પણ, મ્હારી ફર્યાદ કોઈ સાંભળે છે? ભાઈએ તો બા * ને ઘરમાં બેસાર્યો! ભાઇની આવી નીતિની ખબર નહોતી! ઠીક, મ્હોટા છે – તે કરે તે છાજે તેમ છે પણ મ્હારો કાંઈ ગુનોહ ખરો? કહો તો દંડ ભરી આપું? દશેરા ગયા! દીવાળી આવી! બા * નો તો પત્તો જ ન મળે! ભાઇ! હવે મ્હારે છેડા છૂટકો કરાવવો પડશે – નહિ માનો તો. બા * ક્યારે આવશે એ પૂછવું નકામું છે. બા * ને ક્યારે મોકલશો? શી પરાધીનતા? શી ભાઇની

સ્વાર્થબુદ્ધિ ? ! જૂની આંખે નવું જોવાનું રહ્યું. આવું તે ક્યારે યે ન્હોતું જોયું. હવે શો વિચાર છે ?

દોરંગી દુનિયા – નવરંગી – ઘણારંગી – તેનું ચિત્ર આપવા ભાઈએ સારૂં યત્ન કર્યું છે.

કવિ આ દોરંગની જાળમાં ગૂંચવાયલો છે એમ કાવ્ય બતાવે છે – તેથી – પોતે તે જાળથી ઉંચો છે – ન્યારો છે – ઉપરથી ઉભો ઉભો બધું જુવે છે – અનુભવે છે એવું ચિત્ર આપ્યું હોત તો વળી બહુ અચ્છું કામ થઇ જાત : પણ જેવું જે છે તેવું જ તે કાંઈ ખરાબ નથી. બીજું, ગઝલમાં ઘણું કરીને શાન્ત લાગણીઓ કરતાં Outbursts of heart (હૃદયના ઉભરા) બહુ સારા લાગે છે. શેલી વર્ડઝવર્થ કરતાં ગઝલ સારૂં ગાઈ શકે અને વર્ડઝવર્થ વૃત્તો સારાં ગાઇ શકે તેમ કહેવાય. ભાઇનું ગઝલ લાગણીઓ છે પણ તે ધીમે ધીમે ગોઠવાઈને બહાર નીકળી છે. ગઝલમાં તો 'ડીભા' એક ઉગમણો તો બીજો આથમણો એમ ઉડવા જોઇએ.

હું એક માફ માગું ? – "નિર્દય પશુપતિ" આજે હાથમાં લેવો હતો. મેં તેને બહુ વાર વાંચેલ તો છે – પણ આજે એ કાગળીઓ જડતો નથી. મહેરબાની કરીને લખી મોકલાવશો.

બા * નું "ચશ્મરંગ" – આમાં ખરી 'ઓરિજિનૅલિટી' છે. દિલગીરી એટલી જ છે કે તે ગુજરાતીમાં નથી લખાયું. બધા ભાગ ફરી ફરીથી વારંવાર

વાંચું છું. દરેક ભાગ દરેક ભાગ જેવો છે – બધું જ સરખું સારૂં છે. ઓહો! કેવું સારૂં છે!!! આપણી ત્રિપુટીમાં આવો કકડો આ પહેલો જ છે. "ચશ્મરંગ" – આ ઉદ્‌ગાર ક્યાંથી મનમાં આવ્યો? ખરેખાત, અજબ છે.

હું હાલ વાંચતો નથી. દીવાળી પછી પાછો ઉદ્યોગી થઈ જઈશ.

હાલ "પાન્થ પંખીડું" નામનું કાવ્ય લખું છું – શાર્દૂલમાં. તૈયાર હજુ થયું નથી. ૪૦ લીટી લખાઈ છે. શુભેચ્છક ભાઇ વગેરેને "પ્રેમ" અત્ર કુશલ. તત્રાસ્તુ!

સ્નેહાધીન

સુરસિંહ.

૧૯

લાઠી,

૩ – ૧૧ – ૯૪.

મ્હારા વ્હાલા ભાઈ,

આ વર્ષ મ્હારૂં તો સુખમાં ગયું. તું સાક્ષાત મ્હારી પાસે આવશે એ મેં ધાર્યું નહોતું. દુનિયામાં હર્ષ અને શોકની સીમાઓ ન ધારેલી જ આવી ઉભી રહે છે. પણ –

મેં તને શું મોકલ્યું? જે મોકલ્યું તે દુનિયાની આંખ માટે બહુ ક્ષુદ્ર છે પણ તે મ્હારૂં હૃદય જ હતું. બ * * * તરફ તે દિવસ હૃદય એટલા જોરથી જતું હતું ને તેથી વિશેષ કાંઈ પણ લખવું અથવા કાંઇ પણ સૂજવું શક્તિ બહાર હતું.

પણ , મ્હારી ઉઘરાણીનું શું ? આ મ્હારો હાલ છેલ્લો કાગળ છે. * અહીં આવશે ત્યાર પછી કાગળ લખીશ.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

તારો

સુર.

૨૦

એક નાયકા – " મધ્યા ", પોતાની સખી – અને પતિને સંબન્ધે " દૂતિ " – તેને – કહે છે : —

" વ્હાલી ! ત્હેં તો શિખામણ આપી પણ મ્હારાથી તેમ બની શકયું નહિ. શું કરૂં ? પરવશ બની ગઇ ! તેં કોપ કરવા કહેલું અને વ્હાલો આવે, ત્યારે મૌન રાખવા શિખવેલું, મેં હા પાડેલી, અને તેમ કરવા નિશ્ચય કર્યો અને મ્હારાથી બને તેટલું કર્યું પણ ખરૂં; સ્મિત દબાવ્યું, ઉભી ને ઉભી રહી – ડગલું પણ સામી ન ચાલી, જીભને પણ દાબી રાખી, પણ, આ નયનો બધું બોલી ગયાં અને આ * * વાર્યાં ન રહ્યાં – તેઓએ ફુલીને * * * કસ તોડી નાંખી અને વસ્ત્ર સરી પડયું; પસીનાનું એક બિન્દુ તો કપાલેથી ખરી પડી મ્હારા જમણા પગના અંગુષ્ટ પર ઝીલાઇ રહ્યું ! ચતુર કાન્ત પગે પડવા આવતો અટકી ગયો અને " જાણી હવે ! " કહી, આલિંગન દેઇ, ચુમ્બી લેઇ લીધી. મ્હારાથી તેને ખેસવાયો નહિ અને ના પણ ન કહી શકાઇ. બધું તે સમજી ગયો અને હું તો મનાવ્યા વિના જ મનાઇ ગઇ ! "

વ્હાલા ભાઇ,

હું પણ " મનાવ્યા વિના જ મનાઉં " છું.

"કોપ"ના નિશ્ચય પ્રેમી પાળી શકતા નથી. ઢોંગ – બિલકુલ ઢોંગ કયાં સુધી ચાલે? અને તે પણ આનન્દની ઘડી આવતાં તો ભૂંસાઈ જ જાય.

બન્નેનો સ્નેહાધીન

સુરસિંહ.

તા. ક.

માગણી કરવા બેસવું અને જૂઠું બોલવા બેસવું ત્યારે વળી બખિલાઇ શી?! જે પ્રાણીઓ અરજ કરવા આવે છે, તેવાં જ પ્રાણીઓ "માગણી મંજૂર કરી" એમ કહેવા અહીં આવે તો વળી આનન્દનો પાર રહે નહિ.

એ માગણી કરવાનો હવે હકદાર

આપનો સુર.

આનન્દ એ જ આટલી બધી "તા. ક."નું અને વિચારોની અવ્યવસ્થાનું કારણ છે; પણ જયારે બધી મંજૂરીઓ આવાં જશે ત્યારે વળી કેટલો આનન્દ થશે?

આનન્દમાં લીન આપનો

સુરસિંહ.

હજુ એક વધારે તા. ક.

રીસ તો ગઇ પણ જતાં જતાં પૂંછડી એ થોડો ઘણો તેનો ભાવ ભજવે તો કાંઇક ઠીક કહેવાય. કવિતા – "પાન્થ પંખીડું" – તો સાથે જ મોકલીશ ને ત્યાં સુધી મોકલવાનો નથી માટે.

રીસાએલો આપનો

સુરસિંહ.

૨૧

લાઠી,

તા. ૧૨-૧-૯૫.

મ્હારા વ્હાલા ભાઈ,

હવે આપને શું લખવાનુ હોય? ન લખું તો પણ ચાલે તેવું છે – કારણ, જે લખવાનું છે તે આપ જાણો જ છો. હું આપનો છું એ દુનિયા ભલે જાણે. આપ અહીં પધારો. ક્યારે પધારો છો તે તુર્ત મ્હને તારથી ખબર આપો. 'આપ નહિ આવો', એ કલ્પના પણ મ્હને બહુ ખેદ આપનારી – આપનો તાર નહિ આવે ત્યાં સુધી – થઈ પડશે. "રાજ્ય મળે છે", એ તો મળત – સૌને મળે છે પણ એકદમ આપણે મળશું – ન ધાર્યું હતું તેટલી ટૂંકી મુદતમાં – એ મ્હને મૂંઝવી નાંખે છે. અહો! આ શરીરનો "હૃદય" એ તે કેવો ભાગ છે!! કવિઓએ કે ફિલૉસૉફરોએ તેને માટે કાંઈ જ કહ્યું નથી – કહી શકયા નથી – જો કે તેઓનું યત્ન તેને જ પૂરૂં બતાવી દેવાનું છે – બધા જે જે વખણાય છે તે માત્ર – વધારે ઓછો – એ પ્રયત્નમાં નિષ્ફળતા માટે જ; તો, અત્યારે આટલું પણ હું લખું છું તેને માટે મ્હને રંગ આપવા જોઈએ – પણ હવે આપ અને જ * * *, બા * * * * અને શુભેચ્છક ભાઇ, વીં * * * * * પણ ખરો – ક્યારે પધારશો? મ્હારો શિવુભા પણ વખ્તે આવે. આશા છે, કેમકે મ્હારાથી બને તેટલું યત્ન મ્હેં તેને ખેંચી લાવવા માટે કર્યું છે. તું તો આવશે જ.

હવે કોરા કાગળમાં આપને જે વાંચવાનું મળે તે વાંચજો – મ્હારાથી તો લખાતું નથી.

ત્હારો – સર્વદા ત્હારો

સુર.

૨૨

લાઠી,
૧૨-૧-૯૫.

મ્હારા વ્હાલા ભાઈ,

આપ હવે આવી શકશો નહિ. જ * * * અને તેની સાથે આપણું સર્વનું આવું જ નિર્માણ થઈ ચૂકયું છે એ જાણ્યું. * * * કયાંથી હોય? ઈશ્વર આનન્દ બતાવી કાંઈ પણ તૈયારી કરવાનો વખત ન આપી એકદમ તે પાછો છિનવી લે છે—એ તેની ટેવ છે. મ્હેં તો આ બીજી વખત અનુભવ્યું. હવે તો કોઈ દિવસ શંકા વિનાનો હુલ્લાસ અનુભવી જ શકાશે નહિ. ઈશ્વર જેમ રાખે તેમ રહેવું. દુનિયા જ એમ ઘડી તો પછી બીજો શો ઉપાય? આપનો કાગળ આવ્યો તે ઘડીથી આખો પ્રસંગ જ બદલાઈ ગયો એવું મ્હને તો લાગે છે—આપને જે લાગે છે તેથી વધારે મ્હને લાગે છે એવું કાંઇ નથી. બન્નેને એક જ લાગણી આ સમયે હોવી જોઇએ તો મ્હને જે લાગે છે તે હું લખું એ નકામું છે. મ્હને તો સૌથી વધારે બિચારા જ * ભાઇ માટે લાગે છે. આટલા ટૂંકા વખતમાં આ આવો જ બીજો બનાવ બન્યો. એમના મનની શી સ્થિતિ હશે? ભૂલી જાય એવો કાંઇ ઉપાય આપ પાસે હોય તો કરી જોશો—એ તો આપ કરશો જ. મ્હારે માટે તો જે પ્રસંગ આવ્યો તે હવે ગમે તેમ પૂરો કરવો એટલું જ રહ્યું. વિશેષ લખી શકાતું નથી—લખવાનું પણ કાંઇ છે નહિ.

મળવાની આશા હવે હું રાખતો નથી—હાલ તો કાંઈ

પણ આશા જ મનમાં નથી તો પણ આપ કાંઇ આશા આપી શકતા હો તો આ સમયે ખરેખાત બહુ ઉપકાર થશે.

એવું બની ગયું છે કે તારીખમાં પણ હવે ફેરફાર થઇ શકે તેવું નથી. ટૂંકામાં, એવું બન્યું છે કે "ઈશ્વર આપણને સુખી કરવા – આનન્દ દેવા ઈચ્છતો જ નથી" એવું મ્હારા દિલમાં આવી જાય છે. ઠીક –

"પડયું પાનું સુધારી લે" – હવે તો એટલું જ.

* * * * *

૨૩

લાઠી,

૧૫ – ૧ – ૯૫.

મ્હારા વ્હાલા ભાઈ,

હું ત્હારો કેટલો આભાર માનું? ને મ્હને ફરીથી જીવ આવ્યો હોય તેવું લાગે છે. પણ હવે તે આનન્દ "મ્હારો" કરવા હું માગતો નથી. તે આશાનો આનન્દ હવે મ્હને ઠગી શકશે નહિ. ભલે તાર આવે – ભલે કાગળ આવે – પણ હવે તો જ્યારે તું અહીં આવીશ – હું ત્હને નજરે જોઇશ ત્યારે જ હું માનીશ અને પછી બસ પૂરો નિર્ભય આનન્દ ભોગવીશ – ઈશ્વર સૌ વિઘ્ન દૂર કરે.

"ટગ ટગ જોયાં કરવું! —
બળદીઆ! ટગ ટગ જોયાં કરવું"!

એ નર્મદનું વાકય કેવું સાચું છે!! ટગ ટગ જોયા કરનાર સુખી છે. તેને વિધિ નચાવી શકતો નથી. આશામાં આનન્દ માને તેને જ દુઃખ છે. તે વિધિનું

પૂતળું છે, પણ ટગટગ જોયા કરી, આનન્દશોકની છાયા માત્રમાં જ રહી, મસ્ત બની રહેવું એ પૂરૂં સુખ છે. તેમ, તું આવશે ત્યાં સુધી ટગ ટગ જોયા કરીશ. હવે આશાના આનન્દમાં ડૂબી જઈશ નહિ. માત્ર તેની છાયામાં રહીશ – પણ એ મ્હારાથી બનશે? શું કરૂં? દુઃખ ન અડે તેવું મ્હારૂં હૃદય મ્હેં બનાવવા, હું કાંઈ સમજવા શીખ્યો ત્યારથી જ, મહેનત કર્યો કરૂં છું; પણ ફળ, યત્નના પ્રમાણમાં કાંઇ જ નથી મળ્યું – મળશે નહિ. હૃદયને જ વજ્ર કેમ બનાવી શકાય? ત્યારે હું આનન્દના પૂરમાં અત્યારે વહું છું. તેમ કર્યો વિના બીજો ઇલાજ નથી. હવે બીજો ઘા ઈશ્વર ન મારે એ ટગ ટગ જોયા કરનાર

ઈશ્વરનો એ જ
બાળદીઓ.

તા. ક.

મ્હારે જુદો કાગળ લખવો જોઇએ એવા વિવેકની એઓ અપેક્ષા રાખશે જ નહિ, એવી ખાતરી હોવાથી શુભેચ્છક ભાઈને અહીં જરૂર તેડતા આવજો, એ આપને જ લખું છું. જરૂર જરૂર જરૂર.

સુર.

૨૪

લાઠી,
૩ – ૨ – ૯૫.

વ્હાલા ભાઈ,

દમયંતી અને શાધા એ નામનાં બે ચિત્રો રવિ-

વર્ષોનાં બહાર પડયાં છે. કા * * * *એ મ્હને મોકલ્યાં તે આજે જ હમણાં મળ્યાં. બહુ સુન્દર છે.

રાધાને કૃષ્ણ પત્ર લખે છે કે :- "હું તને અમુક દિવસે આટલા વખતે મળીશ." માનો કે સવારના આઠ વાગે. તે દિવસ આવે છે. રાધા વ્હેલી ઉઠી સ્નાન કરી વસ્ત્ર વગેરે પહેરી સાત વાગે - વખતે પહેલા એ આવી જાય તો, એવી શંકાથી - અગાસી પર સખી સાથે ચઢી, આવવાના માર્ગ તરફ જોતી બંને ઉભી રહે છે - ૮ થયા - ૯ થયા - ૧૦ વાગ્યા - ૧૧ થઈ ગયા - ૧૨ વાગવાનો સમય પાસે આવી ગયો. બધો વખત બંને અધીરી ઉભી રહી છે - તડકામાં ઉભા રહી શરીર ગરમ થઈ ગયું છે. આખરે આશા છોડી, નીચે ઉતરે છે - એક ઓરડામાં બંને બેસે છે.

રાધા કહે છે :- "બાઇ ! એ તો ન આવ્યા." નિઃશ્વાસ મૂકે છે - નિઃશ્વાસ ખાઇ લે છે. બરાબર તે વખતનું રાધાનું ચિત્ર છે.

સખી - શરીરમાં - રાધા કરતાં કઠિન છે તેથી શ્રમની અસર તેના શરીરમાં ઓછી છે પણ પ્રેમાળ છે અને રાધાની નિરાશાની છાયા તેના હૃદયમાં પણ પ્રવેશ કરે છે અને ઉપર પ્રમાણે રાધાએ કહ્યું તેના ઉત્તરમાં તે બોલે છે :- "શું કરીએ ? બ્હેન !" અને રાધા સામું દયા, ખેદ, આશા - નિરાશા, એવા ભાવો ભરી દૃષ્ટિથી જોઇ રહે છે. બરાબર આ વખતનું રાધાની સખીનું ચિત્ર છે.

આજ સુધી જે ચિત્રો બહાર પડયાં છે તેમાં જો કે

સૌથી સુન્દર "શકુન્તલાજન્મ" છે, પરન્તુ, સૌથી સુન્દર કવિતા આ એનાં ચિત્રોમાં છે.

દમયન્તી રખડતી રઝળતી પોતાને પિયર આવી પહોંચે છે. નળની જુદાઈ કરતાં નળે જ તેને છોડી દીધી તેની લાગણી હૃદયમાં વિશેષ છે. પિયરમાં પણ ઘણા દિવસ થઈ ગયા અને નળનો તો હજુ કાંઇ પત્તો નથી. એક દિવસ દમયન્તી અને તેની સખી – દાસી બાગ પાસેની આરસની ફરસબંદી ઉપર ફરતાં આવી ચઢે છે. દમયંતી કઠેરા પાસે બેસે છે અને દાસી ઉભી રહી પંખાથી પવન ઢાળે છે. બંને નળની વાતોમાં પડે છે અને પછી બંને ચુપ થઇ જાય છે. દમયંતી દૂર દૂર ક્ષિતિજ તરફ આકાશમાં જોઇ રહે છે. ગંભીર, શાન્ત ગ્લાનિમાં શરીર ડૂબી જાય છે, અને તે જ શાન્ત કરુણા હૃદય અને નેત્રમાંથી ગળી નિકળે છે, ગાલે ડાબો હાથ દઈ અર્ધ નિઃશ્વાસ મૂકયો છે, હજુ શ્વાસ ઉંચો જ છે, જમણો હાથ તે અગાધ ઉંડાઇ – અંધાર બતાવતો સ્વાભાવિક ઉંચો થઇ જાય છે, અવયવો ઢીલા – શિથિલ થઇ જાય છે. આ સમયનું દમયન્તીનું ચિત્ર છે.

દાસી બિચારી દમયન્તીના મ્હોં સામું જોઇ શકતી નથી, તેથી આંખ ઢાળી, પોતાની બાઇના વાંસા ઉપર દૃષ્ટિ ઠેરાવી રાખે છે. પંખો હાથમાં અદ્ધર જ રહી જાય છે. બેમાંથી કોઇ આશા આપી શકે તેમ નથી – આશા ક્યાંઇ છે પણ નહિ. તોપણ દુઃખી દુભાયેલી પણ એક ગરાસણી છે – ધીરજ રાખી રહી છે. "અરેરે! નળને આ તે શું સૂઝયું?" એ જ સવાલ હૃદયમાં ગૂંચવાઇ રહ્યો

છે અને તેનું ઉત્તર દમયંતીને કાંઇ સૂજતું નથી. નળ હમણાં આવી પડે તો પણ આ જ ભાવથી તે તેને મળશે. માત્ર ફરક એટલો જ થશે કે – હમણાં સુધી રોકાઈ રહેલું આંસુનું પૂર ત્યારે છલકાઇ જશે.

રાધાનું દુઃખ ઘડીકનું છે – દમયન્તીનું દુઃખ હતું; છે અને અનન્ત કાળ રહેશે તેવું દિસે છે. રાધાને કામની પણ કાંઇ પીડા છે— દમયન્તીને કામ સાથે કાંઇ જ સંબન્ધ નથી.

સ્નેહાધીન
સુરસિંહ.

૨૫

લાઠી,
૨૫ – ૨ – ૯૫.

વ્હાલા હ * ભાઇ,

આપનું પત્ર મળ્યું. બુલ્બુલ અને બુલ્બુલી ચિરકાળ સુખમાં રહે અને બા * ની ધારણા સાચી નીવડે. ઈશ્વર એ સુખી આત્માને પૂરૂં સુખ આપે. નૂતન પ્રીતિનું સ્વરૂપ તો આપણા બુલ્બુલે ઘણી વાર બહુ અનુભવ્યું, પરન્તુ તેની વૃદ્ધિથી દીર્ઘ કાળના એક જ હૃદયના પલટાનો હવે પરમાત્મા તેને અનુભવ આપો.

આપને પણ મુબારકબાદી આપું છું. મ્હને પણ મુબારકબાદી આપું. ઈશ્વર કાંઇ દુઃખ આપે તે મીઠું જ હોય – પછી તે ખજૂર હોય કે કેરી હોય અને એ ફળ આપનું હૃદય મીઠું કરી ભોગવે. હાલ તો એટલું જ

ઈચ્છવું કે ઈશ્વર કાં તો ખજૂર આપે યા કેરી આપે પણ જાંબુ ન આપે.

* * * * * *

હું આવીશ ત્યારે ખરી ગયેલા કુસુમને સ્થાને નૂતન કુળીના દર્શનનો લાભ મળશે ખરો ?

આ * ને હવે જુદું શું લખું ? મન અગાડી દોડી જાય છે અને હવે બાકી રહેલા ૧૩–૧૪ દિવસને તેટલા કલાક કરી નાંખવા યત્ન કરે છે પણ કમનસીબે એકેક દિવસ તો ૨૪–૨૪ કલ્લાકનો જ થશે. ઠીક છે. ગયું તેટલું રહ્યું નથી. પાસે છે તો મળશે.

સર્વદા આપનો

સુરસિંહ.

૨૬

લાઠી,

૩–૩–૯૫.

વ્હાલા ભાઈ,

કાલે કાંઇ નક્કી કર્યું અને તે હવે આપને લખું. ન જ લખું તો કેવું સારૂં થાય ? પણ શું કરૂં ? લખ્યા વિના ચાલે તેમ નથી. ભલા, આ વાકયો વાંચતાં આપને કેવી લાગણી થતી હશે ? હું નહિ આવી શકું એમ જ આપે ધાર્યું હશે પણ તેમ નથી. "ન જ લખું તો કેવું સારૂં થાય ? પણ શું કરૂં ? લખ્યા વિના ચાલે તેમ નથી" એ વાકયો તો હવે કહું કે "ઓચિન્તો જ આવું તો કેવો આનન્દ થાય ?" એટલું જ બતાવવા લખ્યાં હતાં. હવે

એ ખેલ પૂરો થયો. આપે એ વાક્યો વાંચતાં - જે જે લાગણીઓ થઈ તે મ્હેં અહીં બેઠાં - આપે તો હજુ નથી વાંચ્યું તે પહેલાં - જાણી લીધું. હવે વધારે સંતાપવા નથી. અત્યારે મ્હારી સ્થિતિ પરીક્ષાનું 'રિઝલ્ટ' કહેનારા જેવી છે અને આપની સાંભળનારા જેવી છે. મ્હેં તે ફરજ સીધી રીતે નથી બજાવી તેને માટે ક્ષમા કરશો.

હું આવતા શનિવારે નવમી તારીખે સવારની ટ્રેનમાં લાઠી છોડીશ અને આપ પાસે તે જ દિવસે હાજર થઈશ. પછી તો ઈશ્વરેચ્છા.

આપ મ્હારા પર એક કૃપા કરશો? હવે એટલું નહિ કરો તો "વિવેકી ભાઈ" "આળસુ" "હઠીલા ભાઈ" થશો. આપ આવી ગરમીમાં ખરા મધ્યાહ્નને વગર કારણે બ * * * થી કે હ * * થી કું * * * આવો એ મ્હને જરા પણ યોગ્ય નથી લાગતું; માટે એ અતિ વિવેક જવા દઇ કાંઇ સ્વલ્પ વિવેક કરશો તો પણ મ્હારા ધારવા પ્રમાણે ચાલશે.

આપનો

સુરસિંહ.

૨૭

લાઠી,

૭-૩-૯૫.

વ્હાલા ભાઈ,

આ કાગળ કાંઇ કામનો થશે એમ લાગતું નથી. કાંઇ લખીશ એ વિચારથી મ્હારા ટેબલ્ પાસે બેઠો. ઘડી

તો સરસ્વતીને જોયા કર્યું. કલમ હાથમાં લીધી અને લાગે છે કે કાંઈ લખવાનું નથી – લખી શકાય તેમ નથી.

"હું શનિવારે ત્હને મળીશ", એ સિવાય કાંઇ જ નહિ લખાય.

ત્હારો – સર્વદા ત્હારો
સુરસિંહ.

૨૮

લાઠી,
– ૩ – ૯૫.

વ્હાલા ભાઈ,

પંખીડાં બિચારાં પવનથી ઘસડાઇ, જુદાં થઇ ગયાં. વળી સાનુકૂળ વાયુની રાહ જોતાં જો કાંઈ – જ્યાં આનન્દ મળે તો ત્યાં લેઇ વિશ્રાન્ત રહેવું – બીજું શું?

* * * * * *

આપનો
"સુર."

૨૯

લાઠી,
૩૧ – ૩ – ૯૫.

વ્હાલા ભાઈ શ્રી,

તાર માટે પ્રથમ તો આપનો પછી ઈશ્વરનો અને પછી બા * નો કેટલો આભાર માનું? ઈશ્વર આપને આપનું મીઠું કરે. અમારા આનન્દનું એ સ્થાન સુખી અને દીર્ઘાયુ થાઓ અને તેને પોતાના જેવી બીજી ૮૧ બાહુઓ –

સમાન બળ, તેજવાળા બન્ધુઓ – ઈશ્વર ઈનાયત કરે. માતાને તુર્ત અને હમેશનો આનન્દ અને હમેશની તન્દુરસ્તી મળે અને પિતા તે બંનેની પૂજા કરતો ઘરડો ડોસલો થાઓ!

આટલું થાઓ તો પ્રભુ પાસે હાલ તો કાંઇ માગવું નથી.

આપનો

સુરસિંહ.

૩૦

લાઠી,

૫-૪-૯૫.

વ્હાલા,

આપનું આનન્દ ભર્યું પત્ર મળ્યું. હવે તો મળવાની આશા કરતાં પુત્રદર્શનને માટે બહુ ઇચ્છા થાય છે — પણ તે કયારે બને? તેનું નામ શું પાડવું? કામ, મદન, મનોજ કે શું? બા * મ્હને નામ પાડવામાં હુશિયાર ગણે છે ડોઘો, ડાળો, ઘેટી એવાં એવાં નામ કે " Something " જેવાં નામ પાડનાર કરતાં, " સુમન, " " પાન્થ ", " મનહર " એવાં નામ પાડનારની બુદ્ધિ એ બાબતમાં વિશેષ તીવ્ર લાગે છે અને તે નામ પાડશે તે અમને – આપણને – સૌને બહુ વ્હાલું લાગશે – માટે તેમ જ કરવું બાકી " મહમદવાળા " અને એવાં નામ કંઇ અપાય નહિ.

* * *   * * *   * * *

૩૧

લાઠી,

બુધ.

મ્હારા વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. તબિયત સારી થઇ તેનો એક પુરાવો આપું :- ગયા શનિવારે અમે "પેપર ચેઝ" અને "પિક્-નિક્" કર્યાં હતા. કાગળના કટકાના ચાર ગાંઠડા મ્હોટા લેઇ મા *, આ * જમાદાર અને બે સવારને ૨૦ મિનિટ-નો વખત આપી દોડવા દીધા હતા. અમે તેઓને રામે-શ્વરથી ૨૪ માઇલ દોડી પકડયા - પછી ભુરખીએ દિવસ આખો રહી સાંજે ઘોડા પર જ પાછા અહીં આવ્યા. તે દિવસે અમે ૩૦ માઈલનું 'રાઈડ' કર્યું. આ રમત મને તો બહુ પસન્દ આવી છે. હવે આપણે મળીશું - અહીં કે તહીં - ત્યારે એ રમત કરીશું.

બાપુ, "ગુરુ" આપ મ્હને લખો એ છાજતું નથી. આપ મ્હારા ગુરુ થવાને યોગ્ય છો, એ આપ કહેશો તો હું સાબીત કરી દેઇશ. આપનો આશીર્વાદ કેવા ઉંડા હૃદયનો છે એ હું કહી શકું તેમ નથી. એવી લાગણી માટે ઈશ્વરનો હું કેટલો આભાર માનું? આપના આ કાગળે મ્હારા પર એટલી અસર કરી છે, કે આપ અહીંથી ચાલ્યા એ દિવસ ભૂલવા હું યત્ન કરતો હતો તે સફળ થતો અટકી પડયો છે. આપ ગયા ત્યારથી હું કાંઈ જ કરી શકતો નથી. હું કાંઇ લખીશ નહિ પણ દરેક મિલાપ આવી લાગણીઓ વધારશે તો શું થશે એ સમજાતું નથી. ઈશ્વરેચ્છા.

દશેરા, દીવાળી, રાજ્ય, વભવ એ બધું જ – ધામધૂમ અને ઉત્સવ એ બધાં જ – આ વખ્તે મ્હને નવાં લાગે છે. આ નવી લાગણીઓ, પણ કાંઇક છે અને તે સુખ છે – આ જ સુખ આપનું સદાકાળ રહો.

સૌમાં – વૈભવમાં, પ્રભુના પ્રેમમાં – ઉંડું ઉંડું ઉતરી જવું – એ સૌનું રસપાન કરવું એ આ વખતે મ્હને બહુ પ્રિય થઇ પડયું છે. જુદા રહેવું અને સૌમાં પચી જવું, એ શીખવું મ્હને બહુ ગમે છે – પણ તેમાં પણ આ વખ્તે કાંઇ નવું હું જોઉં છું. એ આપે જ મ્હને શીખવ્યું છે. આપમાં કાંઇક છે – શું છે? તે આપ સમજતા નથી. હું સમજાવી શકું તેમ નથી પણ હું તેનો ભોક્તા થઇ શકું છું. હું તેનો ભોક્તા સદા કાળ રહું અને આપ મ્હને એ રસ સદાકાળ પાઓ અને બા *! એ અવધૂત હું શું પીઉં છું અને આપ શું પાઓ છો એ બધું સમજે છે. એ વળી સર્વનો ભોક્તા છે – મહાગુરુ છે. આ ત્રિપુટી સુખી થશે? – એ સવાલ આ છેલ્લી મુલાકાત પછી નીકળી ગયો છે – થશે જ.

"આપનાં મ્હારાં માતુતુલ્ય બા સાહેબનાં * * * * * * ખબર જણાવશો." "ની" ને બદલે "નાં" ભલે કચો. પત્નીના પ્રેમમાં માતાનું વાત્સલ્ય ન હોય ત્યાં સુધી હું એ પ્રેમને પૂરો પ્રેમ કહેતો નથી. મા, મિત્ર અને બહેન અને કાંઈક ચોથું – એ મળીને એક "ગૃહિણી" થાય એ જ ખરી ગૃહિણી છે. હાલ એ જ.

બા * ક્યારે આવશે એ સવાલ નિરુત્તર રહ્યો ?

આપનો સહાકાળ

સુર.

"કુદરત અને મનુષ્ય" જરા મ્હને લખી મોકલશો. એ બધાં કાવ્યો છપાવવા મોકલો ત્યાર પહેલાં સુધારા માટે મોકલશો.

સુર.

૩૨

લાઠી,

૧૫-૪-૯૫.

વ્હાલા તન,

દુનિયામાં તું આવ્યો, તેથી અમને કેટલો આનંદ થયો એ તું કેમ ન જાણે ? હવે તું અમને પૂરો આનંદ આપજે. તું સુખી રહેજે – બસ – અમારા માટે તો એટલું જ કરજે.

તું આ સાથે મોકલેલું સ્વીકારજે. ત્હારી સેવામાં એ વહેલું આવવું જોઇતું હતું, પણ તું પ્રેમી છો, તો મોડા વહેલાની ત્હને ચિન્તા ન હોય.

ત્હને દુનિયા કયા નામથી ઓળખશે, એ જાણવા ઉત્સુક છું.

તું પ્રેમી – સુખી થા.

ત્હારો ગણજે

આ સુરસિંહને.

૩૩

વ્હાલા ભાઇ,

પત્ર મળ્યું. ચોપડી પણ મળી. ઠીક છે. એકલા ખૂબ જોજો. મ્હને તો બેન પર દયા આવે છે અને અમને સ્થાનનો વિચાર હોવાથી સૌ નજરે તરે છે, પણ, પિંજરગત પંખીડાને આવી સહેલ હવે કયારે કરાવશો?

* * *   * * *   * * *

૩૪

લાઠી,

૧૩ – ૬ – ૯૫.

વ્હાલા ભાઈ,

પત્ર મ્હારો હાલ કાં નથી? કવિતા પણ કાં નથી? પત્ર લખવો એ ફરજ છે અને કાવ્ય નિવૃત્તિમાં લખાય છે અને બન્નેની મજા આનંદ હોય, ત્યારે છે.

હાલ અહીંના * * * * પર કેટલીક ફરિયાદો થઈ. તેમાં કા * * * ગેરહાજર હોવાથી બધો જુબાનીઓ લેવી વગેરે કામ મ્હારે કરવું પડયું અને કા * * * આવ્યા ત્યારે મ્હારૂં કરેલું કામ અને બરતરફીનો ઠરાવ એમને ઠીક લાગ્યો નહિ. આખરે એટલે સુધી વાત આવી, કે ગઇ કાલે કા * * * મ્હારી પાસે પોતાનું રાજીનામું રજૂ કર્યું અને તે દિલગીરી સાથે મ્હેં મંજૂર કરી દીધું. હવે કોકડું એમનું ગુંચવાણું છે — ધાર્યું 'તું તો એમ કે મંજૂર નહિ થાય પણ તે તો થઈ ગયું. હવે શું કરવું? જો રાજીનામું પાછું ખેંચે છે તો આબરૂ જાય છે અને

સર્વોપરિ સત્તા જે ભોગવતા તેનો નાશ થાય છે અને ચાલ્યા જાય છે તો * * * * કોણ આપશે ! તેનો વિચાર થાય છે, આવી પ્રવૃત્તિમાં પત્ર લખાય નહિ એ ક્ષમા કરવા જેવું લાગશે. હવે વળી વિશેષ પછી લખીશ. આ ખબર બા * ને આપશો. તબિયત સૌની મજામાં છે.

સ્નેહાધીન

સુર.

૩૫

લાઠી,

૨૪ – ૭ – ૯૫.

વ્હાલા વિવેકી ભાઇ,

* * * * * * સાફા અને પેટી પહોંચ્યાં. આપ પણ સાફા જ હવે બાંધશો અને મ્હેં તો આજથી જ શરૂ કર્યું છે. સાફા તો જોતાં જ તેના પર આંખ ઠરી જાય તેવા બન્યા છે. * * * બેબી અને હું આભાર માનીએ છઇએ. વિવેક કરવા ગયો તો મશકરી થઈ ગઇ તેને માટે ક્ષમા કરશો. આવડયું નહિ તે આવડયું જ નહિ અને ટેવ પડી તે ગઇ નહિ. આટલું બધું મોકલો છો તો કૃપા કરી થોડો વિવેક પણ મોકલશો.

બાળબચ્ચાંને બોલાવશો.

આપનો

સુર.

૩૬

લાઠી,

૬ – ૮ – ૯૫.

વ્હાલા ભાઈ,

બહુ જ ખેદની વાતનો બા * પરનો તાર આજે સાંભળ્યો. સંસાર આવો જ છે. ઈશ્વર સ્વર્ગવાસી આત્માને સુખ આપે અને બિચારાં બ્હેનને પડેલી આપદા સહન કરવાની તાકાત આપે. મ્હારાં અખંડ સૌભાગ્યવન્તાં બ્હેન શ્રીને ધીરજમાં રાખવાં એ હવે આપનું કામ છે. આપનું હૃદય એ વિલાપ સામે ધીરજ આપવા જેટલું બળવાળું કરશો જ. બા * ની આપને આ વખ્તે જરૂર હતી જ, પરન્તુ હું કૃતઘ્ની મોકલતો નથી, તેને માટે બે હાથ જોડી ક્ષમા માગુ છું. લાઠી માટે આ સમય એક મ્હોટી ઉથલપાથલનો છે – તેમાં જો કે જે થાય છે તે સારૂં થાય છે – તો પણ, અચિંતવ્યું થાય છે તેથી મ્હારૂં મન બા * વિના એ જ વિચારમાં જરા મ્લાનિમાં રહેશે – તેથી જ હું તેને રોકી રાખું છું. પણ હું સંકટમાં છું એવી કલ્પના પણ આપ કરશો નહિ. હું આનંદમાં રહી શકીશ પણ તે બા * હશે તો જ. નહિ તો, દુઃખી તો નહિ, પણ ગમતા વિચારોમાં જ રહીશ.

વળી, આપની હાલની ફરજ બહુ મ્હોટી છે તે આપ જ એકલા બજાવો તો બહુ સારૂં છે. મ્હારાં બ્હેન શ્રી સુખી છે એટલું હું જાણીશ તો આપનો બહુ આભારી થઇશ. ઈશ્વરે એમને માટે તો સુખ જ નક્કી કર્યું હશે

ગયું તે ભૂલી જવામાં વખત તો મદદ કરશે જ પણ તેથી વિશેષ આપ મદદ કરી શકશો. વિશેષ શું?

આપનો

સુરસિંહ.

૩૭

લાઠી,

૨-૧૧-૯૫.

વ્હાલા,

"રાજકોટનું પાણી", "તળાવ" વગેરે વાળો ચક્રમ્ પત્ર મળ્યો હશે. ભલા! એ વાંચી શું વિચાર્યું હતું? પરંતુ સાંજે જ નહિ આવે?

નવેમ્બરમાં 'એપ્રિલ' કરવા ગયો, તો આ તો 'ફાગણ' થઇ ગયો! પણ 'આશ્વિન' તેને પાછો કરવો કે 'કાર્ત્તિક' કરવો, એ આપના હાથમાં છે. શું તું નહિ જ આવી શકે? પાછળથી પણ નહિ આવી શકો? ક્યારે પણ નહિ અવાય? રાજકોટની ધારણામાં બધું જ નિષ્ફળ જેવું ગણવું? બની શકે તો તો જરૂર માત્ર ત્રણ ચાર દિવસ પણ આવી જવું. બા * ને ડો * * છઠ્ઠીએ રાજકોટ આવશે.

આપનો

સુર.

૩૮

લાઠી,

૩-૧૨-૯૫.

વ્હાલા ભાઇ,

એક કોઇ પત્ર બા * તરફથી મળ્યું. ખૂબ વાંચ્યું.

તેના ઉત્તરમાં પણ શું લખવાનું હોય ? ૦ માત્ર – આ જ ચક્રમ્. જે લખવાનો હેતુ હતો તે સમજાયો છે, તેમ જ તે ચક્રમ્‌માંથી ઉત્તરનો હેતુ પણ સમજાશે.

મ્હારાથી પત્ર નથી લખાયું તેનું કારણ તો એક આનંદમાંથી બીજા આનંદમાં મન પરોવવું – તેની પ્રવૃત્તિ એ જ છે. એ આનંદ વાચનનો – સ્પેન્સરનો 'ઇવોલ્યુશન્' પૂરો કર્યો અને તે પુસ્તક જેમ બને તેમ જલદી હવે પૂરું કરવા વિચાર છે. કવિતા ઘણા દિવસથી વંચાઈ નથી અને તે વિના બહુ લૂખું લાગે છે.

સવારમાં સંસ્કૃત અને મહારાજનો સમાગમ, બપોરે વાચવું, બપોર પછી શેત્રંજ અને સહીના કાગળો; સાંઝે રમવું અને રાતે સૂઇ જવું, એ એક સંચા માફક હમણાં તો ચાલ્યું જાય છે. "તુલસી" કેવું લાગ્યું – આપ બંનેને ?

અત્ર કુશલ. તત્રાસ્તુ.

આપનો

સુરસિંહ.

૩૯

લાઠી,

૮ – ૧૨ – ૯૫.

વ્હાલા ભાઇ,

અ * * ને સારૂં થઇ ગયું તેથી વિશેષ શો આનંદ ? ઈશ્વર તેને દીર્ઘાયુ કરો અને આપણી આંખો ઠરો.

* * * આ માંદગીમાં તેનું શરીર કેવું થઈ ગયું

હશે તે હું બરાબર કલ્પી શકું છું અને તેવા શરીરથી તે બુઢ્ઢા કાકા સાથે કુસ્તી નહિ કરી શકે.

* * * * * *

આપનું જરા દુઃખ કરે તેવું પત્ર મળ્યું પણ All's well that ends well.

આપનો

સુર.

૪૦

૧-૧-૫૧.

વ્હાલા,

આજનો દિવસ આનન્દમાં ગાળ્યો હશે. તેવા જ આનન્દમાં ૩૬૦ દિવસ ગાળો!

આપનો

સુર.

૪૧

લાઠી,

૨-૧-૧૯૫૨.

વ્હાલા,

ત્હારૂં સ્મરણ કરી-સૂર્યદર્શન કરી — પ્રેમને નમી વર્ષ શરૂ કરૂં છું. આનન્દ થાય છે, આપ સુખી જ છો — સુખી સર્વદા રહેશો એ મ્હારી દૃઢ માન્યતા છે — તેમાં શું ઇચ્છું? સુખી રહો — સુખી સૌને કરો! "દૂધે ન્હાઓ! પુત્રે ફળો!"

આપનો

સુરસિંહ.

૪૨

લાઠી ,

૨૧ – ૩ – ૯૬ .

વ્હાલા ભાઈ ,

મેવા માટે ઉપકાર . પ્રથમમાં દર્શનથી બહુ આનંદ થયો . અમે પણ અહીં અમરુની જન્મતિથિના આનન્દમાં હતા — ઇશ્વર એવા આનન્દના દિવસો અમને ઘણા આપો !

તે પાર્ટી મ્હારા તરફથી આપી તેને માટે Thanks .

* * * ગુરુવારે એ જશે કે હું આવીશ .

તારો

સુર .

૪૩

લાઠી ,

૨૦ – ૪ – ૯૬ .

* * * * * *

આજે “ કવિ બાલને ” મોકલું છું . આ પાંચમો કકડો આપને મોકલાય છે . તે બધા પહોંચી ગયા હશે . હવે તુર્તમાં બીજું કોઈ કાવ્ય આપને મળશે નહિ . “ હૃદયત્રિપુટી ” લખતાં ઉદ્ભવ્યા હતા અને “ જ્વરમાં પ્રિયાને ” એ વિચાર જ્વરમાં જ * * * આવ્યો હતો . હાલ કોઈ નવો વિચાર છે નહિ અને હવે વાંચવા પર

બેસી જવું છે. આજ અઠવાડીઉં પૂરૂં થાય છે અને વાંચવાનું પણ આજે જ શરૂ થશે — વર્ડસવર્થનું છઠું વૉલ્યુમ.

કવિતામાં માત્ર થોડું કામ બાકી રહે છે – અને તે નોટબુકો આવતાં વાંચી જવાનું, નવા કકડા કાંઈ સુધારા સાથે ઉતારી લેવાનું અને નકલ કરવા આપી દેવાનું. આ પાંચે કકડાઓ માટેનો આપ બંનેનો અભિપ્રાય લખી મોકલશો.

મ્હારી તબિયત સારી રહે છે એ તો કવિતાઓ જ આપને કહેશે.

" કૃતધ્નતા " વાંચીને વિચારમાં પડી જશો નહિ. એ કોઇને સંબન્ધે લખાયેલ નથી, પણ કેટલીક વખત કેટલાક માણસો જે ભલા હોય છે તે એકાદ બેવફાઇના ધક્કાથી એક છેડાથી બીજા છેડા પર ચાલ્યા જાય છે – ક્રૂર થઇ જાય છે એ બતાવવાનું જ તેમાં યત્ન છે. 'જિનીંગ'માં ચગદાઇ મરનારને " સાળો પછી મરી ગયો " એમ કહી હસનારમાં પણ આવો જ ફેરફાર થાય એ નવાઇ જેવું નથી – અને એ કાવ્યનું લક્ષ્ય પણ કોઇ એવો જ માણસ, પણ એથી જરા વધારે કોમળ, છે તે છેલ્લી લીટી કહેશે.

અમરુ હવે તદ્દન સારો હશે.

આપનો

સુરસિંહ.

૪૪

લાઠી,
૩૦–૪–૯૬.

વ્હાલા ભાઈ,

"નદીને સિન્ધુનું નિમંત્રણ" અને "વૃદ્ધ ટેલિયો" મોકલું છું.

"નિમંત્રણ" માટે કાંઇક મ્હારા તરફથી લખાઈ ગયું છે. વર્ડ્ઝવર્થ એમ માનતો લાગે છે કે કોઇ માણસની અથવા કોઇ માણસની ઝિન્દગીના એક બનાવની સાદી સીધી વાત કરી જવી એમાં કાવ્ય બની જાય છે. એ જ રીતિથી એટલે વર્ડ્ઝવર્થની એ શૈલિને અનુસરી હજુ સુધી ત્રણ જ કાવ્ય લખાયાં છે:–"સારસી", "શેલડી" અને "વૃદ્ધ ટેલિયો"–જો કે આ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે. વર્ડ્સ-વર્થ સાદાઇમાંથી કાંઈક અદ્ભુત ચમત્કાર ઉપજાવી શકે છે. એ શક્તિ બધા કવિઓમાં કેટલેક અંશે હોય છે પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતાં, કાં ઘસડાઇ જવાય છે કે કાં પાછળ રહી જવાય છે. શેલીને જોશું તો દરેક સ્થાને તે નાઇગરાના ફાલમાં જ ઘસડાતો અને ઘસડતો માલૂમ પડશે. વર્ડ્ઝવર્થ એક જ સ્થાને ઉભો રહેલો દેખાય છે. માથું નીચું નમાવીને, ધોળા વાળમાં પડેલી ટાલ પર લીસ્સો હાથ ફેરવતો દેખાય છે. "True to Nature" તો એ એક જ મહાત્મા છે. "કહેવાનું તે કહી જવું" એ નિર્ણય પર જ્યારે

વર્ડસવર્થ આવે છે ત્યારે તે કોઈમાં નથી એવું પેદા કરી શકે છે. મ્હારૂં લક્ષ્ય આ છે, પણ, એ કાર્ય મ્હારા સ્વભાવને પ્રતિકૂલ લાગે છે કે કાં તો તે બહુ કઠિન કાર્ય છે પણ એ રસ્તે ચાલતાં હજુ સુધી મ્હને સંતોષ નથી મળ્યો. હજુ અગાડી એવાં યત્નો કરી જોઇશ – જોઇએ શું થાય છે! આમ છે, માટે "વૃદ્ધ ટેલિયો"ને એક વખત બીજાં કાવ્યો સાથે સરખાવી જોશો ને એક વખત "સારસી" અને "શેલડી" સાથે સરખાવી જોશો. "નિમંત્રણ" જો કે વધારે સારૂં છે, પણ, તે મ્હારો હમેશનો માર્ગ છે – પણ, "ટેલિયો" પર જરા તીખી દૃષ્ટિ રાખશો. નવા માર્ગમાં કેટલે અંશે અને શી ખામી રહે છે તે જાણવાની જરૂર છે.

વિવેચન વાંચ્યાં. તેને માટે શું લખું? વિવેચનનું વિવેચન શું હોય? ભાઇનો વિવેક પણ છેલ્લે ઠીક દેખાય છે. તબિયતની ફરિયાદ લાંબી ચાલે એ ઠીક નથી. મ્હારા ધારવા પ્રમાણે, કાંઈ પણ નિયમસર કસરતનો મ્હાવરો રહે તો તે બહુ જરૂરનું છે. તેમાં જેટલો વિલંબ થાય છે તેટલું મ્હને તો નુકસાન લાગે છે.

આપનો

સુર.

૪૫

લાઠી,

૫ – ૬ – ૯૬.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. * * *

કાવ્યો નવાં લખાયાં છે પણ હવે અહીં તુર્તમાં આવશો એટલે વાંચશું અથવા છેલ્લું કાવ્ય કયું આવ્યું છે તે લખશો એટલે ત્યાર પછીનાં લખી મોકલીશ. પરમ દિવસ બધો થોકડો જટિલને જરૂર મોકલાઇ જશે. કાવ્યો બહાર પાડવામાં કાંઇ સંકોચ રહે છે જો કે તેમ થવા કશું કારણ નથી. પણ હવે તો મ્હારા હાથમાંથી નિકળી જશે એટલે વિલંબ નહિ થાય.

હાલ તો એક અઠવાડીઆથી ક્રિકેટ્ ચાલે છે. સાંઝના ચાર વાગે મેદાન પર જઇએ છીએ. શુક્રવારે શરૂ કર્યું હતું અને આજે શુક્રવારે પૂર્ણાહુતિ છે.

ગરમીનો સારો અનુભવ પારામાં થાય છે. નવીન કશું નથી.

આપનો

સુરસિંહ.

૪૬

લાઠી,

૨૦-૬-૯૬.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું.

હવે ક્યારે આવશો? એ સિવાય પૂછવાનું કે લખવાનું બીજું કશું નથી. હમણાં વાંચવામાં પડી ગયો છું અને આ ચોમાસામાં ખૂબ વાંચવું છે એવો દૃઢ સંકલ્પ કર્યો છે; પણ માસે, દોઢ માસે, કાંઇક ફેરફાર અને

આનંદ તો જોઇએ જ. હાલ તો આપ જ પધારો પણ બા * ને પછી હું લખું ત્યારે કૃપા કરી તુર્તાતુર્ત અઠવાડીઆ કે પખવાડીઆ કે ચાર પાંચ દિવસ માટે મોકલતા જશો. એક પુસ્તક પૂરૂં કરૂં અને બીજું શરૂ કરૂં તેની વચ્ચે બા * ની જરૂર જણાશે. હાલ તે પણ ખૂબ વાંચી શકે તેવી સ્થિતિમાં તેને રાખશો. હાલ હું એમર્સન વાંચું છું અને ઘણું કરીને શિયાળામાં બા * સાથે તેનું 'રિવિઝન' કરવા ઇચ્છા છે. ત્યાં સુધી આપ સાથે એમર્સન વંચાઇ જવાય અથવા એકલાં વાંચી નાંખે તો બહુ મજા આવશે. એમર્સન એક, સો જેવો, આપ વાંચશો તો, લાગશે. તેને માટે "અહાહાહા !" એ ઉદ્ગાર સિવાય કાંઇ કહેવાય તેમ નથી. કોઈ વખતે "અહોહોહો !" અને કોઇ વખતે "અહાહાહા !!!" "અરેરે !" કહેવાનું તેમાં બહુ નથી, એટલી જ માત્ર ખામી છે; અગાડી એવું પણ આવવાનું હશે તો ઈશ્વર જાણે.

આપને જેમ કાવ્યો વાંચવાનું મન થાય છે તેમ જ અને કદાચ તેટલું જ આ કાવ્યો વંચાવવાનું મને મન થાય છે. વંચાવવાનું મન થાય છે માટે જ મોકલી દેતો નથી. પણ તે હવે કયારે બની શકે ? દરેક એ તરફથી આવતી ટ્રેઇનમાં કાંઇક આશા રહે છે અને ઓચિન્તો હમણાં દેખાશે એમ લાગે છે. હવે કાંઈ ખબર નહિ આવે, તો એ બંને ટ્રેઇનની મુલાકાત લેવા સ્ટેશને જવું પડશે.

* * * * * *

૪૭

લાઠી,

૨૩ – ૬ – ૯૬.

વ્હાલા ભાઈ,

આ ઋતુમાં 'ટેનિસ્' બંધ રાખવું પડે છે અને 'રાઇડિંગ' કરવાનું મન થાય છે. * * *

આકાશવાણી સાંભળી હશે. બધાંએ સાંભળી?

આપનો

સુ.

૪૮

લાઠી,

૨૬ – ૬ – ૯૬.

વ્હાલા ભાઈ,

! ! !

અમે મુંબઈ જઇએ છઇએ! વર્ષાદની રમઝટ અને નાટકશાળાનાં તબલાં! શી વાત કરવી? વળી * * સાથે! હમણાં તો ત્યાંના સાત દિવસ ગણીએ છઇએ. એગ્નિન્તી વ્હાણુની વળી ઑર ખુબી છે.

મુંબઇના આનંદમાં એક કવિતા તો લખી મોકલું. નવો છંદ અને નવી મજા. તે છંદ કેવી રીતે વંચાય? મુંબાઇમાં જેવી રીતે વરસાદ આવે છે તે રીતે.

એક ઇચ્છા

પૃથ્વી,

* * *

૪૯

મુંબઈ,

મંગળ.

વ્હાલા ભાઈ,

આપનાં સર્વ પત્ર મળ્યાં. વાંચી બહુ આનંદ થયો. પત્ર નથી લખાયાં તેને માટે માફ કરશો. પત્તાં લખ્યાં હોત તો લખી શકયો હોત પણ માત્ર – "આનંદમાં છું, આનંદમાં હશો", એવું પત્તું લખવાથી સંતોષ ન થયો હોત અને તેથી પત્ર લખવાનો સમય શોધતો હતો.

પો * * * *, હ * * * વગેરેને મળ્યો છું. ઠિ * * * * * અહીં છે અને અ * * * * * આવ્યા હતા. * * * * * * ફરવા હરવામાં દિવસના ૧૭ કલાક ૧ કલાકની માફક ચાલ્યા જાય છે અને ૭ કલાક ઊંઘમાં એક મિનિટ જેવા જાય છે.

મુંબઇ જેવા શહેરમાં આપનું સ્મરણ થાય એ શું લખવું? મ્હને તો બીજા કોઈ સ્થાન કરતાં, આદમજી પીરભાઇનું સેનિટોરિયમ્ જોતાં આપ સૌ અને તે સાથે જૂના – પરિચય બહુ યાદ આવે છે.

હાલ વિલાયતનો પ્રખ્યાત કૉમિક ઍકટર ગનરી અહીં આવેલ છે. શનિવારે તેને સાંભળવા એસ્પ્લેનેડમાં ગયો હતો. આજે પણ ત્યાં જવું છે. બહુ આનંદ આવે છે. ભાવ બતાવવાની ખરી કળા આ પહેલી જ વખત જોઉં છું. નાટકો બે દયાશંકરનાં અને બે મૂળજીનાં જોયાં. "ગુજરાતી" કંપની માટે મ્હારા મનમાં બહુ મોહ હતો

પરંતુ વસ્તુસંકલના અને બોધની સ્પષ્ટતા મ્હને મોરબીવાળાની વધારે સારી લાગે છે. પરંતુ મ્હેં સાંભળ્યું છે કે મણિભાઈ "ગુજરાતી"વાળાને નાટકો લખી આપવાના છે. જો આમ બનશે તો "ગુજરાતી"ની બીજી સામગ્રી એટલી સારી છે કે "મોરબી" કે બીજા કોઇ નાટકવાળા કરતાં તે બહુ અગાડી વધી જશે.

એ સિવાય નવીનમાં, "સિરિયોગ્રાફ" વાળો એક યુરોપિયન્ અહીં આવેલો છે. એક મિનિટમાં સેંકડો ફોટો લેવાયલા તે મૅજિક લૅન્ટર્નની માફક પડદા પર ફેરવવામાં આવે છે. બહુ સારૂં છે – એટલું જ કહેવાય. બીજી કોઇ રીતે જોયા વિના, તેનો વિચાર આવી શકે તેમ નથી.

અમે શુક્રવારે લાનોલી જશું. તે જ દિવસે સાંજે કે શનિવારે પાછાં આવશું. કુદરતનું સૌન્દર્ય જોયાને બહુ કાળ થઇ ગયો. ફરી જોતાં બહુ આનંદ આવશે.

બધું થઈ રહ્યા પછી એટલું કહેવું પડે છે કે * * * * * મૂકી આવાં સ્થળો હવે જોશો તો કજીયો થશે.

૫૦

લાઠી,

૪–૮–૯૬.

વ્હાલા ભાઈ,

હાલ કાંઇ લખાતું નથી. મુંબઇની મીઠાશમાં છેવટે ઈશ્વરે એવી કડવાશ જોખી નાંખી કે તેની અસર કદાચ આખી જિન્દગી જશે નહિ. એક માતાના સ્વર્ગવાસ પછી, બીજી માતાની પ્રાપ્તિ, એ કોઇને જ થતું હશે.

તેનો સ્વર્ગવાસ અને તે એવે સમયે કે જ્યારે ટ્રેનો પણ ચાલતી ન હતી! ઈશ્વરની ઈચ્છા. ચોથી તારીખે મુંબઈ છોડયું. રાતે ચાલવાનું હતું અને બપોરે તાવ આવ્યો. ૧૦૩ ડીગ્રીથી શરૂ થયો અને ૩૮ કલ્લાકે ઉતર્યો. હીં * * માં હતો, ત્યાં સુધી તેટલો જ રહ્યો. હવે તાવ બિલકુલ નથી. ક્વિનાઇનના ભણકારા, પેટમાં ગડબડાટ, ઉધરસ અને નબળાઈ, એટલું હજુ બાકી રહ્યું છે. આ બધું, આપ ચિન્તા કરો તે માટે, લખાયું નથી પણ જરા તાકીદે પધારો એ હેતુથી લખાયું છે. પણ ચિન્તા તો થશે ખરી પણ તે અહીં પધારશો એટલે નિકળી જશે કેમકે ગડબડાટ સડબડાટ પણ લાંબા વખતથી નથી મળાણું તેથી કાંઇક હશે.

ક્યારે પધારશો? બચ્ચાંને બચ્ચીઓ.

બાળબચ્ચાં આનંદમાં છે.

આપનો

સુરસિંહ.

૫૧

લાઠી,

૨૦ – ૧૦ – ૯૬.

વ્હાલા ભાઈ,

આપની તબિયત આવી રીતે વારંવાર નાદુરસ્ત થયાં કરે છે, તેથી આપ અને તે સાથે શરીરનો જ્યારે જ્યારે વિચાર આવે છે, ત્યારે ત્યારે ખેદ થાય છે અને કૉલેજમાં આપનું શરીર હતું તે યાદ આવે છે. આપણને વળી

અંધવાડ કેવો ? ! એવું શું થાય છે કે - જેથી શરીર બગડે છે ? આ કાગળ આપને મળે છે ત્યારે આપ શું કરો છો ? શરીર કેવું છે ?

આપને જો તદ્દન સારૂં હોય તો કૃપા કરી બા * ને મોકલશો. એ આવશે ત્યારે તબિયતની પણ પૂરી ખાતરી થશે.

ગાડી. અત્તર માટે આભાર.

આપનો

સુર.

૫૨

પ્રિય ભાઇ શ્રી,

ગયાં વર્ષો ગયાં - વીશ પચીશ નહિ પણ અનન્તકોટિ. આવતાં વર્ષો પણ "ગયાં" થશે અને આપણે ક્યાંક હઇશું. આજે આપણે તે વર્ષોની પરંપરાના એક પગથિયા ઉપર ઉભા છઇએ. તે પૂર્ણ આનન્દમાં ઈશ્વરપરાયણ સપ્રેમ વૃદ્ધિ થાય એ મ્હારી ઇચ્છા. "શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ!!!"

આપનું કૃપાપત્ર મળ્યું. બીજાં પણ મળ્યાં હતાં. માત્ર 'આળસ' નિરુત્તરનું કારણ છે પણ 'હૃદય' નથી.

મ્હારો ઉતારો કેવો છે તે આપ જાણો જ છો - વળી તેમાં મ્હારાં માણસો, ગાડીઓ વગેરે સમાત નહિ, તેથી મ્હેં એક બીજું ઘર ભાડે લીધું છે. તે ઘર ઘણું સારૂં છે. આપને ઉતારો નથી એ વાત મ્હારા ધ્યાનમાં જ હતી અને સંયોગસુખની ઇચ્છા દિલ પરથી ખસે તેમ

પણ નહોતું, તેથી આપના પત્ર પહેલાં જ, મ્હારી સાથે આપની જોગવાઈ કરવા બનતું યત્ન કર્યું. * * *

૫૩

## નવું વર્ષ મુબારક !



શાર્દૂલવિક્રીડિત

એ વીણા તુજ ભક્તિરંગમયતા હોજો સદા વાજતું !
હોજો એ મૃદુ લક્ષ્મીના ઝરણમાં હૈયું વિશાળું થતું !
ત્હારી હો ઉરની અનન્તમયતા ચક્રો નવાં ઝાંખતી !
હો એ પુસ્તક ધારતું મધુરતા પાને જ પાને નવી !

અનન્તતામાં ત્હારો
સુરસિંહ.



૫૪

લાઠી, શનિ.

વ્હાલા ભાઈ,

"સગપણમાં સાઢૂ અને જમણમાં લાડુ !"—એવા મેમાન આજે અહીં આવવાના છે. આવવાના તો સાત દિવસ પહેલાં હતા પણ આજે આવવા ચોક્કસ વકી છે કેમકે અહીંથી ગાડીઓ વિગેરે પણ તેડવા ગયેલ છે.

જેના માસ્તર * * * * હતા તે એ સા * * દરબાર. બા * * * કદાચ જાણશે. રાહ જોઇને બેઠો છું બપોરે આવવાના હતા. સાંજના છ વાગ્યા પણ આવ્યા નથી. એમનું આવવું ગુરુ શીઘ્રબોધ, મહાત્મા મ * * નાથ અને શ્રી અખિલેશ્વરના હાથમાં છે એટલે મ્હારે કેટલા

કલ્લાક કે કેટલા દિવસ લાગે એવી તે સમજી શકાય તેમ નથી; પણ કાલે રાતે જો પ્રભુકૃપા હોય તો જરૂર આવીશ. * * * * * * * * આપ આજે સ્ટેશન પર ન આવ્યા હો તો ઘણું સારૂં – બાકી હુતાશણીમાં જે થવું જોઇએ તે તો આપણે જ્યારે મળીએ ત્યારે થઇ રહેશે. કહેવત છે કે "જુવાનનું પરબ દીવાળી અને વૃદ્ધોનું હોળી." બધા પીઢ એકઠા થાય ત્યાં ગમે ત્યારે એ ખામી તો રહેતી જ નથી, એટલે અફસોસ નથી.

આપનો

સુરસિંહ.

૫૫

સોમ,

વ્હાલા ભાઈ,

વર્ષોદ થયો – હવે આપ પણ વર્ષો – પધારો.

આપનો

સુરસિંહ.

૫૬

લાઠી,

રવિવાર.

વ્હાલા ભાઈ,

આપનું પત્ર મળ્યું ત્યાર પછી જ એ તાર કર્યો હતો. પણ તાર કરવાનો વિચાર તો બપોરે એટલે માણસ આવ્યા પહેલાંનો હતો. કાગળ વાંચી મુંઝાયો તો ખરો, પણ આખરે વગર વિઘ્ને આનન્દ ભોગવવો એ વિચારથી મંગળનો

ગુરુ મનમાં કર્યો હતો તે ફેરવીને પાછો મંગળ ન કર્યો અને ગુરુ જ રાખ્યો.

ચાર દિવસના સખત તાવ પછી નબળાઇ આવે એ સ્વાભાવિક છે. તાવ હતો ત્યારે એટલી નબળાઇ ન્હોતી પણ આજે નથી આવ્યો તો ઉલટી બહુ નબળાઇ લાગે છે – તેથી જ " Fever left , Weakness arrived " લખ્યું છે. અહીં શીળી પણ બહુ છે – એક બે વખત કઢાવેલને પણ થાય છે. * * * ચોક્કસ – 'પૉઝિટિવ્લી' ગુરુવારે આવીશ.

તબિયત માટે હવે કશી ચિન્તા રાખવા જેવું નથી. મંગળવારે પણ આવી શકત પણ – આપ જાણો છો – સુરેખુ કિં બહુના ?

પ્રોગ્રામ આવું કદિ ચૂંથાયું નથી પણ તેના સાટામાં આ વખતે ખૂબ નીરાંતથી આવવાનો છું એટલે આનન્દ બહુ થશે. * * *

મંગળવારે આવ્યો હોત તો વહેલું નોખું પડવું પડત – જેમ વહેલું મળવું થાત તેમ અને ગુરુવાર થયો તેથી આશાના બે દિવસ આનન્દના જ વધ્યા છે અને પાછળ બે દિવસ વધશે. હિસાબ મને આવડતા નથી એટલે આ હિસાબનો તાળો ન મળતો હોય તો ક્ષન્તવ્ય છે.

આપનો

સુ. —

૫૭

# Good Luck !



God with me, be God with thee!
And mine and thine, may God be same!
For life of aim when asks one fame,
The God is same – what more?

Yours Ever

**Sursinh.**



૫૮

# નવું વર્ષ મુબારક !



શાર્દૂલવિક્રીડિત

હોજો નૂતન પ્રેમ વૃદ્ધ બનતા, શાન્તિ સુખે મ્હાલતા !
હોજો એ ચિર ગાઢ જીર્ણ પ્રણયો નિત્યે પ્રભા ધારતા !
હોજો વિશ્વ તણી તને દખલ સૌ પાસે "ન પાસે" સમી !
ને, એ સૌ ઉપરે હજો બલતણી ત્હારી વિભૂતિ રૂડી !

પ્રેમલહરિમાં ત્હારો

સુરસિંહ.



૫૯

ૐ

લાઠી,

૧-૧-૯૭.

વ્હાલા ભાઈ,

મહાન્ ક્રાઈસ્ટનું પ્રેમાળ ચારિત્ર્ય આપના હૃદયમાં નિરંતર હો એટલું આ પહેલે દિવસે ઇચ્છી, આટલા દિવસો સુધી પત્ર નથી લખાયું તેને માટે ક્ષમા યાચું છું.

પત્ર શું લખું? કેવી રીતે લખું? પત્ર લખવા બેસું તો એક આશા – હવે તુર્ત જ મળશે – એ આશા હૃદયમાંથી નીકળી જતી હતી.

આપ તરફ આવતી અહીંથી વ્હેલી સવારે નીકળતી ટ્રેન્ હમેશાં જોઉં છું અને 'કાલે તેમાં મુસાફરી કરીશ' એવી આશા રાખું છું. * * * * * *

બે કાવ્યો નવાં લખ્યાં છે, પણ તે હવે આપણે સાથે જ વાંચશું. કદાચ એકાદ વધારે પણ લખાશે.

"વહાલીને નિમંત્રણ" બહુ આપને પસન્દ આવ્યું છે તો પણ તે કરતાં પણ મને તો "એક ચંડોળને" એ બહુ ગમે છે. તેના કમનસીબે તે હરિણીમાં લખાયલું છે. એ સંબન્ધે આપનું પત્ર લખશો.

બા * ના પત્રોને ઉત્તર આપવાનું હવે રહેતું નથી.

ભાઇ એકલા હાલ તો હ * * છે. એવી પ્રવાસી સ્થિતિ કેટલા દિવસ રહેશે?

અહીં થંડી એવી પડે છે કે – તેની અસર આ અક્ષરો લખવામાં પણ થાય છે. અત્ર કુશળ. તત્રાસ્તુ!

આપનો

સુરસિંહ.

૬૦

લાઠી,

૪–૧–૯૭.

લીમડીના ડાકટરની 'રિમિટંટ ફિવર' ની દવા ચાલતી હતી. તે તો આપના જાણવામાં છે. તાવ ૯૯ થી ૧૦૧ સુધી થયો અને હાલ ૧૦૦ સુધી રહે છે. ગઈ કાલે 'કુન્સલ્ટેશન્' માટે ડૉ. ત્રિભુવનદાસને બોલાવવાનું યોગ્ય લાગતાં, બોલાવ્યા અને કાલે સાંજે મળી ગયા છે.

* * * * * *

પ્રભુ સારૂં કરશે. મ્હારા સંસારનો કે સંસારત્યાગનો આ સવાલ છે. હું આનન્દમાં રહેવા ધ્યાન કરૂં છું, પણ પથ્થર જેવી હાલ તો આ દેહની સ્થિતિ છે. * * *

પણ, આ મંદવાડનું સારૂં યા નઠારૂં પરિણામ – મ્હારામાં કાંઇ મ્હોટો ફેરફાર કરશે એમ મ્હને લાગે છે. સમાજથી દૂર હું જતો જાઉં છું તેમ મ્હને લાગે છે. કુદરત જ્યાં લઈ જાય ત્યાં જાવું, એ સિવાય બિચારા માણસનો કશો ઈલાજ નથી.

અત્રે સુખી છું. આપનાં પત્ર મળ્યાં ને આનન્દમાં જાણી આનન્દ થયો.

આપનો

સુ.

૬૧

લાઠી,

૧ – ૩ – ૯૭.

વ્હાલા ભાઈ,

હું કાલે જ આવ્યો. જરા પ્રવૃત્તિને લીધે લાઠી છોડવાનું બંધ રાખી * * *

પછી તો તા. ૨૧ મીએ જરૂર લાઠી છોડી, એ મહાન પર્વત તરફ રવાના થઇશ. આપ પણ કૃપા કરી તાકીદે આવવાનું કરશો. કયારે? હવે નિરાશ નહિ જ થાઉં, એવી આશા રાખું?

આપનો સર્વદા

સુરસિંહ.

૬૨

લાઠી,

૨૩ – ૩ – ૯૭.

વ્હાલા ભાઈ,

* * * બંગલાની બહુ સારી ગોઠવણ થઇ છે. ઉપર જવાને પરવાનગી મેળવવી જોઈએ છે તેને માટે તારો કરી મોકલ્યા છે એટલે કાલ સુધીમાં નક્કી થઈ જશે. વિલંબ તો હવે એટલો જ છે. * * *

આજે સવારે આ આઠ લીટી લખાઈ છે તે મોકલું છું :–

મ્હારૂં ભાવિ

* * *

આપનો

સુરસિંહ.

૬૩

લાઠી,

શનિ.

-૧૧-૯૫.

વ્હાલા,

અહીં હું કાલે આવી ગયો છું. આપને મળાયું નહિ — મળવાની ઈચ્છા પણ ન કરી કેમકે પાંચ મિનિટ સાથે રહેવું એ તો દર્શન સાથે જ જુદા થવાનો વિચાર પેદા કરી માત્ર દુઃખ ઉત્પન્ન કરવા જેવું છે. આપ આવો અને ત્રણ ગાઉ પાછા તડકામાં ખિન્ન હૃદયે જાઓ એમાં—એવા મિલાપમાં—મ્હને સુખ ન લાગ્યું.

* * *

આપનો

સુરસિંહ.

૬૪

લાઠી,

૧૮-૨-૯૭.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું — મળ્યાં.

Duty - ધર્મ એ મહાન્ મંત્ર જેવી અને પુષ્પ-સૌન્દર્ય, અભ્યુદય, સુવાસ, માધુર્ય, કોમળતા જેવી, ભાઈને માટે બીજી કઇ નિશાની વધારે યોગ્ય હોય? એથી વિશેષ સારૂં ઘણો વિચાર કરતાં પણ મળી શકતું નથી. * * *

આપનો

સુરસિંહ.

૬૫

લાઠી,

૨૬ – ૩ – ૯૭.

વ્હાલા ભાઈ,

આબુથી આજે તાર આવ્યો. જે બંગલો હું રહેવા માગતો હતો તે ઈંગ્રેજો પાસે છે. મ્હને એ બંગલામાં રહેવાની પરવાનગી ન મળી શકી – પણ હજુ બીજા એક બે બંગલા ખાલી છે એટલે હવે આવતા મંગળવાર પર નિશાન રાખેલું છે.

ભ્રમર (અંજની ગીત.)

* * *

આપનો

સુરસિંહ.

૬૬

મહાબળેશ્વર,

૪ – ૪ – ૯૭.

વ્હાલા ભાઈ,

તાર મળ્યો હશે. અચંબો થયો હશે. * * *

પહેલી તારીખથી અહીંની હવા અનુભવાય છે. બહુ – બહુ – બહુ આનંદ આવે છે. જે થયું તે બહુ સારૂં થયું એમ લાગે છે. ક્વૉરન્ટાઇનની અડચણો તો માત્ર સાંભળવામાં અને ચોપાનિયાંમાં જ હતી. એવું કંઈ છે જ નહિ. ડાકટરો તપાસે છે પણ તેઓ બહુ સારા માણસો છે. * * * * * *

હમેશાં ચાર પાંચ ગાઉ ચાલીએ છીએ. પાંચ છ વખત જમીએ છીએ. કાલથી કામ પર – લખવા વાંચવાના કામ પર બેસીશ. કૈલાસમાં પણ આવું નહિ હોય એમ લાગે છે. હાલ એટલું જ. આપ શું કરો છો?

૬૭

મહાબળેશ્વર,
૫–૪–૯૭.

વ્હાલા ભાઈ,

ચાલતા માસની તા. ૧લીએ અહીં આનંદથી પહોંચ્યો છું. ‘ કૉરન્ટાઈન ’ ને કશાની કશી અડચણ થઇ નથી. અહીં પ્લેગનો લેશ માત્ર સ્પર્શ નથી. ત્યાં હવે સખ્ત ગરમી પડતી હશે. * * *

આપનો
સુરસિંહ.

૬૮

મહાબળેશ્વર,
૨–૫–૯૭.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. ઉત્તર મોડો લખું છું તેને માટે માફ કરશો. મહાબળેશ્વરમાં દિવસો બહુ ટૂંકા લાગે છે.

હમીરજીના બે સર્ગ આજે પૂરા કર્યા. બસેં શ્લોક ચયા છે.

નવીન કશું લખવાનું નથી.

આ * એક કવિતા મોકલવાનો હતો તેની રાહ જોઉં છું. એક કટકો હું પણ મોકલું ?

વીત્યાને રોવું (અંજની ગીત.)

* * * * * *

૬૯

મહાબળેશ્વર,

૧૭ – ૫ – ૯૭.

વ્હાલા ભાઈ,

* * * હમીરજીનો ત્રીજો સર્ગ કાલે શરૂ કરીશ. મહાબળેશ્વરમાં એ કાવ્ય પૂરૂં થઇ શકશે નહિ.

છાના રોશું દર્દે (અંજની ગીત.)

* * * * * *

૭૦

મહાબળેશ્વર,

૨૧ – ૫ – ૯૭.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. અહીંનાં મ્હારાં પત્રો આપને કદાચ બહુ ટૂંકાં લાગતાં હશે પણ શું લખું ? ન્હાનાં કાવ્યો લખી મોકલું છું. બીજાં વળી સાથે વાંચશું. હાલ તો હમીરજી ચાલે છે. અહીંની કુદરતે હૃદયમાં કાંઇ કાંઇ નવીન કરી મૂક્યું છે.

બીન શીખવું એ હાલ તો નિર્ણય છે. બરાબર યત્ન કરીશ. કૃપા કરી મ * * * * ને રાખશો. એક બીન પણ મ્હારા માટે ફ્ક્કડ બડા તુંબાવાળું આપને યોગ્ય લાગે તેવું મંગાવી રાખશો.

અમે ૧૪મી તારીખે મહાબળેશ્વર છોડશું – છોડવાનું મન થતું નથી. કેટલા વધી આવીએ છીએ તેનો સરવાળો મળશું ત્યારે.

બા * બે ત્રણ દિવસમાં કાવ્ય લખી મોકલશે એવી રાહ જોતો હતો પણ પત્ર ન લખવાની અટક હવે પાછી ખેંચી લેવામાં આવે છે.

સમુદ્રકિનારે છંટાતા આનન્દમાં હશો.

આપનો

સુરસિંહ.

૭૧

૧૮ – ૬ – ૯૭.

હું તા. ૨૦મીએ સવારની ટ્રેનમાં ચાલીશ. આપ આવશો? હવે એ કેમ ખબર પડશે? કૃપા કરીને આજે જ ઉત્તર લખશો જેથી કાલે ખબર પડી જાય.

આપનો

સુ.

૭૨

લાઠી,

૧૪ – ૭ – ૯૭.

વ્હાલા ભાઈ,

કાલથી સિતાર શરૂ કરવા ધાર્યું છું. ૯ થી ૧૦ સવારમાં સંસ્કૃત ચાલશે અને ૧૦ થી ૧૧ બીન.

બીન કૃપા કરી મોકલશો. હાલ જો કે વધારે કસરત સિતારની કરીશ, તો પણ, બીન જ શીખવું છે તો નિત્ય છેલ્લી દસેક મિનિટ બીનનો મ્હાવરો કરીશ. * * *

" મેટ્રિમોનિયલ લાઇ " વાંચ્યું ?

ખુદા માલૂમ – દિલ્‌મેં ક્યા હો ગયા હૈ — ?

આપનો

સુરસિંહ.

૭૩

સિતારના તાર માટે છીપની એક નમુના તરીકે અદ્દક મોકલશો. બીન વગેરે માટે એવી બીજીઓ બનાવવાની છે.

અહીં હાલ તો " સિંગિંગ ક્લબ " ઉભું થયું છે. શાસ્ત્રીજી સિતાર, ગો * * * * * ફિડલ્, મ * * * * હાર્મોનિયમ્, અ * * વાંસળી પણ એ તો

" દો દો તરકસ બાંધકે, સબી કહાવત શૂર "

જેવું છે. કક્કો એ કોણ ઘૂંટશે એ સવાલ છે.

હાલ મ્હારૂં મન તો શીખવા તરફ દૃઢ છે પણ તૂટેલું મન કેટલી દૃઢતા રાખી શકે છે તે જોવાનું છે. દુનિયા પર કંટાળો જેને છે, તેને આમાં એ કંટાળો નહિ આવે તેની શી ખાતરી ?

સુર.

૭૪

લાઠી,

૩૧ – ૭ – ૯૭.

વ્હાલા ભાઈ,

કયા બાત કરના? હવે આપણે મળશું. આપે કયારે આવવું તેનો દિવસ આખરે હું જ નક્કી કરી મોકલું તો શું? * * * આપે લ્મીએ પધારવું. હાલ એ જ.

આપનો

સુરસિંહ.

૭૫

લાઠી,

૨૮ – ૮ – ૯૭.

વ્હાલા ભાઈ,

ડાકટર સાહેબના અહીં આવવાએ આપને ભડકાવ્યા લાગે છે પણ મ્હને તો મ્હેં લખ્યું તે પ્રમાણે આરામ જ છે. * * * * * *

ગઇ કાલે વર્ષાદ સારો આવ્યો હતો. 'પિકનિક' લદબદ થઇ ગઇ હતી. હ * * * * સાહેબને મળવા આડી નદી હોવાથી જઇ શકાયું ન હતું. ચા વિગેરે લઇ કામદાર ગયા હતા.

આપ સૌ આનંદમાં હશો. અત્ર સર્વથા કુશળ.

આપનો

સુરસિંહ.

૭૬

ૐ

લાઠી, .

૧૦-૯-૯૭,

વ્હાલા ભાઈ,

"ઘણો કાળ નહિ વપરાયેલી શક્તિ" પણ પ્રબળ શક્તિ, હમેશાં વપરાતી નિર્બળ શક્તિથી કેટલું સારૂં કરી શકે છે, તેનો "સહજ ચિતાર" આપતાં આપનાં કાવ્યો મળ્યાં. બા * ની વાત જાણતાં જણાયું કે મનમાં બહુ સમયથી ધૂંધવાતું કાંઇ એક જ ન્હાના સરખા પણ પ્રબલ ભભુકાના રૂપમાં નિકળી પડે છે અને તેનું નિમિત્ત એક આકસ્મિક ફૂંક બને છે. "ગોળો" તો કોઇ ગજબી ગોળો લાગ્યો છે. પહેલી દષ્ટિએ બીજા બે જેવો જ એ ભાસ્યો હતો પણ વિચાર કરતાં તેમાં બ્રહ્માંડની દરેક ગતિનું દર્શન છે. હૃદય, બુદ્ધિ, સૂર્યમંડલ અને એ રસીલી, તીરછી નજરની કીકી, એ બધાં જ એનું એ કરી રહ્યાં છે. ફરી ફરી કેટલા વખત વાંચું ?

"અણુ

"અનેક રૂપો ધરતાં એ સૌ

"અનેક રૂપે ફરતાં એ સૌ –" વગેરે –

તેમાં પણ એ જ ગોળાને બાંધનારા ન્હાના અસંખ્ય ગોળાનો ચિતાર છે. 'ઈવોલ્યુશન્' – 'ડિસોલ્યુશન્' આ ત્રણે કકડામાં પૂર્ણ આવી જાય છે.

'આપણુ'માં પણ એનું એ જ ખેંચાણ અને એ જ ધક્કાનો ચિતાર છે. વળી પહેલું 'આપણુ'

પછી ‘ અણુ ’ અને પછી ‘ ગોળો ’, એવા ક્રમે વાંચતાં, એ ત્રણે ટુકડાનું એક બહુ જ સુન્દર, કાંઇ જુદા જ ચમત્કારવાળું કાવ્ય બની જાય છે. આ કાવ્યો સંબન્ધે કાંઈ બોલવા કરતાં, આપ કાવ્યો શા માટે નથી લખતા ? એ બોલવાનું મન થઇ જાય છે. આપ આવાં જ ભલે લખો. લાંબાં લખવાની કાંઈ જરૂર નથી. અમરુએ ચાર ચાર લીંટીનાં જ કાવ્ય લખ્યાં છે, પણ, તેના અકકેક શ્લોકની ગણના અકકેક પ્રબન્ધમાં થઇ છે. આમાં પણ કાંઈ એવું જ થશે.

આપના વિક્ષેપને આપ સીધો બ્રહ્માંડમય, સત્યમય કરી શકો છો. વ્યક્તિ સાથે બહુ વાતો કરી બ્રહ્માંડની મ્હને તો કોઇ એકાદ લીંટીમાં જ ઝાંખી થાય છે. વળી, કૃપા કરી આપ જેટલું લખો તેની મ્હારી માફક કોઇ એકાદ નોટબુકમાં સંભાળથી તારીખ સાથે નકલ કરી રાખતા જશો. ભલે થોડાં જ પાનાંનું પણ કોઇ સમયે એક બહુ સુન્દર પુસ્તક આપ બહાર પાડી શકશો.

ઉસ્તાદને સિતાર લેવા તેના દેશમાં મોકલેલ છે. શાસ્ત્રીજી રજા પર ગયેલ છે એટલે હમીરજી માટે સારો સમય છે. આપને તેની જરૂર ન હોય તો હવે તુર્ત મોકલી દેશો. બા * ત્યાં મુંઝાતો હશે. અહીં મોકલી દેશો ?

આપનો

સુરસિંહ.

૭૭

લાઠી,

૧૬ – ૯ – ૯૭.

વ્હાલા ભાઈ,

હું તા. ૨૦એ પા * * * જઈશ. આપ જરૂર જરૂર જરૂર તે જ દિવસે મ્હારી સાથે થશો.

બા * નું શું થશે ? આવી શકશે ? આવે તો તો બહુ સારૂં.

આપનો

સુરસિંહ.

૭૮

શનિ,

૬ – ૧૧ – ૯૭.

વ્હાલા ભાઈ શ્રી,

રા * * * ના ઉતારાની ગોઠવણ થઇ ગઇ છે. શરીર સંબન્ધે નર્સ ખાતર * * * રાજકોટ જવાનું નક્કી થયું છે – પરંતુ મકાન બે માળની સગવડવાળું હોવાથી આપ મ્હારી સાથે રહો તેવી સોઇ છે. હવે ત્યાંના ઉતારાનો આપે કશો વિચાર કરવાનો નથી.

આપનો

સુરસિંહ.

૭૯

લાઠી,

બુધ.

વ્હાલા ભાઈ,

આપ જુ * * * પધારો ત્યાર પહેલાં એક વખત લાઠી પર કૃપા.

ઉતાવળમાં ટ્રેનનો વખ્ત ભરાઇ જવાથી —

આપનો

સુરસિંહ.

૮૦

સ્થાન :–

અનન્તનું એક બિન્દુ;

કાળ :–

અનન્તનું એક બિન્દુ.

વ્હાલા,

આશા, વિજય, આનન્દ, શાન્તિ,
આ હૃદય ત્હારાં હો સર્વકાલ.

બોખાં, બુઢ્ઢાં માતાપિતાને નમન કરતા અમરુને આ આંખે નિહાળવાનો સમય ઈશ્વર આપે

એ જ ઇચ્છતો

સર્વદા ત્હારો

સુરસિંહ.

૮૧

વ્હાલા ભાઈ,

હવે તો કોઇ આશક હોય તો એમ કહે કે :– રાહ જોઇ જોઇને આંખમાં ફૂલાં પડયાં.

કયે દિવસે પધારશો ?

આપનો

સુરસિંહ.

૮૨

લાઠી,

૮ – ૧૨ – ૯૭.

વ્હાલા,

હું નાહ્યો. ધ્યાન એ છબિમાં – એ મૂર્ત્તિના એ બાલભાવોમાં પડયું છે અને સત્તર દિવસ પછીના ઉદ્યમમાં પહેલી તેની જ વાત કરીશ.

મ્હારા ખાનાની પહોળાઇ જોવા માટે, આ સાથે કાગળની એક પટ્ટી છે. ફ્રેમ સુદ્ધાંત એથી ચોખાવા ન્હાની છબિ બનશે તો બરાબર થશે. ખાનાની લંબાઈ પહોળાઈથી બમણી અને તે ઉપર બે ઇન્ચ, એટલી છે. રમાએ શોભનાની હાલની સ્થિતિની છબિ કોઇ સમયે પડાવી આપવા કહ્યું છે; પરંતુ એ બાલભાવો તો આપ જ આપી શકો તેમ છો. એ ચિત્ર મ્હારી જિન્દગીભર શુદ્ધ જ રહે એવી ઇચ્છા છે. આમ છે, તેથી માત્ર ચ્હેરો જ નહિ, પરંતુ, એ બધાં અંગોની અપેક્ષા છે. ચિત્રમાં વસ્ત્રમાં એવું ઝીણું મૂકાય, જેથી અંગોની ઝાંય કાંઇ આછી આછી દેખાય * * * * * * જો એ ફેરફાર કરતાં ચિતારો

ઘુંચવાય નહિ તો. ચિત્ર ઉત્તમ બનાવવાને તો કાળજી રાખશો જ.

કૅન્વાસ પરના ઑઇલ પેન્ટિંગ્ઝમાં કાચ નાખવાનો રિવાજ નથી, તો પણ આમાં કાચ હશે તો વધારે સારૂં. ચિત્રને કાચ અડે નહિ તેટલા માટે ચિત્રની આસપાસ લાકડાની એક ચીપ રખાવી તે પર કાચ જડાવતાં વાંધો નહિ આવે. એ કાચ પર બહાર ખેંચી લઇ શકાય એવું પાટીયું રખાવશો અને એ પાટીયું અંદર નાખી દેવાતાં ચિત્ર જ ન હોય તેવું લાગશે – ચિત્ર 'પૅક્' થઈ જશે. તે એક કુંચીથી ઉઘડે તેવી ગોઠવણ કરાવશો એટલે અન્ય કોઇ દૃષ્ટિથી એ સહીસલામત રહે. આ બધું કેમ કરવું, એ તો આપ મ્હારાથી ઘણું વધારે સારી રીતે સમજી શકશો.

હવે બીજાં પત્રો લખવા બેસું છું.

આપનો

સુરસિંહ.

૯૩

ફૂલવાડીમાં, વિશ્વના મોંઘા પદાર્થના સાન્નિધ્યમાં, ગુલાબી પ્યાલા ટેબલ્ પર રાખી, મધ્યાહ્ને (જે મુહૂર્ત્ત સર્વદા શુભ છે).

લાઠી,

સોમ.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. પ્રભુ ત્હને આનન્દ આપે પણ * * * ની ભઠ્ઠી ટાઢી આપ કરી નાંખશો તેના દંડમાં શું આપશો? તેનો દંડ કાંઈક મળશે એટલું તો આપ ધ્યાનમાં રાખશો.

* * * * * *

હાલ તો એ જ કેમકે પ્યાલું તાઢું પડી જાય છે.

આપનો

સુ.

૮૪

લાઠી,
૨૧-૧૨-૯૭.

મ્હારા વ્હાલા ભાઈ,

મ્હારૂં હૃદય કોઇ મીઠા ઉપકારમાં દ્રવી રહેલું છે—ત્હારૂં આ પત્ર વાંચીને. તું તે છબિ મ્હને આપશે તે ઉપકાર નહિ, પણ કાંઇ બીજું જ. ત્હારી હૃદયની ભીતિ મ્હને ઉપાડીને કોઇ ઉપકારના મ્હોટા સમુદ્રમાં ફેંકી દે છે. અહો! રમા—મ્હારી તે થઈ માટે ત્હેને પણ કાંઈ માઠું ન લાગે—હો! અહો! હું શું લખું? શું લખું? પણ એટલું જ કે જો તું ન હોત, તો મ્હારી ઝિન્દગીમાં ઘણું સમજવાનું—જોવાનું—હૃદયસૌન્દર્ય બાકી જ રહી જાત. પ્રભુ ત્હને કાયમ આબાદ રાખે.

તું ડરીશ નહિ. રમા ત્હારી પાસેથી મળેલી છબિને જોશે અને તે જાણીને તે એ બખ્શનાર હૃદયની કદર કરશે. ત્હારી આ ભીતિ પણ તે વાંચશે અને તે એવા હૃદયને કેમ નહિ સમજી શકે? પોતાના પતિનો એક મિત્ર

અને તે પણ એક રાજા પોતાની લાગણીઓની આટલી બધી દરકાર રાખે છે, એ રમાને કેમ લાગ્યા વિના રહેશે ? શું આટલું ત્હેને ઝિન્દગીભર મગરૂર રાખવાને બસ નથી ?

સ્થૂળ શારીરિક સંબન્ધ – ભોગવિલાસ એ તો સૂક્ષ્મની કાંઇ ખામી લીધે જ છે. ત્હારા નિર્ણયથી બીજો ઉત્તમ નિર્ણય કયો હોઇ શકે ? પણ, સ્થૂળથી પેદા થયેલા, સ્થૂળમાં વસતા માનવીને સૂક્ષ્મ માત્રથી, ઘણું કરીને, એકદમ સંતોષ થતો નથી. મ્હને તો હજુ થતો નથી. જેને એવો નિર્મલ સંતોષ મળે તે ખરેખર બહુ જ ભાગ્યશાળી છે. પણ, સંતોષ ન થાય, હૃદય હિજરાયા કરતું હોય તો સ્થૂળનો અનુભવ પણ મેળવી લેવામાં – જો તે વિચારપૂર્વક થાય તો – પાપ તો નથી જ. ઉચ્ચતા તો સૂક્ષ્મના લ્હાણામાં જ છે. પણ આવો અનુભવ ક્યારે થયો ? શી રીતે થયો ? હોય તો "તરણા આડે ડુંગર," પણ એ તરણું ક્યારે – કેવી રીતે ખસ્યું ? મ્હને તો ત્હારૂં હૃદય વાંચી બહુ જ આનન્દ થાય છે.

ચિત્રમાં બાલાને ગમે ત્યાં બેસાડશો. આપને જે સ્થાન વધારે સારૂં લાગે ત્યાં તેને મૂકશો.

કુવિતા બે લખાઇ છે. તે બંનેની નકલ કરવા કાલે આપી દેઇશ.

અત્ર કુશળ. બહુ જ આનન્દમાં હો એમાં પૂછવાનું શું ? નવા સત્યની ઝાંખી થતાં, કોણ આનન્દમાં નથી હોતું ?

આપનો

સુરસિંહ.

૮૫

-૬-૯૮.

વ્હાલા ભાઈ,

ક્યારે પધારશો ?

આપનો

સુરસિંહ.

વ * * * નંગ બેની જરૂર હવે નથી. માત્ર એક સાફ નંગ મોકલી શકશો તો ચાલશે.

૮૬

લાઠી,

બુધ.

-૧૨-૯૮.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું. પ્રથમારંભમાં કહેવાનું કે બાંબલાઇ મટી ગઇ છે. તેને વિષે ફરી કાંઇ લખવું જોઇએ તે સાંભર્યું નહિ તેથી આપને થયેલી ચિન્તા માફ કરશો એવી આશા.

આપને માટે A & N. માંથી લાકડી મગાવી છે. આવશે ત્યારે મોકલી આપીશ. પરંતુ ઢોલ વાગી રહ્યા પછી ખબર આપશો તો એક બીજી પણ મગાવવી પડશે.

આપને ફટાણાં સાંભળવામાં આનંદ આવશે. એ ભરવાડણોની ગાળો સહી શકશો તો બે મિત્રની બહુ જ સંભાળથી થતી મશ્કરી સાંખી જ શકશો – એથી બીજું

શું માની શકાય ? અને ઢોલ અમે પણ સાંભળશું એથી પણ બીજું શું માની શકાય ? શરમાવાનું હતું તે તો પહેલાં હતું અને હવે શેના શરમાઓ છો ? શે * * * ના ખર્ચ માટે વિચાર નહિ જ કરો એવી સર્વ ઉમેદ રાખે જ. આપને સોનાનો સૂરજ ઉગે અને અમને રૂપાનો પણ ન ઉગે એ કેમ ચાલી શકે ? એકાદ ફટાણું વધારે સાંભળી લેજો.

આપની તબિયત બગડે છે તે હવે તો સુધરવા માટે જ. આપના રિવાજ પ્રમાણે એ લગ્નની તૈયારીની નિશાની જ છે.

આપનો

સુરસિંહ.

૮૭

લાઠી,

૨-૧-૯૮.

વ્હાલા ભાઈ,

જટિલ અહીં ગયા વર્ષને છેલ્લે દિવસે આવ્યા હતા અને આજે જવાના છે. આપને પ્રણામ લખાવે છે.

રૉયલ એકેડેમી માટે કાંઇ ગોઠવણ થઇ ? કૃપા કરી કાંઇ કરશો.

આપે જે લખેલ હતું - સ્થૂલ કરતાં, હૃદયના પવિત્ર પ્રેમમાં આનન્દ છે, તે ઉપર જ લક્ષી "ચુમ્બન વિપ્લવ" લખેલ છે, જે આપને મળી ચૂકયું છે અને તેને જ વિશેષ સ્પષ્ટ કરવા "ભાવના અને વિશ્વ"

એવું બીજું લખેલ છે, જે આપને મોકલીશ. એમાં "સ્વપ્ન" શબ્દ ભાવના માટે વપરાયો છે અને "અહીં" અને એવા બીજા શબ્દો સ્થૂળ વિશ્વાનન્દ માટે છે.

આપ હાલ શું વાંચો છો ? આપણે વાત કરેલી તે માંહેનું કાંઈ કાર્ય આદર્યું છે ? કાઠીઓનું કે તે નવલકથાનું કે એવું કાંઈ ?

મ્હારૂં આ ન્હાનું બાલચિત્ર તૈયાર થઇ જાય ત્યાર પછી એક આપનું 'બસ્ટ' અને એક બા * ભાઈનું 'બસ્ટ' તૈયાર કરાવવાનું છે એ બહુ દીર્ઘ કાળથી બા * પાસે માગણી છે અને તે જરા બા * ને યાદ આપશો.

બા * ને કૃપા કરી સહેજ – થોડા કાળ માટે અહીં મોકલશો. અત્ર કુશળ. તત્રાસ્તુ !

આપનો

સુરસિંહ.

૮૮

લાઠી,

૮ – ૧ – ૯૮.

વ્હાલા ભાઈ,

અહો ! આ બધું શું છે ? ! ક્યાંથી છે ? ! I am awe-struck – તું બધું કહે, ખુલ્લા દિલથી કહે, બાપુ ! મ્હને ત્હારૂં હૃદય સાંભળી, કોઇ ઉચ્ચ ભૂમિકાનાં દર્શન થાય છે. હું એ નિર્મલ ધારાને કેવી રીતે પૂજી શકું ? ખરેખર, એ ગંગા જેવી પવિત્ર છે. મ્હારા ભાગ્યમાં તો હજી એ દૂર – બહુ દૂર – કોણ જાણે કેટલું દૂર છે ? તું

શા માટે શરમાય છે - પેલી બિલાડીનું દૃષ્ટાન્ત આપી ? એ ચુવા ખાઇ તૃપ્ત થયેલી બિલાડી જ ખરી યાત્રાએ જઈ શકે છે. તૃપ્તિ વિના, મ્હારાથી ત્યાં પ્હોંચાતું નથી; અને તૃપ્તિ વિના, કદાચ તું પણ ત્યાં ન જ જઇ શકયો હોત. હું કયાં છું, એ તું જાણે છે. તું કયાં છે, એ હું માત્ર કલ્પી જ શકું છું. ત્હને જે શાન્તિ મળી છે - જે ભવ્યતા મળશે તે મ્હને બતાવ્યા કરજે. હવે જ્યાં પ્હોંચાયું છે, ત્યાંથી સ્વપ્નમાં કે મશ્કરીમાં પણ નીચે ઉતરીશ નહિ. અમારા જેવાંને ત્યાં ખેંચી જવા યત્નવાન રહેજે - પરંતુ, આ જ્યોતિ કયાંથી પ્રાપ્ત થઇ એ જાણવા બહુ ઉત્સુક છું.

મ્હારાં કાવ્યો ત્હને મોકલું ? અરે રે ! તે માત્ર પામર લાગણીઓ છે. એકાદ મ્હોં, એકાદ કટાક્ષ, એકાદ ચુમ્બનના લવારા છે, ઘેલાઈ છે. પણ હું મોકલીશ.

બા * સાથેનું કામ પૂરૂં થયા પછી તેને મોકલશો.

આપનું અને બા * ભાઇનું ચિત્ર તો ગમે ત્યારે મોકલશો પણ પેલું ન્હાનું ચિત્ર તો આપ જ મ્હને આપશો. આપે સહકુટુમ્બ મ્હારા જન્મદિવસના પ્રસંગે અહિં આવવાનું છે જ - માઘ સુદિ નવમીએ જન્મ-દિવસ એટલે ત્યાર પહેલાં એક બે દિવસ. મ્હારાં * * ને રમા લખશે. ચિત્ર મ્હને ત્યારે આપશો.

લાઇબ્રેરીનું લિસ્ટ તાકીદે મોકલી દેવા મ * * * ને કહી દીધું છે. જટિલ આવ્યા તેમાં ભૂલાઇ ગયું હતું. આપના ઘટિત લખીશ.

કાલે સદુભા અહીં મિ. ગ્રૅજ્યુએટ થઇને આવ્યા છે. સલામ લખાવે છે.

અત્ર કુશળ. *

* * *

"રૅાયલ એકેડેમી" મળી ગયું છે. બહુ સુન્દર છે. હવે તો મળ્યા જ કરશે. જોઇને બહુ આનન્દ આવે છે.

આપનો – અહો! આપનો

અને તેથી ભાગ્યશાળી

સુરસિંહ.

૮૯

લાઠી,

૯–૧–૯૮.

વ્હાલા ભાઈ,

આપનાં પત્રો નિરુત્તર રહ્યાં – તેને માટે ક્ષમા કરશો. લગ્નના વાજાંગાજાંમાં જરા ફુરસદ ન હતી અથવા ફુરસદ તો હતી પરંતુ કાંઇ આળસ હતી. કશી ચિન્તા તો નથી જ; કેમકે, લગ્ન કરવાં અને ઢોલ ત્રાંસાંથી ગભરાટ થાય તો શી રીતે પરણી શકાય?

હવે તો આપણે સાતેક દિવસમાં મળીશું ત્યારે ડેપ્યુટી સાહેબ અથથી ઇતિ સુધી કથા કહેશે.

આપનું શરીર – મન હાલ કેમ રહે છે? કાંઇ નિર્ણય પર આવ્યા? હું ધારૂં છું, માંડી વાળ્યું હશે અને તેમ જ હોય તો પછી એ તરફની લાલચ પણ છોડી સુખશાન્તિમાં રહેવું એ જ ઉત્તમ છે.

આપનો

સુરસિંહ.

૯૦

લાઠી,

૨૨-૧-૯૮.

વ્હાલા ભાઈ,

આપ આ નવમી ઉપર અત્ર નહિ આવી શકો એ હવે મ્હારે માની જ લેવું જોઈએ. કાંઇ ચિન્તા નહિ. મળવું – વ્હેલું મોડું – એ બધું એક લાગણીઓના ખેલ જેવું જ છે – જો હૃદયમાં પ્રેમ હોય તો. આશા લંબાવવી એટલું જ કરવાનું છે અને હવે હુતાષણી ઉપર રાખીશું? તો એ ચોક્કસ કરશો. મ્હારા બે * શ્રી લખે છે તે પ્રમાણે એમની તબિયત સારી નથી. આરામ હશે. હાલ તો આપનું હૃદય જયાં છે ત્યાં ખૂબ દૃઢ કરો. મળીએ ત્યારે નવા અનુભવો જણાશે, બહુ આનન્દ થશે.

ત્યારે હવે પેલી છબિનું? તૈયાર હોય તો મોકલી દેશો — કોઇ માણસ સાથે અથવા બા * અહીં નવમીએ આવશે ત્યારે તેની સાથે મોકલશો.

પરંતુ, હુતાષણી પહેલાં "રૂપાજી" ના પ્રસંગની રાહ જોવી જોઇયે. મણિભાઈ પણ તે પ્રસંગ માટે લખે છે. તે કયારે છે? મણિભાઈ જરૂર આવશે એમ લાગે છે.

આપનો

સુરસિંહ.

૯૧

લાઠી,

૧૨-૩-૯૮.

વ્હાલા ભાઈ,

છબિઓ (ચિત્રો) માટે જ આ પત્ર લખવાનું છે. દુનિયાએ જેને છેલ્લું કર્યું છે, ત્હેને હૃદય ઘણી વખત પહેલું કરે છે અને પ્રથમ શોભનાના ચિત્ર સંબન્ધે કાંઇ. મ્હેં એ સંબન્ધે બા * ને લખેલું હતું પણ તે ન વંચાયું હોય તો ફરીથી લખતાં મ્હને આળસ આવશે નહિ. પહેલું જે ચિત્ર આપે આપેલું છે તેમાં નાક પર કોઈ ખડબચડી લીટીઓ છે તે આમાં સુધરાવશો. એક બાળકીને રમતાં રમતાં પકડીને બેસારી દેવામાં આવી છે અને એ ફોટો બહુ સારો મ્હને લાગતો નથી તો સુધારવાનું સુધારી લેવરાવશો. પણ સુધારો કરતાં કોઇ અન્ય જ ચ્હેરો થઇ જાય તેમ તો નહિ જ – અને બીજું તો – એ વ્હેલું મોકલશો. એ ચિત્રને કુંચી કરવાની જરૂર નથી. કાચ અને પહેલા ચિત્રને છે તેમ ઢાંકણું હોય તો બસ છે.

રમાના ચિત્ર માટે માપ મોકલેલ છે. બંને ચિત્રોને રેશમી સાડીઓ જ પેલા ફૂલના રંગની કરાવશો. આપણું 'ગ્રુપ' પણ મોકલેલ છે.

ગોઘાનું નક્કી કરશો અને બનતા સુધી * * * * * ને પણ એ સમુદ્રની હવા આપવાનું નક્કી કરશો. બંદીવાનને સુખ આપવા જેવું પુણ્ય બીજી કોઇ પણ વાતમાં નથી.

આપનો "ઉમ્મર ખય્યામ" મોકલશો.

આપનો

સુ.

૯૨

વાલુકડ

૬ – ૬ – ૯૮.

વ્હાલા ભાઈ,

અનાયાસે ભાસતું પણ ખરા ધર્મનું જે આ પહેલું દેખાતું ફૂલ આપને મળ્યું છે તેથી ખરેખર બહુ આનન્દ થાય છે. આવા પ્રસંગમાં આપની શ્લાઘા માર્ફત કે શા માર્ફત આનન્દ દર્શાવવો એ સમજી શકાતું નથી. ખુદા આબાદ રખ્ખો!

થોડા દિવસમાં હવે મણિભાઇ અહીં આવવાના છે. આપ જાણો છો કે આ વખ્તે અગત્યનાં ઘણાં કાર્ય કરવાનાં છે, જેને લાઠીએ આવતાં જ અમલમાં મૂકી દેવાની પણ ધારણા છે. આમ છે, વળી મણિભાઇ સાથે હું * * * * * * ને ત્યાં મ્હારે જવાનું નક્કી થયું છે. ત્યાં એકાદ વાતોના સંચા વિના મ્હને તો બહુ અણુગોઠતું લાગશે. અહીં પણ અમે બે એકલા શું આનન્દ કરી શકીશું? આ બધી વાતો અને મુખ્યત્વે પહેલી વાત પર કૃપાદૃષ્ટિ કરી બા * ને આ પત્ર મળતાં તુર્ત જ મહેરબાનીથી અહીં પેક કરી મોકલી દેશો. નહિ આવી પ્હોંચે તો બહુ મુંઝાવું પડશે. હવે ફરી લખવું પડશે?

આપનો

સુરસિંહ.

૯૩

લાઠી,

૧૨ – ૭ – ૯૮.

વ્હાલા ભાઈ,

અબ તો બાત ફેલ ગઈ! જાને સબ કોઈ;
મીરાં તો મગન ભયી! હોનારી સો હોઈ!

હવે ચ * * * મધ્યમ વર્ગનો મોકલશો તો ખવાય. ઝિન્દગીમાં એક વખ્ત એવા પદાર્થનો પણ ઉપયોગ કરાય. તેવો ઉપયોગ પણ હાલ નહિ તો ક્યારે થાય? તેના અનુપાન સાથે મોકલશો.

GOOD LUCK GOD BLESS YOU!



આપનો

શરાબ.

૯૪

લાઠી,

૧૯ – ૭ – ૯૮.

વ્હાલા ભાઈ,

દુઃખ કરતાં આનન્દનો ઈતિહાસ ન્હાનો હોય છે અને તેથી દુઃખ કરતાં આનન્દમાં બોલવાનું પણ ઓછું હોય છે.

" હમે હમારા જલા દીયા, લઈ અગનપલીતા હાથ!
" તુમ તુમારા જલા દિયો! ફિર ચલો હમારી સાથ!!"

હવે તો આપની જાનમાં આવવાની અને વિવાહ ખાવાની ઉમેદવારીમાં છીએ.

પૂર્ણ ચ * * * ખાવાની તો ઇચ્છા નથી – અને મ્હારા ધારવા પ્રમાણે એ શિયાળામાં જ ખવાય છે, તો શિયાળામાં અર્ધ ચ * * * નો ઉપયોગ કરશું.

કાગળ આપના અહીં નહિ વંચાય એવી આપ શંકા કરો છો તેવી જ શંકા કરવાનો મ્હને પણ સમય મળે એમ ઇચ્છતો

આપનો

સુરસિંહ.

૯૫

લાઠી,

૧૬ – ૧૧ – ૯૮.

વ્હાલા ભાઈ,

બા * એ આપની તબિયતની વાત કરી, તેથી બહુ ખેદ થયો. એમ બિમાર થયા કરશો એ નહિ ચાલે. શા માટે ? આપનું ઇચ્છિત આપની જીભ પાસે જ પડ્યું છે છતાં આ બળાપો શા માટે ? કરવું કે નથી કરવું ? એનો નિર્ણય આપે જ કરવાનો છે. ડરો છો શાથી ? અને ધાસ્તી જ રહેતી હોય તો પછી એ વાતને દૂર ફેંકી દો – પણ શરીર બગાડશો એ તો નહિ ચાલે. એક દિવસ એક કલ્લાક શાન્ત વિચારનો લ્યો અને આમ કે તેમ કરી નાંખો– નિર્ણય એટલે પત્યું. ઝિન્દગીના સવાલોનો એમ જ અંત લાવવો જોઇએ. વળી રા * * * ન આવવું એવી ધારણા કરો છો ? એ તો નહિ જ ચાલે. અમને

સૌને નિરાશ કરશો અને આપની ગરીબડી તબિયતને જે લાભ મળવાનો છે તે ખોવરાવશો – એ તો નહિ જ ચાલે. શા * * * તો ચોવીશની પહેલી ટ્રેનમાં આવવું જ પડશે.

નહિ તો આપણે તો બોલવાના નથી. મહેરબાની કરીને વળતી ટપાલે ઉત્તર આપશો.

આપનો

સુરસિંહ.

૯૬

લાઠી,

૨૨ – ૧૨ – ૯૮.

વ્હાલા ભાઈ,

Take care – લાકડી આવી ગઈ છે અને મોકલી આપીશ.

ભાઈ સાહેબ, વૈશાખમાં પરણો એ તો જરા ય મ્હારા જેવાને અનુકૂળ નહિ – પણ ભૂલ્યો! ઈંગ્રેજો જેને Spring કહે છે, તે આપે પસંદ કરી લાગે છે – તો મ્હારે મન તો આપ વિલાયતમાં જ પરણવાના હો એમ કદાચ લાગશે. * * *

એવી ઋતુને શી પસંદ કરી? જરા ય કોઈને ઠીક નહિ! પોષ નહિ, તો માઘ પણ થાય તો તો બહુ જ સારૂં. આપને ખાતર નહિ તો અમારે ખાતર ઋતુ ફેરવો.

અહીં આવી જવાનું પછી શું ધાર્યું?

આપનો

સુરસિંહ.

૯૭

લાઠી,

૨૩ – ૩ – ૯૯.

વ્હાલા ભાઈ,

આજે ગુરુવાર છે – પરમ દિવસ (શનિવારે) રાતની ટ્રેનમાં હું આવીશ. ઘણું કરીને છેક ઉઘરાણી થાય ત્યાં સુધી પતાવવાની ન ઇચ્છા કરો એવી આપની શાહુકારી હશે તે તો આ પ્રથમ જ જાણવામાં આવે છે – કે કદાચ – "લીંબુડીના ઝાડ" — ની છાયામાં મિત્રોને બોલાવવાનું ભૂલી જવાયું હશે. પણ મિત્રો ક્યાં કેડો છોડે એવા આપને મળ્યા છે ? બા * ભાઇને તો બોલાવશો જ. આપના વતી મ્હેં કહી દીધેલું જ છે.

આપનો

સુરસિંહ.

૯૮

લાઠી,

૧૦ – ૯ – ૯૯.

વ્હાલા ભાઈ,

આપે કિ * * * માટે કાંઈ બહુ વિચાર કરી નાખ્યો જણાય છે. એટલો વિચાર કર્યો હોત તો મ્હને લાગે છે કે આપ એકાદું ગામડું રાજ્યમાં ઉમેરી શક્યા હોત. વળી, "અહીંની, ત્યાંની સ્થિતિ – હાલની સ્થિતિ જોતાં ત્રણ ચાર દિવસ વિચાર થયો", એ વળી નવું કૌતુક શું ? પણ કિ * * * ને આપે આપનો જ ગણ્યો હોત તો વળી

તસ્દી ઓછી પડત. તે તો મોકલી આપીશ. * * * * * * પણ મ્હારી માગણી અત્યાર સુધીની પડી છે તેનું શું ? વાયદા પર વાયદા ક્યાં સુધી ? કૃષ્ણ મહારાજ તો પધારવાને તૈયાર છે; એઓ તો મ્હેં પહેલો કાગળ લખ્યો ત્યારથી તૈયાર છે. હવે ત્રણ ચાર દિવસ પછી આવવું બની શકશે તેમ લખે છે. આપ પણ તેટલા દિવસમાં તૈયાર થશો અને એમની સાથે એક દિવસ નક્કી કરી બંનેના સાથે, કૃપા કરી, મ્હને ખબર આપશો. હવે વિલંબ નહિ ચાલે. તેમ જ હાઉકલો કરવા આવવું નથી તે પણ ભૂલશો નહિ.

શંકર બોલાવશે ત્યારે હડાળે – આવવા તૈયાર જ છું પણ એક વખ્ત અહીંનો વાયદો તો પૂરો કરો.

આપનો

સુરસિંહ.

૯૯

લાઠી,

૧૮ – ૧૦ – ૯૯.

વ્હાલા ભાઈ,

આપનું કૃપાપત્ર મળ્યું. એક દિવસ, ચોવીશ કલાક, પછી તેની મિનિટો કરૂ કે સેકંડો કરૂ તો ય ટૂંકું ને ટૂંકું જ લાગે છે.

આપને કામ તો હોય જ પણ – ઇચ્છશો તો ચાર પાંચ દિવસ બચાવી શકશો. વિશેષ નહિ પણ જેટલા માસે મળીએ છીએ તેટલા દિવસ રહેશો. દુકાળ તો પડયો તે

પહચો; પ્રભુની ઇચ્છા : તેમાં કાંઈ સાત આઠ દિવસ પણ બહાર કોઇ રાજા ન જાય એવી ઇચ્છા એ * * ને નથી કે કોઇને પણ ન હોય કે આપની એટલી ગેરહાજરીથી કાંઈ અયોગ્ય લાગશે – પણ તેનો વિચાર અહીં કરીશું. છેક બે ત્રણ દિવસ કરી નાખશો તે તો નહિ ચાલે.

આપ વ * * પધારવાના છો તો બા * ભાઇ સાથે અહીં આવવાનો દિવસ કૃપા કરી નક્કી કરી લેશો.

આપનો

સુરસિંહ.

૧૦૦

"આયાં કરો ઇધર ભી મેરી જાં કુભી કુભી !"
"તબ સોચ સોચ કુહેને લગે :–હાં 'કુભી કુભી'!"



મેંદી કદમની જોઇ ના પૂરી કદી –
આવી ન આવી એમ શું થાતી ? – સનમ્!

વ્હાલા ભાઈ,

છેક એક દિવસ નહિ. પછી આપને યોગ્ય લાગે તેટલું રોકાશો પણ વ્હેલા પધારશો.

આપનો

સુરસિંહ.

૧૦૧

લાઠી,

૧ – ૧ – ૧૯૦૦.

વ્હાલા ભાઈ,

વર્ષ બદલ્યું, સૈકો બદલ્યો, પણ આપ હજુ આવ્યા નહિ! ઉત્તર પણ નથી. મ્હને તો લાગે છે કે આ

પત્રોથી પણ આપને શ્રમ પડતો હશે એટલે હવે હાલ તો નહિ જ લખું. આપને પધારવાની ફુરસદ હોય ત્યારે પધારશો અને લખવાની હોય ત્યારે લખશો.

આપનો

સુરસિંહ

૧૦૨

લાઠી,

૨૨ – ૧ – ૧૯૦૦.

વ્હાલા ભાઈ,

રા. રા. પ્ર * * * સ્ટેશન પર આજે ખબર આવ્યા કે આપ ૨૫મીએ ( આ જ મહિનાની ૨૫મીએ ) પધારશો. શ્રદ્ધા રહે એવું આ વર્ષ નથી, તો પણ, શ્રદ્ધામાં જ સુખ હોવાથી, શ્રદ્ધા રાખવાનું મન થાય છે તો એ શ્રદ્ધાની આશા પૂરી કરશો અને અગાડીથી ચોક્કસ દિવસના મ્હને જેમ ખબર આપશો તેમ બા * ભાઇને પણ અગાડીથી ખબર આપવા કૃપા કરશો અને યોગ્ય લાગે તો સાથે જ પધારવા મ્હારા તરફથી વિનતિ કરશો.

આપનો

સુરસિંહ.

૧૦૩

લાઠી,

૧૩ – ૫ – ૧૯૦૦.

વ્હાલા ભાઈ,

ખરેખર ક્ષમા યાચું છું. આપે મ્હને અગાડી કોઈ

પત્રો લખેલાં હોય એવી આપની સ્મૃતિ હોય અને તે પત્રો આપ મગાવતા હો એવું સમજાયું હતું – જે પત્રો નથી તે આપ જાણો છો. આપે મગાવેલું પત્ર હવે રાજકોટથી પાછા પધારી મ્હને લખશો એટલે મોકલી આપીશ.

થોડી વાત લખું. આજે હૃદય શાન્ત થતાં, જે વાત આવે તે તુર્ત સ્પષ્ટ કરી નાખવાની રીતિ – વિચારો, નિર્ણયો ફરે, કાંઇ શંકા આવે, રીસ ચડે તે તે સ્નેહીએ તુર્ત કહી નાખવું જોઇએ – એવી સ્નેહની રીતિ – પળાય તો સ્નેહ કાયમ રહે. ભાઈ, આ * * * * અને મ્હારી વચમાં તેની અને મ્હારી બંનેની અન્યોન્ય પ્રીતિ છતાં જે વિક્ષેપ આવેલો તે આપ જાણો છો – એ વિક્ષેપથી બહુ દુઃખ થાય છે એ હું જાણું છું. દોષ મ્હારો હતો, એ અંતે મ્હને લાગ્યું – ત્હેનો પણ થોડો હતો. સ્નેહ સંસારવ્યવહારમાં મદદગાર ન થઇ શકે કહાય, પણ આત્માને તો મદદગાર થઈ જ શકે અને તેથી દુનિયાદારીના મતભેદથી આત્માના સ્નેહને વિક્ષેપ ન થવો જોઇએ. આ વાતથી અમે બંને અજાણ હતા પણ સ્નેહે સ્નેહનું કામ કર્યું અને અમે સ્નેહમાં રહી શકયા અને નિકટ પણ આવી શકયા. મ્હારી માગણી તો આ બધું કહીને એટલી જ છે કે માઠું લાગ્યું હોય તો કયાં અને શાથી માઠું લાગ્યું તે કૃપા કરી સ્પષ્ટ સત્વર કહી નાખશો. આપને કશું માઠું નથી લાગ્યું એમ કહેશો તો તે પણ હું માની શકીશ. જો કે અત્યારે હું એમ માનું છું કે આપને માઠું લાગ્યું છે. લાગ્યું હશે તે

મ્હારા હિત માટે જ લાગ્યું હશે એમાં મ્હને કશી શંકા નથી તો પણ બેચેની રહે છે. આ બેચેનીમાં હું એક બીજા ન્હાના પુસ્તકનો તરજુમો કરૂં છું. મળશું ત્યારે વાંચશું.

આપનો

સુરસિંહ.

આ પત્ર બા * ભાઇને અને સુ * * સાહેબને પણ વંચાવશો કેમકે એમને માઠું લાગ્યું હશે એમ ન લાગવા છતાં, લાગ્યું હોય એમ મનમાં રહે છે અને એમને પણ આનું આ જ કહેવાનું છે.

સુ.

૧૦૪

લાઠી,

૮ – ૬ – ૧૯૦૦.

વ્હાલા ભાઈ,

આપને મોકલેલું પત્ર તો મળ્યું હશે જ. પ્હોંચ નથી પણ Reminder પણ નથી એટલે એમ માન્યું છે.

દ * * * * ને અહીં મોકલવા * * ને સૂચના આપી તેને માટે ઉપકાર.

ચંડુલની શોધમાં હશો જ. બાકી હાલ તો વર્ષાદની રાહ જોવાનું – આન્તર, બાહ્ય અને ધરતીની અળાઇઓ માટે.

આપનો

સુર.

## ૧૦૫

રાત્રિ –

ગુરુ.

વ્હાલા મહેરબાન,

"લડકપનમેં કયાંથી મહરબાની તુમ્હારી!"

હવે તો એટલી મહેરબાની માગી શકાય કે આપ પરમ દિવસ ન પધારતાં, સાત આઠ દિવસ પછી પણ સાતેક દિવસ રહી શકો તેમ પધારશો. બિચારા લાઠીમાં આપ કેટલા સમય પછી પધારો છો, તેનો વિચાર પણ કરવો જોઇએ. આપે કેટલા વાયદા કર્યા છે! ખરું જોતાં, મ્હેં જ એ વાયદા કરાવ્યા છે – એવા હેતુથી કે આપ નીરાંતે રહી શકો – તેનો પણ વિચાર કરવો જોઇએ. પહેલાંની માફક તુર્ત તુર્ત ફરી આપ હાલ તો પધારશો – કયાંથી તેનો પણ વિચાર કરવો જોઇએ. પછી આપ ધારો તે ખરું.

આપનો

સુરસિંહ.

હવે બા * બાઈ સાથે ફરી નક્કી કરી, ફરી મ્હને સમય આપવા કૃપા કરશો એટલે જી * * ને તારથી ખબર આપું.

સુર.

## ૧૦૬

# સુખમય સ્વપ્ન



સુખમય શમણું છો કોઇ આયુષ્ય માને,
અધિક અધિક યત્ને ફાવતું કો જણાયે;
પણ પ્રતિ દિલનાં છે કાંઇ જુદાં જ તત્ત્વો,
જખમી જખમ શોધે, વૈદ્ય ત્યાં શું બિચારો ?!

નથી નથી દુઃખ કાંઇ, ભાઇ! છે કૈં ન ચિન્તા,
પણ નથી મુજ તત્ત્વો, વિશ્વથી મેળ ખાતાં;
સુખમય પણ સ્વપ્નું, સ્વપ્નમાં મોહ શાનો ?!
જરી વધુ ચિર, બાપુ! હોય તો કૈં બતાવો.

સુખમય શમણું એ પૂર્ણ છે ક્યાંય દીઠું ?!
સુખમય સ્થળ દીઠું ?! ચાલ ને! ત્યાં જ રહેશું!
નથી નથી નથી દીઠું! દેખશે ના કદી એ!
વળી સુખમય કાંઇ શોધવું વ્યર્થ લાગે!

પ્રિયમુખ પ્રિય લાગે, આખરે ત્યાં ય રોવું,
પ્રિયવિરહ થવાનું જાણતું કો ન ટાણું;
અપ્રિય, પ્રિય ત્યજીને જીવતાં મૃત્યુ લેખું,
કંઇ સુખી બનવાને, શોધતાં એ જ લાધ્યું.

નહિ ઉડી શકશે આ સુસ્તની સુસ્તી આવી,
રુદન નહિ ત્યજાશે, હાસ્યના ત્યાગ પ્હેલાં;
ભળીશ નહિ જનોથી, મિત્ર, સ્ત્રી, બાલકોથી,
જીવીશ, બની શકે તો, એકલાં પુસ્તકોથી.

પોષી ના આ શકે હૈયું, કિન્તુ, રે! માત્ર પુસ્તકો;
અને, આ વિશ્વમાં બીજે, ક્યાં એ સ્વાદ નથી રહ્યો.



## ૧૦૭

# તું વિણ – મેઘલ વાજસુર!

સોરઠા

મે'ની જોતાં વાટ, ઉન્હાળો ઊડી ગયો!
પણ ના લીલી ભાત, ત્હારી દેખું – વાજસુર!

બીજાંને મે' આજ, સચરાચર જામી પડયો,
પણ ચાતકની જાત, તરસી – મેઘલ વાજસુર!

સ્વાતું ગોતે છીપ, બીજો મે' ખપનો નહીં;
ખપનો એ જ અદીઠ, રાખીશ કાં તું? – વાજસુર?

અણુખપિયાંની જાત, ઝાઝી જગમાં સામટી;
જેથી ઠરતી આંખ, તે મે' આવો – વાજસુર!

હવન કરૂં કે હોમ? ઉજેણી જોશું કરી!
પણ તુજ સામે જોમ, શું પામરનું? – વાજસુર!

દેખાડીશ દુકાળ? ઘેંશું પીને જીવશું!
જપશું ત્હારી માળ, તો એ – આપા વાજસુર!

ના છે કાંઈ ખેડ – મેઘલજી! અમ લોકની;
તો યે ત્હારી મ્હેર, લીલાલ્હેર જ – વાજસુર!

અબઘડીયે તું આવ! 'આજ – કાલ' કર મા હવે!
મનખેતર સોસાય, તું વિણ – મેઘલ વાજસુર!

—૯–૯૮.

એક કણબી.

ॐ सद्‌गुरु

# શ્રી "કલાપી" ના પત્રો

(૫)

"સંચિત્" – રા. રા. રૂપશંકર ઉદયશંકર ઓઝા

ઉપરના

ઈ. સ. ૧૮૯૨ થી ઈ. સ. ૧૮૯૭.

## नीति धर्म

॥ भवांभोधिपोतं शरण्यं व्रजामः ॥

१

શ્રી પુરી,

૨૭ - ૧ - ૯૨.

પ્રિય દુનિયા,

ભાઈ પરનો તમારો આનંદી પત્ર વાંચી, પ્રભાત-સમયમાં આનંદ મેળવ્યો.

હવે તો સહકુટુંબ વિવાહમાં મ્હાલતા હશો. એથી આ મુસાફર મિત્રને વિશેષ આનંદ આપનાર શું છે?

હજુ એક પખવાડીઉં રાજા બાબુના ઘર છોડયાને થયું નથી તો એક માસ કયારે અને કેમ થશે? ઈશ્વરની ઈચ્છા.

રસ્તામાં જે જે થયું તે તે ભાઈના કાગળથી તમે જાણ્યું. હવે મ્હારા કાગળથી તમે એટલું જ જાણશો કે ગ્રીન લેટરનો જવાબ લખવામાં હાલ તો હું અડધો દિવસ ગાળું છું, બાકીના કલ્લાકમાં બીજા પત્રો લખું છું અને બાઇ કાદંબરીની થોડી સેવા કરૂં છું. * * * * અગાડી

નશીબ શું કરવાનું હશે તેના તર્ક બાંધી ભૂત, ભવિષ્યનાં જાગતાં સ્વપ્ન ગોઠવીએ છીએ. રાત્રે તો સુઇ જ જવું પડે છે.

દરિયામાં જવાનું આજ થાય તેમ લાગે છે. પછી તો ઈશ્વરાધીન છે. જીવતાં હશું તો મળશું, નહિ તો દુનિયાને સલામ.

સર્વ સામંતમંડલ ખુશીમઝામાં છે. ભાઇએ સલામ લખાવ્યા છે. આપ સુખી દંપતિ આનંદમાં હશો - હમેશાં રહો. ( તથાસ્તુ. )

* * *

મ્હારી તબિયત, આંખો અને મન સારાં છે.

લિ. એક
સુરસિંહના
સલામ.



૨

શ્રી રામનાદ,
૨૨ - ૨ - ૯૨.

પરમ સ્નેહી,

મનહર

કાચમાં પડે છે છબિ રૂપ તણી કાગળમાં
કાચમાંથી દૂર થશે કાગળમાં પાણીથી -
તસવીર લય પામે, વેશ્યા તણી પ્રીત જેમ,
મિત્રના હૃદયમાંની છાપ ટળે ના કદી.

વિયોગમાં બળે દિલ, આંખમાંથી પાણી પડે,
શરીર સૂકાય પણ મિત્રછબિ ના ખસે.
અમૃત સિંચાયા કરે, આશા તણું દિન રાત,
તેથી છબિ રહે છે નિરોગી મન ઉપરે;
એક વાર પ્રીત સાંધી કર્યા દિલ શેળભેળ,
વિખૂટાં ન થાય કદી પશ્ચિમે ઉગે રવિ!

જુદાં જુદાં બળ થકી ફરે છે બ્રહ્માંડ આખું,
તો પણ દિસે છે પ્રીત સર્વસ્થાને સરખી.
જુવો વસુન્ધરા તણી પ્રીત કેવી શશી પરે!
ન્હાનું મ્હોટું કોઇ નથી કદી પ્રીતરીતમાં;
મયૂરને નથી કાંઈ સગાવટ મેઘ સાથ,
મ્હોટી સગાવટ છતાં રહ્યા એક પ્રીતમાં.

પ્રીતથી તો સાથ હતો છતાં હું મળીશ કાલ,
કાલ થશે વિયોગનો અંત એક પલમાં!
પલ મેં વિયોગ થકી કાઢી યુગ સમ ઘણી,
હવે દિન આનંદનો ઉગવાનો પૂર્વમાં.

એક અનુરક્ત મિત્ર

સુરસિંહના કંઠાલિંગન.



૩

સુમરી રોહા,

ભુજ થઈને : કચ્છ.

૨૭ – ૩ – ૯૨.

પ્રેમવત્સલ, પ્રેમકોષ પ્રિય દુનિયા,

દર્શનને બદલે, દર્શનસમ સુખકર, દુષ્કર સમયમાં દુઃખદરિયાને દૂર કરતો, દુનિયાનો પ્રિય પત્ર તા. ૨૪ – ૩ – ૯૨ એ પાઠવેલો ધ્રૂજતો અને કંપતો, પ્રીતિની ટ્રેન લંબાવતો, પહેલાં એકલા પાત્રે અને પછી પુનરવલોકનના ઔત્સુકયથી ગ * * * સુદ્ધાંત ૨ાા પાત્રોએ વાંચ્યો, વાંચીને આનંદ મેળવ્યો અને આર્યાવૃત્તપર્યટનમાં લગ્નસંબન્ધથી જે રત્ન પ્રાપ્ત થયું છે અને જીવનને જે સપત્ની મળેલ છે તેથી આનંદ, પ્રેમમય વાતો કરતાં * * * * * * સ્વપ્નમાં પણ જે સુખની આશા નહોતી તે પણ મેળવ્યું !! * * * * * * પ્રભાત થયું. સાડા સાત ( મદ્રાસ ) થવાથી સૂર્યકરે દંપતિની સુખનિદ્રામાં વિઘ્ન પાડયું. હાલ સવારમાં ફરવા જતો નથી.

* * *

વિયોગયોગી યોગી કયારે થશે ?

લિ. દુનિયાના દુઃખે દુઃખી
અને
સુખે સુખી એક પ્રેમી જીવના
કંઠાલિંગન.



૪

રોહા,

૬ – ૪ – ૯૨.

*    *    *    *    *    *

થવું હશે તે થશે. થવું હતું તે થયું. જે બન્યું તે બન્યું, જે બનશે તે બનશે; બન્યું ન બન્યું અને બનવાનું ન બનવાનું બન્યું નથી, બને નહિ અને બનશે નહિ.

કાગળ ૧૧ વાગ્યે શરૂ કર્યો હતો અને સવા ચારે પૂરો કરૂં છું કેમકે દેવીભકિતની વાતો કરતા * * * * અને હું પરવારીએ ત્યારે હું આંકડો પાડું ને ?

દેવી, બાલુ, તમે કહો તે — Little Baby, * * * * અને હું સૌ આનન્દમાં છીએ.

લિ. અનુરક્ત

આલિંગનાતુર

પ્રેમી.



૫

સુમરી રોહા,

ભુજ થઇને:

કચ્છ.

૧૬ – ૪ – ૯૨.

પરમ પ્રિય દુનિયા,

* * *    * * * પ્રેમાર્પણમાં શું આપું ? આપવાનું યે શું છે ?

આશ્ચર્ય, અતિ આશ્ચર્ય, અત્યંત આશ્ચર્ય! હસ્ત વિના સુગંધીલેપ કરતી, જીંહ્વા વિના શ્રવણ રીઝવતી, ચૈતન્ય વિના ગાઢ આલિંગન આપતી, નયન વિના હૃદયનું ગુહ્ય જોઇ લેતી, શ્રવણ વિના સર્વ રહસ્ય સાંભળી લેતી, પાદ વિના દોડી આવી ભેટતી, હૃદય વિના હસતી અને આનંદ પામતી, શરીર વિના હજારો શરીર પ્રકટ કરવા મથતી અને કરતી એવી મ્હને અમૂલ્ય વસ્તુ મળી, તો પછી હવે આ એક પ્રેમીને વળી બીજું શું જોઇએ? * * *



૬

૨૦-૪-૯૨.
૦॥ ઉપવર્ગ;
૧ સ્વર્ગ.

ચંદ્ર,

ચંદ્રના પ્રેમની શીત છાયા નીચે સહપ્રેમ લિ: અનુરક્ત પ્રેમીનાં સહસ્ર કંઠાલિંગન સ્વીકારતાં, પ્રેમપુરાણના એક કનિષ્ઠ પાત્રની પ્રીતિને કૃપા અને દયાથી માન આપવું, પ્રેમીની પ્રેમપત્રિકાને શ્રવણ અર્પી — ઉપકૃત કરવી, તેમાં ચિતરેલી છબિને – વિલોલ, પ્રેમીલાં, ડાધરાઇથી ભરેલાં નેત્રથી સંવાદ થવા દેવો, પ્રેમસ્થાનને તે પર પ્રેમ સહિત અવલોકન કરવા દેવું – કમલ જેવી નહિ, પણ કમલમય હસ્તલતાનાં – મિત્રભાવથી થતાં પ્રસ્વેદબિન્દુ તે કૃતિને લાગવા દેશો, * * * હજી જ્ઞાન બહાર છે. આહા! એ પ્રેમપત્રિકા, એ સુલતા, એ કૃતિ, એ પ્રેમ-

પતાકા, પ્રેમપથ્યમાર્ગ, પ્રેમી યોગની વિયોગમાંની યોગ-સાધનસાંકળ, એ ૯૯ પ્રેમબંધનની – તસવીરના પ્રતિબિંબની પણ શી અકળ કળા છે! એ ઈશ્વરીની ગહન ગતિ અલૌકિક જ છે. એ વત્સલ દેવીની કૃપાદૃષ્ટિ કેટલી વિશાળ છે? એ કૃપાળુ પ્રેમી માતા કેવી ઉદાર અને પ્રેમશીલ છે? એ ન હોત તો, બ્રિટીશ સરકારે તેની ઉત્પત્તિ ન કરી હોત તો પ્રેમાધીન, દેવીના સેવક અને પ્રેમદાસની શી વલે થાત? ત્યારે, એ તો સારૂં થયું કે પ્રેમીની પ્રેમપતાકા નિશ્ચલ અને નીડર છે. * * * * *

જાળને ઉંદર કેમ કાતરે છે? કેટલા પર્વત ચડાણા? કેટલા બાકી રહ્યા? ભાઈને કાશ્મીરમાં કયાં સુધી ભટકવું છે? હે અલી પત્રલતા! આ બાબત જેને માટે ત્હારો આ મિત્ર આતુર છે તેનો તો નક્કી પત્તો લાવજે હો. હવે ત્હને પણ પ્રમુખના દર્શનની ઘણી અભિલાષા ઉત્પન્ન થઈ છે. જા! ભલે જા! ફતેહ કરી આવ. તું તો ભાગ્યશાળી! ખરે! અતિ ભાગ્યશાળી! કોઈ દિવસ દૂતત્વ પૂર્ણ કરી પ્રેમીને મેળવજે તો ખરી. દેવીશિષ્યના શુભેચ્છક ગુરુભક્ત જનનો કેવી રીતિ ચાલે છે? ભક્ત, સેવકો, દુર્વાસાના શિષ્ય અને વિશ્વામિત્રના સેવકોમાં વસિષ્ઠજીની કેવી ધારણા અને કેવું ધૈર્ય છે? ગુરુનાં સગાં સંબન્ધી – કિંકર ગુરુઓ – કેવા તડાકા મારે છે? કેટલાનો માર ખાધો છે? કેટલાના પ્રતિધ્વનિ અપશબ્દો સાંભળ્યા છે? * * *

લિ. અનુરક્ત પ્રેમોત્કંઠિત

પ્રેમીના આશ્લેષ.



૭

[illegible] —

( કોણ જાણે કહોને ? ! ! ન —. )

૨૭ – ૪ – ૯૨.

મિત્રથી મિત્રને

હે દુનિયા, હે દુનિયા,

શું લખવું ! અફસોસ ! શિરનામાં પહોંચ્યાં. કાગળ પહોંચ્યો. તાર પહોંચ્યો. અફસોસ. હવે ચાલવાની તૈયારી છે.

લિ. અનુરક્ત પ્રેમી.

ડા * * * * * ઉપર ફરિયાદ : —

" અત્યારે આપ્યો " એ ખોટું. અરે, જો આવી વિસ્મૃતિ થાય તો તો આપણી પ્રેમપતાકા લાજે જ. જે મનુષ્યો હિન્દુસ્થાન તો શું પણ દુનિયા આખીના જનરલ પોસ્ટ માસ્તરનું કામ કરવા તૈયાર છે, તેઓ શું આવી ભૂલ કરે ? જેનું જીવિત એક વખત જેના હાથમાં હતું તેને તે શું સ્વાર્થ વિત્યા પછી ભૂલી જશે ? અસંભવિત. અઘટિત. અસત્ય.

લિ. પ્રેમમધુકર.

❀

૮

ૐ

પાદપૂર્ત્તિ : —

( ૧ ) શશીમાં, રવીમાં, સુખમાં, દુઃખમાં,
પ્રિયની ગતિમાં ખુબી શું રહી છે ?

(૨) તિલમાં તિલ કે દ્રગમાં દ્રગ સોહે ?
(૩) શશીથી રવિ કે રવિથી શશી છે ?
(૪) વીજળી રૂપાળી દિસે વીજળી કે ઘનમાં ?

તા. ૨૮ – ૪ – ૯૨ થી પ્રત્યુત્તર અથવા પ્રેમપ્રતિમા સમ પ્રેમાધ્યક્ષની પ્રેમપત્રિકાની રાહ જોતો

પ્રેમમધુકર.

૯

સુમરી રોહા;
૫ – ૫ – ૯૨.

પ્રિય દુનિયા,

તોફાન ! તોફાન ! તોફાન !

આ માસ તોફાન સાથે શરૂ થયો. પવનના ધુબાકા, નળિયાંનું ઉડવું, ઘરનો ખડેડાટ, છાપરાંનું તૂટી પડવું, માણસોનું ઉડી જવું ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! આશ્ચર્ય ! જિન્દગીમાંનું પહેલું તોફાન ! અરે ! હું તે કયાં તોફાન સામું જાઉં ? અને કયાં તોફાનથી વધારે આશ્ચર્ય પામું ? પવનના તોફાનથી ? જિન્દગીના તોફાનથી ? કાળના તોફાનથી ?

પત્રિકા ! જા ! હવે કંઇ દવા લઇ આવ ! પ્રેમ-પ્રમુખ સાહેબને વિનવજે કે પ્રેમમધુકર હવે ઉદાસીન થયો છે. પ્રેમીને શું પ્યારીનો જ વિયોગ દુઃખદ છે ? મિત્રનો વિયોગ દુઃખદાયી નથી શું ? પ્યારીના પર્યંકમાં

દૂર રહેલા પ્રિય મિત્રનું ચિન્તન શું વ્હાલીના આલિંગન-નું સુખ દૂર નથી કરતું? એક ન્યાય્યસૂત્ર બાંધું?

'એક પ્રિયનો વિયોગ બીજા પ્રિયના સંયોગ-થી દૂર થઈ શકતો નથી.'

વિયોગી સંયોગીનું સુખ ન જ ભોગવી શકે? દુ:ખમાં દુ:ખ નથી. દુ:ખમાં સુખ હોય છે. મુસાફરીના વિયોગી કાળને આંસુ પાડી સંભારૂં! સ્વર્ગના સુખી સમય-માં દુ:ખી થઇ આંસુ પાડું? મિત્ર ઈચ્છું? પ્યારી ઈચ્છું? હૃદય ફાટી પડે છે. [શું ભાંગ ચડી છે? 'હા.' તેની આ અસર છે? 'હા – ના.' તેથી અસર વધી છે પણ તેથી અસર ઉત્પન્ન થઈ નથી. ઉત્પત્તિ તો તે પ્રેમ જ.] આવી દ્વિધા કોઇને આવી હશે? કેવી અનિયમિતતા! માણસની કેવી કટુ સ્થિતિ? શું ઉપાય! જેટલો સ્નેહ તેટલી જ વિયોગસ્થિતિની દુ:ખી ઓછાવધતી અવસ્થા. મિત્ર અને પ્યારી સરખાં જ પ્રેમી નીકળ્યાં. અરે! પ્યારી અને મિત્રના વિયોગનું સરખું જ દુ:ખ. અફસોસ! હવે ક્યાં જાઉં? અરે! કૃપાળુ પ્રેમપ્રમુખજી! હવે ત્વરાથી પત્રલતા પાઠવી જણાવો કે શું કરૂં? મધુકર માટે પ્રમુખને તસ્દી આપવા ચિન્તન કરૂં? દુનિયા! કહે – પ્રમુખને આનંદી સ્થાન છોડી – મધુકરને મળવા અને મદદ આપવા – રાજ્યતંત્ર – તુચ્છતામાં કનિષ્ટ નષ્ટ સ્થાને પધારવા વિનવું?

"ન્હાનું મ્હોટું કોઇ નથી કદી પ્રીતરીતમાં."

(સિદ્ધાન્તપૂર્વક ન્યાય્યસૂત્ર.)

* * *

૧૦

સુમરી રોહા પ્રદેશ,
કચ્છ ભૂમિ :
૭ - ૫ - ૯૨.

સ્નેહી,

પુષ્પ વિનાનો બાગ તે બાગ જ નહિ, પણ " બન્યું તે બન્યું, નહિ બન્યું નહિ બને......... " સર્વદા શાન્તિઃ

બલિહારી છે પ્રેમગૃહસ્થ પ્રેમપુષ્પની પ્રેમમધુકર તરફની સ્વચ્છ પ્રીતિને. બલિહારી છે સુજ્ઞજ્ઞાતવ્યને. પ્રમુખની ઇચ્છાને સહસ્રકાળ બલિહારી છે.

તા. ૩૦ - એપ્રિલ ૧૮૯૨ અને શનિવારનાં ધન્ય ભાગ્ય છે. શું પ્રિય મિત્રને આ દિવસે દુઃખરૂપ થયો? સુખકર ક્યારે થશે? દિનકરના સુકરની પ્રભા સુખકર ક્યારે થશે? શીત રશ્મિની લલના - હૃદયભેદક - શીત કિરણપ્રભા દુઃખનિવારક ક્યારે બનશે? બાલાના સંયોગમાં મિત્રમુખદર્શન ક્યારે ઉમેરાશે?

દુનિયા — સૃષ્ટિ — જાળનાં દુઃખમાં સો પર પચાસ ભલે થાય પણ પ્રીતીકાર્યમાં તેમ થવું એ પ્રેમીને મૃત્યુ કરતાં વધારે દુઃખદ છે કેમકે

" મૃત્યુનું દુઃખ જે છે ભવિષ્યમાં તે કદી ન નડનારૂં -
" પડેલ ઘા સહેવાશે અધર ખડ્ગ તે સૌ સુખ હરનારૂં. "

પૃથુરાજ ચહુઆણને અંધાપાથી, કેદખાનાથી, ભારે ભારથી અને મૃત્યુથી દુઃખ નહીં થયું હોય પણ

સંયુક્તાના વિયોગિત અશ્રુપાતથી તેનું હૃદય પણ ખરે-ખાત સહસ્રધા ચીરાઈ ગયું હશે જ. શું બધા પ્રેમી છે? બધા પ્રેમી સરખા છે? પ્રેમી પ્રેમીના જ પ્રેમી હોય છે? દ્રવ્યના પ્રેમી ક્યાં ઓછા છે? વ્યસનપ્રેમી ક્યાં ઠેકાણે ઠેકાણે નથી? પ્રેમી તો બધા છે પણ બધા પ્રેમી સરખા હોય તો આપણો સમાજ શા માટે જોઈએ? પછી આપણે કરવાનું પણ શું રહ્યું?

હું શું લખું છું? વાંચ્યા અને જાણ્યા વિના લખું છું? પ્રમુખની પત્રિકાનું અવલોકન કર્યા વિના આ પુષ્પાંજલિ પત્રિકાને કેમ અનુસરે છે? પ્રેમવાક્ય લખ્યા પછી પત્રિકા -- જે આંખ આગળ જ છે - તે - નું દર્શન કરૂં છું તો પુષ્પાંજલિ અને પત્રિકા કાં મળે છે? શું પ્રમુખનું હૃદય જ મધુકરમાં આવી ગયું? શું કીડો ભૃંગ બની ગયો? ભ્રમરીની વિદ્યા મનુષ્યમાં આવી? પ્રેમી જીવ શું શેળભેળ અને એકમેક થઈ ગયા? 'બલિહારી' શબ્દે તો હદ વાળી! પ્રેમબંધનસ્મરણશાળામાં એક સિદ્ધાન્તનો ઉમેરો આપણે નહિ કરીએ?

"મનથી મળે છે મન બિન્દુ જેમ સિન્ધુથી."

આ આર્યાવૃત્તપર્યટનના સંયોગી - વિયોગી, દુઃખી - સુખી કાળમાં ઘડાએલું મધુકરનું વાક્ય પ્રેમપ્રમુખજી શું એક પ્રેમન્યાય્યસૂત્ર તરીકે નહિ માન્ય રાખે?

હવે તો પત્રિકા વાંચી લઉં. ઠીક. વાંચી. વિચારી.

પ્રત્યુત્તર :—

આવું શું? હાલ તો ઉન્હાં આંસુ જ. કાલની વાત

પરમાત્માધીન છે. મળવું? હવે ઈશ્વરની ઈચ્છા શું છે? * * *

પુષ્પને તો ચૂમું. ચુમ્બન લીધું. ગાઢ આલિંગન શા માટે નહિ? ઘટિત – અઘટિત પ્રેમમાં નથી. શરમનો ત્યાગ તે જ પ્રીતિનો વધારો અને પ્રીતિનું પોષણ છે એ નક્કી જ થઈ ચૂક્યું અને સૂત્ર પણ ઘડાઇ ગયું છે.

કાલાનુવર્ત્તન: — શું? બધાનું શું કામ? ચોવીશ-માંથી પંદર મિનિટ સમ કલ્લાક થાય છે તે જ લખું.

* * * ષટ્પદ તો મધુપુષ્પના મધુમકરન્દને જ અનુસરશે. પ્રફુલ્લ, દિન પ્રતિ દિન વિકસિત થતી કમલિ-નીનું અનુસરણ આ મધુકરને – સુખ અને દુઃખ, ચઢતી અને પડતી, સંપત્તિ અને વિપત્તિમાં સર્વદા, સર્વસ્થાને સમાન સુખકર છે, ઇચ્છિત છે, આનંદ-દાયી છે, માંગલિક છે, પ્રીતિપ્રગલ્ભ મિત્ર અને પત્ની-ના આલિંગનની સુવાંચ્છના સર્વવ્યાપક હો! એ જ આપણો હેતુ અને એ જ શ્રી મહા ચૂડામણિ ભક્ત-મંડળની ઈચ્છા.

પ્રમુખે શું નથી મોકલ્યું અને શું નથી પહોંચ્યું? દિલની દુનિયા, શિરનામાં મળ્યાં – પણ શિર + નામાં હવે ક્યારે મળશે?

કમલિનીને સૂર્યકરસ્પર્શનો પૂર્ણ લાભ મળ્યો અને તે કરમાણી નહિ, પ્રફુલ્લ બની અને મૂળ સ્થિતિ પ્રતિ-પાદિત થઇ એ જ મહાન્ ઉત્સવ અને એ જ પરમ ઇશની મહા કૃપા.

* * * નાં લગ્ન ગૃહસ્થને ત્યાં થવાનાં છે તે ગૃહસ્થ ગૃહસ્થ હો, ગૃહસ્થના ગુણ ગૃહસ્થપુત્રીમાં ઉતરેલા હો અને તે સૌભાગ્યવંતાં બેનની સાથે સંબન્ધ જોડી તે સજ્જન સુગૃહસ્થનું ગૃહસ્થાશ્રમ પૂર્ણ પ્રફુલ્લ થાઓ એ જ પ્રેમી સૌની ઈચ્છા. તે પૂર્ણ થાઓ. (તથાસ્તુ.)

પ્રેમીને તો

"ભભૂત લગાયો અલખ જગાયો –
ખલક કિયો સબ ખારો વે."

ચન્દ્રદર્શનથી ચન્દ્રકાન્ત દ્રવે તેને ટપકવા જ દો. સૂર્યોદયે શાન્ત થશે. પણ સૂર્યોદય ક્યાં? ક્યારે? ઈશ્વરાધીન.

હવે તો નક્કી જ કે: —

"પાનીકા પતાસા જૈસા તનકા તમાસા હૈ."

હું અને પ્રેમી એક છું, હું અને પ્રેમલતિકા સુખી, હું અને પ્રેમપ્રમુખ આનંદી તો સર્વ સુખમય છે. બાકી તો વિના (ચક) લક્ષ્મી દુઃખી થાઉં, વિના કુસુમાવલિ ગદ્ગદ બનું કે વિના રત્નપ્રભા આલાપ આદરૂં? વિલાપ અને ઉષ્ણ ગંગાપ્રવાહ લાવનાર હું ભગીરથ બનું તો સુવર્ણ ચંદન કલશને કોણ શાન્ત કરે? જે મારે તે જ તારે. મારૂં તારૂં કર્તવ્ય એક જ છે. રો માં, રડવું બંધ કર, રડવા ન દે. સુખી થા, સુખ આપ. મધુકર કાંઇ ધારતો નથી, ષટપદ કાંઈ વિચારતો નથી, ભ્રમર કાંઇ દુઃખી નથી. ભ્રમર મદમત્ત ગજના ગંડસ્થળનું આભૂષણ છે તે ભૂચર ભૃંગને સૂંઢ વતી દૂર કરે તો મકરન્દ વાંચ્છિતને કમલિ-નીની કુંજ ક્યાં દૂર કર તેમ છે! તે તો છૂટ્યો પડ્યો પણ

હસ્તિએ તો ભૂષણ ખોયું. આવા ભ્રમરને શું કહેવું ? તે તો દોઢ જાનવર છે – પણ આ મધુકરના પ્રાણ તો એક જ કમલિનીને ઇચ્છે છે અને બીજાં કુંજકમલ તો તેને વિષમય જ છે. ગજ ભૂષણ રાખે તો યે ઠીક છે અને નહિ તો હરકત નથી. લક્ષ્મી પરાગરહિત હોવાથી પ્રેમગૃહસ્થ મધુકરને તુચ્છ છે. મધુકર સત્તા ઇચ્છતો નથી પણ કમલમાં પૂરાઇ રહેવું. ભ્રમર પવનની માફક નિરર્થક પરાગ ઉડાવતો નથી પણ કમલદર્શનથી જ સંતુષ્ટ રહે છે. ભૃંગ કાષ્ટ કાપે છે પણ કમલિનીસૂત્ર પર કાપ મૂકી શકતો નથી. વિલસિત મુક્તાલતા તો મહાશ્વેતાની જ. મિત્ર-મૃત્યુના જ્ઞાનથી હૃદયઘાત તો ચંદ્રાપીડનો જ. પુંડરિક અને કપિંજલ, ચંદ્રાપીડ અને વશંપાયન, કાદંબરી અને મહાશ્વેતા સર્વ સ્થાને હોતાં નથી. હોય ત્યાં અવિચળ રહો. (તથાસ્તુ.) એ જ પ્રેમી મધુકરની ઇચ્છા અને એ જ પ્રેમમધુકરની ધારણા.

* * * પ્રીતિમાં પ્રીતિ ઉમેરાઓ. પ્રેમમાં પ્રેમ વધો. સુખમાં સુખ વધો. (તથાસ્તુ.)

* * * લિ. પ્રેમાધીન
સર્વસ્વહીન સર્વસ્વ
મધુકર.

૧૧

સ્વર્ગાન્ત,
૧૧ – ૫ – ૯૨.

પ્રિય આત્મા,

બા * ! તું તો હવે લાઠીએ આવીશ. આવીશ ?

પ્રેમ માટે તો આવીશ જ પણ દુરાત્મન્ રાજ્યકીય પુરુષો અને પ્રેમવિમુખ રાજ્યકીય બાબતો ત્હને છૂટો કરશે ? કરે તો જ આવવાનું – વધારે તો શું કહું ?

'સાગરે મોતી સમાણું.'

સબુર. પત્રલતાઓ આવી.

વાંચું ? શું હશે ? શાન્તિઃ. સારા જ સમાચાર. મિત્રનાં લગ્ન ! એ જ આનન્દ !

ત્રાષજનોના શાપનો તો અંત આવશે પણ તબિયત, પ્રેમ અને પ્રેમસ્થાન પ્રાણસમ ગણવાં એ શ્રી મકરધ્વજને વિનતિ.

લગ્નમાં પ્રમુખાજ્ઞાનુસાર વર્ત્તવા મધુકર સર્વદા તત્પર છે. હાલ કેવી અનિશ્ચિત સ્થિતિ છે ? હું અહીંથી ૧૫ મી તારીખે નિકળીશ અને તે જ દિવસે ર * * * * * સ * * * * * નાં લગ્નમાં પિતાની ગેરહાજરી ! ! ! લાઠીએ કયારે પહોંચીશ ? ઈશ્વરાધીન. ભુજ કેટલું રોકાઇશ ? ઈશ્વરાધીન – તો પણ લાઠીએ પહોંચવાની 'ડીબા' તરીકે તા. ૨૫મીએ (મોડામાં મોડી) લખું તો શું ખોટું ? લગ્ન કયી તારીખે છે તેના સમાચાર મને લાઠીએ જ અપાશે તો બસ છે. પત્રલતાથી કાંઇ માણસની કિમ્મત વધારે ગણાશે ? જેવી પ્રેમપ્રમુખની ઈચ્છા.

સર્વ આનન્દમય છે – આનન્દમય હો. (તથાસ્તુ.)

પ્રેમદંડવાહક * * ના આલિંગનની સાથે મધુકરના પણ કંઠાશ્લેષ.

૧૨

રાજ્યનાળશિરોમણિ,

૩૦ - ૫ - ૯૨.

સર્વ સ્નેહરહસ્ય રત્નાકર,

તા. ૨૮ ની સંશયયુક્ત પત્રિકા મળી. અગાડીની દીર્ઘ લઘુ સહુ પત્રિકાઓ ભેટી.

પ્રેમપ્રબન્ધ પ્રિય છે પણ પ્રપંચપ્રયાણ દુર્ઘટ છે. પ્રેમવિવેચન લંબાવતો નથી કેમકે પ્રેમ ગુપ્ત છતાં ઉજ્વળ દશ્ય છે.

શું છે ? ગુપ્ત શું ? શું કરવાનું ? શી ગતિ ? * * થી શું ? દંડવાહકથી શું ? બીજી પત્રિકા મળે ત્યારે વિશેષ વિવેચન થાય. પ્રેમીને પ્રપંચભારથી વિશેષ અસહ્ય કશું નથી. મધુકરને પરમાનન્દી ઝપાટા જોઈએ - વજ્રપાતના નહિ. ઈચ્છા હોય તો શું ન મળાય ? પ્રેમપુરાણ હાલ માકૂફ રાખવું અને તેથી કાદંબરીયુક્ત મધુર ભાષા પણ બંધ; કેમકે કઠોર રાજ્યકૃત્યોને કોમળ કાદંબરી યુક્ત નથી. સરલ સહજ સમજાશે. અનિશ્ચિત વિષયના ચિન્તનમાં ભાષાપુષ્પ વીણવાં અતિ કઠિન અને નીરસ લાગશે.

જંગલવાસી થવું નથી. દુનિયાને દાહ લગાડવો નથી. સત્તાધીશની અવગણના કરવી નથી. * * * * * * * * * પ્રેમીને

તરછોડવો નથી. * * * * *
* * * સર્જનને મળવું છે – પછી મરું યા જીવું.

લિ. તે જ પ્રેમી મધુકર
ચિન્તાતુર.



૧૩

સુતારપુર,
૩ – જુન – ૧૮૯૨.

પ્રેમસાગર, પ્રીતિરત્નાકર

સ્નેહી દુનિયા,

વીતી જતી નિશાનું દીર્ઘસૂત્રી ભ્રમરને, ઓચિન્તું ભાન આપતી અને ગીતિરૂપ પત્રિકાઓ પરમ દિવસ અને કાલ નિયમિત પ્રાપ્ત થઈ.

દીર્ઘ પત્રના દીર્ઘ પ્રત્યુત્તર ન મળે તેમાં મ્હારા કરતાં કુદરતનો વિશેષ વાંક છે. શું? તે સમજાશે.

પૂર્વાધિકારી પુનરપિ પ્રાપ્ત કરવા મથવું એ પગ પર પોતે કુહાડો માર્યાની બરાબર છે * * *

કૃપાળુ ગુરુજી * * એ સર્વોપરિ સત્તાધિકારીને બધી વાત કરી છે. * * * * ને રા (વૈકુંઠ = ગોકુળ) બોલાવવાની ગોઠવણ કરતી વખતે મ્હારે પોતાને પણ કહેવી પડી છે. એથી ગુરુનો પત્ર આવ્યો છે જેમાં દર્શાવેલું છે કે "સર્વ ઇતિહાસ મ્હેં કહેલ છે અને ત્હારે નક્કી કહેવો." વળી બીજી વખત પત્ર દ્વારા સૂચવે છે કે "કશો અંદેશો રાખવો નહિ. તે ત્હારી ઈચ્છાનુસાર વ્યવસ્થા કરી

આપી મનની શાન્ત વ્યવસ્થા સ્થિર રાખશે." મ્હેં વળી એક પત્રિકા સર્વસત્તાધિકારીને પાઠવી મળવાની ઈચ્છા દર્શાવેલી છે. વે * * * અથવા જૂ * * * મુકામે ભેટો થશે. તે વિના તો હવે છૂટકો નથી કેમકે પત્રિકાનો પ્રત્યુત્તર મળ્યો કે પ્રિયા છોડવી પડશે. હવે હાલ તો મ્હારો વિચાર - અમુક માણસને રજા આપવી અને અમુક અથવા કોઈ માણસની માગણી કરવી - એવો નથી, પણ અમાત્યની માગણી કરવી. પણ તે કોણ થશે ? કોને શોધવો ? મનની કેવી અસ્થિરતા ? ! ! ! કુદરતનો પત્રિકા ન લખાય તેમાં દોષ શો ? નેત્રવ્યાધિ. એ જ. આ માસ એ જ ચક્ષુ વ્યાધિ કરે છે. દર સાલે છે અને આ સાલે પણ સાલે છે. ગઈ સાલ સાથે સરખાવતાં ઘણી થોડી પીડા છે - પીડા ? - પીડા નથી પણ લાલાશ અને નબળાઇ અને લખવા વાંચવાની અશક્તિ છે, તેથી લખવામાં ઉતાવળ અને ટૂંકાણુ છે. કુદરત પાસે નિરુપાય.

તલફતી તાલાવેલીની પત્રિકા મળી. આજ કાલ તાલાવેલીનો જ સર્વસ્થાને સમય છે શું ? તેનું જ રાજ્ય પ્રવર્ત્તે છે શું ? ના - ના. શાન્તિઃ અને * * ની શિખામણ યોગ્ય છે.

૪ - ૬ - ૯૨.

એ બે મિત્ર મ્હને કાલે જ મળ્યા, એમનાં દર્શનથી મનને આનંદ, પૂર્ણાનંદ, પરમાનંદ થયો. હવે સર્વદા એઓ મ્હારી સાથે રહેશે. હું એમને ત્યજીશ નહિ તો એ મ્હારો ત્યાગ કેમ જ કરે ?

આજે તો ઝીણો ઝીણો વર્ષાદ વર્સે છે અને કાલે પત્રિકાના વર્ષાદથી મન શાન્ત થયેલું જ હતું તેથી આજે હર્ષનો પાર નથી.

પ્રિય ભત્રીજા માટે, અલબત્ત, કાંઇક તો મોકલીશ જ. મુંબઇથી આવશે કે રવાના (માણસ) કરીશ.

* * *

હવે શું બાકી રહે છે? કોઇ પ્રશ્નનો જવાબ બાકી તો નથી.

પહેલાં તો લખું કે વ્યગ્ર ચિત્તવૃત્તિ દૂર—ઘણી દૂર અદૃશ્ય થઇ છે.

Thanks પ્રિય તાલાવેલી વાળી પત્રિકાને.

તબિયત પણ મઝામાં છે. પ્રિય દેવી પણ આનંદમાં છે. ખરેખાત, એ અહીં ન હોત તો મ્હારી શી વલે થાત?

* * *

ઉપકૃત મધુકરનાં પ્રિય દુનિયાને
કોટિ અભિવંદન સહિત
સહસ્ર કંઠાલિંગન.



૧૪

લાઠી,

૪—૬—૯૨.

સ્નેહી પ્રિય નયનાનન્દક દુનિયા,

તા. ૩ની પત્રી મળી. વાંચી વિશેષ આનન્દ.

દુનિયાની સૂચના સર્વ પ્રકારે માન્ય છે પણ જે થઇ ગયું તે ન થયું નહિ થાય.

* * * પ્યારીના પત્રો જેટલા જ ઉલ્લાસથી દુનિયાના પત્રનાં દર્શન થાય છે.

રાજ્યકીય બાબતમાં તો * * *

શાન્તિ પર, જેટલો મુસાફરી પર પ્યાર હતો તેટલો જ રાખવાનો છે. સર્વ સ્થાને બુદ્ધાવતાર વર્તે છે, માત્ર નિજ સેવકોમાં નકલંકી. આટલો ફેરફાર અને આટલો જ ફેરફાર અધ્યક્ષજીને યોગ્ય લાગે છે?

* * ની કૃપા આજ કાલ અનહદ છે. રાજ્યકાજ અને સેવકો અથવા બીજી કોઇ બાબતમાં તેનો હાથ નથી અને તેમ કરવું પોતાને પસંદ નથી. આ રિવાજ સર્વકાળ વરતશે. એથી જ મ્હને અને તેને સુખ છે. પ્રેમ તેનો જ છે. હૃદય તેનું જ છે. આત્મા તેનો જ છે. શરીર તેનું જ છે. પતિપત્ની એક છે. સત્તા સુરસિંહની નથી. રાજાની છે – જેની સાથે * * * * ને કશો સંબન્ધ નથી. આ બન્નેએ વાતચિતથી નક્કી કરેલ છે. વર્ત્તણુકથી અનુભવેલ છે અને અનુભવાશે. (તથાસ્તુ.)

મ્હારી સાથે * * સિવાય હાલ કોઇ નથી, છતાં દુનિયાને બોલાવીશ નહિ કેમકે મ્હારે હાલ અહીં રહેવું નથી.

* * ને મળ્યા બાદ આશરે પંદરેક દિવસ સહ પ્રિયા હું મુમ્બઈ જઇશ, જેથી મ્હારા તન મનને શાતા થશે અને દેવીની તસવીર પડાવવાનો પણ આ મુસાફરીનો મુખ્ય હેતુ છે. બાનું દેવીની તબિયત અને મ્હારી આંખો.

સત્ય વિષે સ્વર્ગમાંથી સંદેશા આવે છે કે આનંદમાં છે. * * * * * *

કાદંબરી અને મહાશ્વેતા માત્ર રાજ્યકાજમાં સમ સ્થિતિ ભોગવશે. મનની સ્થિતિ તો મધુકરજી સારી જ ભોગવશે કેમકે તેને સુખ માટે પુષ્પના પરાગ સિવાય બીજું કશું જોઇતું નથી.

## ૧૫

## " शान्ति "

શી નવાઇની વાત! હે પ્રિય શબ્દ! તું એક દિવસ મ્હારો હતો અને ત્હને બંધન નહોતાં. તું ચોરાઇ ગયો. આર્યોની કુળા કૌશલ્યા જેવી જ ત્હારી સ્થિતિ થઇ. પાછો મ્હને મળ્યો. તેથી ત્હને ઈન્વર્ટેડ કૉમાઝથી (અવતરણ ચિહ્ન)થી બાંધી લીધો છે. પણ એ તો વધારે દુઃખદ. તુ જ્યાં હતો ત્યાં જ હું હતો, તેથી આપણે જુદા જ થયા નથી, તેથી કાલથી ત્હારૂં બંધન તોડી ત્હને સ્વતંત્ર કરીશ – મ્હારો જ હતો અને પાછો મ્હારો જ કરીશ.

પ્રિય પત્રલતાઓ! શું તમારા કટકા થાય છે? પહેલાં તમે શું હતી? ચીંથરાં અને કટકા – પછી કાગળનાં થોથારીઆં. આ કાગળનાં થોથારીઆંનો ચૂરો બને છે પણ પત્રલતાઓ તો હૃદય અને સંગીત પુસ્તકમાં બિરાજે છે. શું દુનિયા, જ્યારે તે પુસ્તક ઉઘાડશે ત્યારે, તમને પ્રેમદષ્ટિપાતથી પુનઃ પવિત્ર કરશે?

અલબત્ત, દુઃખ પછી સુખ છે જ.

પ્રિય હૃદયાનન્દક

પ્રેમસાગર,

સત્ય જ છે. લખાણુની પદ્ધતિ ફેરવવી એ કઠિન છે.

પ્રેમવિભાગ અતિ ઉત્તમ અને સર્વમાન્ય છે તો દુનિયાદારીના કયાં ન્યૂનતાવાળા છે? મધુકરને તે વાંચી કેટલો સંતોષ થયો? * * * * * *

૧૩ - ૬ - ૯૨.

અમારે આજ જ હમણાં ચાલવાનું થયું.

લિ. એ જ મધુકર - દુનિયા છોડી દુનિયા જોવાના વિચારમાં - શું દુનિયા છે???



૧૬

લઘુપત્રિકા

એ જ.

૧૮ - ૬ - ૯૨.

પ્રિય,

પત્રો, કવિતાઓ અને પાદપૂર્તિ મળ્યાં.

આનંદ! આનંદ!

શુભેચ્છક ભાઈ સ્થિતિ સમજાવશે. પ્રપંચપૂર-વાસીઓનો વિચાર કરી યોગ્ય લાગે તો તુરત જ આવવું. આમ શા માટે લખવું પડે છે? કેમકે શુભેચ્છક ભાઈએ ગિરિનરની છાયામાં કહ્યું હતું કે હાલ દુનિયાને ભેટવું યોગ્ય નથી. વિચાર કરવો. યોગ્ય લાગે તો આવી સુખસાગરમાં ભોળવો.

લખતાં હૃદય ફાટી પડતું નથી – એટલું જ. વિશેષ શું લખીશ? પણ આજ નહિ. કાલે.

લિ. હું એ જ

લ્હારો

મધુકર.



## ૧૭

લાઠી,

૨૦–૬–૯૨.

પ્રિય સ્નેહી દુનિયા,

શું પત્ર નથી મળ્યા? આશ્ચર્ય! અતિ આશ્ચર્ય!! અત્યંતાશ્ચર્ય!!!

દુનિયાનો આજનો લખેલ પત્ર પહોંચ્યો.

* * * * * *

મુસાફરીમાં પત્ર ન લખાણો તેને માટે માફી માગું છું પણ તેમાં હવે વિચારફેર થયો છે. જે મુસાફરીમાં દુનિયાને પત્ર ન્હોતો લખાણો તે મુસાફરીમાં સત્તાધીશ પણ હવા ખાત. વગર પ્રસંગે ઘસરડવું – (આહા! કેવો અયોગ્ય શબ્દ? તો પણ પ્રેમી પાસે જ ને – કશી ફિકર નહિ.) કંટાળો આવે છે. કાગળ લખવા પર જેટલો પ્રેમ હતો અને જેટલો ઉત્સાહ હતો તેટલો હવે નથી. કારણ ગમે તે હોય! શું પ્રેમની સ્થિતિ બદલાણી? ઉંચો ચડયો? અલબત્ત, તેમ જ. નીચો ઉતરે તો તો ધિક્કાર છે આ જિન્દગીને. તો પણ પ્રમુખનો શું વિચાર છે?

મ્હારા અગાડીના પત્ર પર વિચાર કરી યોગ્ય લાગે તેમ કરવું. હાલ સલામ.

આલિંગન મધુકરનાં.



૧૮

લાઠી,

૨૭ – ૬ – ૯૨.

પુષ્પ,

ગીતિ

મધુકર મધુકરનાથી મધુર પુષ્પના મધુને વધુ ચાહે;
તે પ્રેમી પૂરાને પુષ્પ પાંખમાં પુરી ભલે તાવે. (પુષ્પ.)

મધુકર.



૧૯

લાઠી,

૭ – ૧૧ – ૯૨.

સર્વસ્વ હૃદય,

પત્રિકા મળી. કેટલું દુઃખ ? શું હજી જ્વર છે ! ઈશ્વર ઇચ્છા. મ્હારૂં પત્ર મળ્યું હશે. ત્હારૂં પત્ર બીજું હમણાં મળ્યું.

હજી તમારે સિદ્ધાન્ત ફેરવવું પડશે. જે તમે સિદ્ધાન્ત હાલ બાંધ્યું છે તે મેં પણ બાંધ્યું હતું. હવે કાંઇ મ્હારી સ્થિતિ તો બીજી છે. "દુઃખ અસહ્ય છે" એ દ્વૈતવાદ છે. આ સિદ્ધાન્ત પછી અમુક વખતે તે

જ દુઃખની અસહ્યતામાં કાંઈક આનન્દ પ્રેરાય છે અને છેલ્લે અદ્વૈતવાદ સ્ફુરે છે. કોઈનું દુઃખ, કોઈનો વિયોગ આંખે અથવા કાને જોઇ અથવા સાંભળી એકદમ કરુણા ઉત્પન્ન થાય છે અને નિઃશ્વાસની સાથે પ્રેમી સાંભરી આવી, "આ પણ એ પ્રેમી જેવો જ એક આત્મા છે, તે વિચારની સાથે દયા તે દુઃખી ચિત્ર - ભલે તો પુસ્તકમાંનું હોય તો પણ તે - પર ઢોળાય છે. આ પ્રમાણે - જે પ્રેમ પહેલાં શંકામય હતો, પછી વિયોગમય ભાસ્યો, વિયોગમાં સુખ અને પછી દુઃખમય ભાસ્યો, સ્થિર થયેલો ભાસ્યો, વિયોગથી પાછો દુઃખસુખ-મય ભાસ્યો તે જ પ્રેમે પ્રાણીમાત્ર પર પ્રેમ ઉત્પન્ન કર્યો, તે જ અદ્વૈતતા આણી અને તે જ પરમ અભેદના કેન્દ્ર પર્યંત પહોંચાડશે. અસ્તુ! આહા! શું પ્રેમની અગાધ ખૂબી!!! તે તો પ્રેમી જ - સમજી જ શકે - ન લખી શકે કે ન બોલી શકે. નમસ્કાર છે આવા પ્રેમદેવને.

હવે અલમ્. હૃદય ઘડી ઘડી કે ફાટી જાય છે * * *

પુત્રને નમસ્કાર. તે જ પૂર્ણ અદ્વૈતવાદી છે, સુખી છે.

સ્નેહીનો સ્નેહ સ્વીકારવો

નહિ પ્રણામ કે આલિંગન.

૨૦

લાઠી.

૨૦ - ૧ - ૯૩.

સ્નેહી હૃદય,

પત્ર બધાં મળ્યાં. ખરેખાત, આવી પ્રવૃત્તિ કદી

અનુભવી નહોતી ! શાલા છોડયા બાદ અને પ્રવાસ પછીનો રાજ્યપદ પહેલાંનો આ યુગ જ એવો છે. સ્નેહી અને સ્નેહ હું ભૂલ્યો નથી, પણ અનવકાશ એટલી બધી છે કે પત્ર લખવાનું મનમાં ને મનમાં રહી જાય છે.

સર્વ જાળ અસ્તવ્યસ્ત થઇ ગઇ અને હાલ રાજ્ય સોંપવાનો સમય "પહેલી માર્ચ – ૧૮૯૩" છે – જો ફેરફાર ન થાય તો. ભાઇને તે સમય ક્યારે આવશે? તેની આતુરતાથી રાહ જોઉં છું. ભાઈ પણ સરખા જ પ્રવૃત્ત હોય તેમ લાગે છે. પત્ર આવે છે પણ લઘુ પત્રિકા સિવાય બીજું નથી. હૃદય જાણતું હોય તો મ્હને ખબર આપશો જ.

પ્રેમમય ફ્કરાનો ઉદય અને "ડીંભા" ની શરૂઆત ક્યારે થશે? ઈશ્વર જાણે.

* * *



૨૧

લાઠી,

૨ – ૨ – ૯૩.

સ્નેહી હૃદય,

ત્હારું પત્ર મળ્યું. વાંચી ખેદ અને આનંદ થયો. "ર * * *" ની લાગણીઓ તીવ્ર અને અક્કડ હતી. "કાઠીઆવાડી મુત્સદ્દી" ની ખટપટજાળનાં દર્શન પણ થયાં ન હોતાં, "દાબ" શું તે સમજતા ન હોતા, તે હવે એકદમ રેશમનો કીડો બની ગયા ! મ્હારી અને એમની સ્થિતિ એક જ બાબતમાં સરખાવી જુઓ :

મ્હારો એક ખવાસ રસોઇયો મ્હને "ઢીંઢું" કહે તે હું સહન કરી રહ્યો તો ભાઈની સાથે એક * * * ભરડો બેસે તેમાં શું આશ્ચર્ય! હું ભાઈની સ્થિતિ કરતાં હલકી સ્થિતિમાં હતો, મ્હારી સાથે રહેનાર "જાની" અને સર્વ એક જ મંડળ હતું, મ્હને કોઇ સલાહ આપે એમ નહોતું, છતાં મ્હેં યત્ન જારી જ રાખ્યું હતું. સાત પૂરાં વર્ષ હું "દાબ"માં – વાદળમાં ઘેરાયો રહ્યો અને આજ જંગલમાં ચંડૂલ જેવો સ્વતંત્ર છું! "દાબ" અને પરતંત્ર અવસ્થામાં પણ સુખી અને ખૂશી રહેતો, આજ પણ તેવો જ છું. મ્હારી સ્થિતિથી મ્હારી "દુનિયા" ક્યાં અજાણી છે? હું દુઃખ ગણતો નહોતો, પણ દુઃખમાં દુઃખ પડતાં તેમ તેમ મનુષ્યહૃદયની ચિકિત્સા જોનાર વૈદ્ય બની હસતો હતો. દુનિયાનાં દુઃખ મ્હારાં હૃદય પાસે આવતાં નહોતાં અને ભાલાના ઘા ફુલ જેવા લાગતા. મ્હને દુઃખ આપનાર ભાલાના ઘા માત્ર કોમળ પ્રેમપુષ્પના જ ઘા હતા, તે હું સહી શકતો નહોતો અને તે જ દુઃખે આ શરીરને, પ્રવાસમાં, બે દિવસમાં ચૌદ શેર ઓછું કર્યું હતું! આ ઉપરથી એક સિદ્ધાન્ત લાધ્યું કે :–

"કુમળું હૃદય એક પાસા કમળથી પણ કોમળ છે અને બીજી પાસા વજ્રથી પણ કઠિન હોઇ શકે છે."

ભાઇને માટે કાંઇક તો કરવું જ જોઇએ આજે. આ પત્ર દ્વારા આજે બધા ઉમળકા કાઢવા હતા પણ

વચમાં બીજું કામ આવી જવાથી વિચાર અસ્તવ્યસ્ત થઈ ગયા તેથી અલમ્.

"શુભેચ્છક ભાઈ" માટે તમારા કહેવા મુજબ ગોઠવણુ કરીશ.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

લિ. ત્હારો શુભચિન્તક

સુરસિંહ.

સહસ્રાલિંગન.



૨૨

લાઠી,

૧૬ – ૩ – ૯૩.

સ્નેહી,

પત્ર બધાં મળ્યાં.

નિરુત્તર પત્રની સાથે પડચાં રહ્યાં તેનું કારણુ માત્ર એટલું જ કે આટલા દિવસ હું ડા * * * * * ના પત્રની રાહ જોયા કરતો હતો. એઓ અહીં આવવાના છે. તે જ અવસરે "દુનિયા" પણુ અહીં હોય એવી યોજના કરવાનો હતો અને છું. તમે તૈયાર રહેજો કેમકે ડૉ * * * * * નો તાર આવશે કે તુરત તમને તારથી બોલાવીશ. "જો ઘડી ગઈ આનન્દકી જીવનકા ફલ સોહી"!

* * * મ્હારા હાથમાં હશે ત્યાં સુધી ગોઠવણ કરીશ, પણ આકાશ ગલોલી લાગી ગઇ તો નિરુપાય. અહીં નવી ગોઠવણમાં એવી ગોળી ઘણી વાગી છે.

મ્હારાં શરીર અને મન પરનાં વાદળાં તો બિલકુલ ઉડી ગયાં પણ સ્ટેટ પર હજી ઘણાં વાદળાં છે. તે દૂર કરવાને મ્હારૂં એક સિદ્ધાન્ત:–

"આંખ, કાન ઉઘાડાં અને મ્હોં બંધ"

કેટલેક દરજ્જે ફેરવવું પડશે પણ તે સ્વતંત્ર થયા બાદ જ. હાલ જોઈ, સાંભળી, અનુભવ મેળવવાનું હું મ્હારૂં કામ સમજું છું અને પછી અનુભવનો ઉપયોગ કરવો પડશે – ત્યારે – હાલ હું કોઇને ગુલાબના ફુલથી પણ નથી મારતો પણ – લાકડીનો ઉપયોગ પણ કરવો પડશે. એ કાંઇ મુશ્કેલ નથી. બુદ્ધાવતાર પછી કલ્કી અવતાર થાય એ સ્વાભાવિક છે. હાલ આટલું બસ નથી? મળશું ત્યારે વાત નહિ કરીએ? આટલાથી બધું સમજી નથી ગયા? શુ * * * ને પત્ર લખવાની જરૂર છે?

અત્ર કુશલ, તત્રાસ્તુ.

લિ. શુભચિન્તક
સુરસિંહજીના
સ્નેહાલિંગન.



## ૨૩

લાઠી,

૧૮ – ૮ – ૯૩.

વ્હાલા આત્મા,

આનંદ! આનંદ! આનંદ!

હરિઈચ્છાની બલિહારી છે. પ્રેમીને સુખદુઃખથી રડાવવાં એ તેનું કર્ત્તવ્ય છે. ખરેખર:–

" આ ઉર અશ્રુ ભરેલું પિયા માન
" સંયોગ સુખમાં, વિયોગ દુઃખમાં –"

જીવનાનન્દ! ત્હેં આવાં અશ્રુનો ઘણો અનુભવ લીધો છે.

પ્રેમપુષ્પનું નામાભિધાન શું રાખવું? * * * * * ૫ અક્ષર તેની રાશી પ્રમાણે આવે છે તે જોવાનું સ્વાભાવિક મન થયું તેથી પંચાંગમાં જોઈ લીધું. પહેલાં બે નામમાં અર્થ તો ઘણો સારો છે પણ "Thanks" (થેંક્સ) ના અતિ ઉપયોગથી જેમ તેનું માહાત્મ્ય ઓછું થઈ ગયું છે તેમ તે બે નામનું પણ છે — "પુષ્પ" એ મ્હને મઝાનું લાગે છે પરંતુ તે એનું નામ દુનિયા માટે છે. આપણી જીભ માટે તો તમે જ કાંઈ સારૂં ટૂંકું નામ નક્કી કરી લખી મોકલજો.

ઈશ્વર સૌનું કલ્યાણ કરો – અસ્તુ.

લિ. સ્નેહાધીન

સુર –.

પુષ્પ – ને ક્યારે જોઈશું?



૨૪

લાઠી,

૮–૧૦–૯૩.

વ્હાલા જીવન,

શું લખું ? પુનર્જન્મ માન્યા વિના છૂટકો નથી. વ્હાલા ! વિચાર. આ ભવમાં આપણાં એવાં શું કર્મ હશે કે બચ્ચાં વિધિ આપે છે, (ન જોઇએ છતાં આપે છે), આપીને ઉછેરી રમતગમત આપે તેવું થાય છે ત્યાં ઝડપી લે છે. ચિ. મ * ચિર કાલ જીવી આપણને આનંદ આપો. મ્હને તો કાંઇ લખવાનું સૂજતું નથી – શુભ કલ્પના પણ મગજમાં આવતી નથી. પરાણે લાવું છું અને પાછી ચાલી જાય છે. નવી નવી ધાસ્તી પેદા થાય છે, * * * ત્યાં પણ કાંઇક ભય લાગે છે. એ ભય સાચો નહીં જ હોય, પાછળ દૃષ્ટિ કરતાં દુઃખ દુઃખ દેખાય છે. વર્ત્ત-માન તો દુઃખ દુઃખમાં વહ્યો જાય છે. ભવિષ્યના અંધારા પડદા પાછળ કાંઇ ઘુરકતું, કાંઇક ભય, કાંઇક ડોળા કાઢતું દૃષ્ટિગોચર થાય છે. શું છે તે ઈશ્વર જાણે. સુખની તો કલ્પના પણ થતી નથી.

આર્યો પરનો તમારો કાગળ વાંચ્યો. તે પણ અશ્રુ-વાળો જ મ્હને તો લાગ્યો. મ્હારી આંખમાં પણ કમળો છે.

તન તો હજી સુધી સારૂં છે. ર * * ની તબિયત સુધરે છે.

લિ. દુઃખી કલ્પનામય

હૃદય.



## ૨૫

" વદને બહુ નીર ભરાય, સખે !
" તનુ ચેતન માત્ર હરાય, સખે !
" જલને પડદે સઘળે નિરખું."

" વિધિ ફાવી ચૂકયો કરી સર્વ ક્રિયા,
" મનના રથ તે મનમાં જ વહ્યા."

શું લખાય ? મનાતું પણ નથી. આહા ! ખોટું હોય તો કેવું ? આવા આવા મિથ્યા તરંગ મુંઝવ્યા કરે છે. એ રત્ન મ્હેં તો દીઠું પણ નહિ ! ઓહો ! કેટલી હોંશ હતી ?

" *Man proposes & God disposes* " એ મહાવાક્ય આપણી સ્થિતિવાળા જ કોઇ પુરુષના હૃદયનું છે.

ત્હને શાતા વળે એવું હું કાંઈ લખી શકું તેમ નથી. અરેરે ! એ માતાની સ્થિતિ મનમાં આવે છે ! કોના પર દયા લાવું ? જે થવાનું હતું તે થયું અને થવાનું હોય તે થાવ.

૨ * * હાલ શરીરે સુખી છે — એ તો મનમાં પણ સુખી છે. " *Ignorance is Bliss.* "

ત્હારો જ – કોનો ?

અરેરે ! અહીં તો કોઇ કોઇનું નથી !



૨૬

લાઠી,

૧૩ - ૨ - ૯૪.

પ્રિય બા * ભાઈ,

પત્ર મળ્યું, પત્તાં મળ્યાં. આવવું એ આપણે નિશ્ચય કરી નાખ્યો હતો પણ - "*Never be too sure*" એ ઇંગ્રેજી કહેવત બહુ સારી છે. ભવિષ્ય પર અતિ વિશ્વાસ રાખવાથી માણસને દુઃખ થાય છે. * * * "ના" તો આવી પણ તે "કારેલા"ના શાક પર આવી. "કારેલા"માં "ક્વિનાઈન" ભળ્યું. પણ, શંકરે વિષ પીધું હતું તો તેના દાસ આટલું કડવું તો સહેજે પી શકે. એ તો અમારૂં "રોજકામ" છે. આનંદ તો થડથી જ ભાંગી પડયો પણ એ ખેદ સિવાય પણ ખેદ થાય તેવી વચનવૃષ્ટિ બે દિવસ સુધી સાંભળી. હવે, આ હકીકત બધી લખી તમને વધારે ખેદ કરવાથી કાંઇ ફાયદો નથી. ટુંકામાં, હવે મ્હારાથી આવી શકાશે નહિ.

* * *

અત્ર કુશલ. તત્રાસ્તુ.

સ્નેહાધીન

સુરસિંહ.

* * *



## ૨૭

મુંબાઇ,

૧૧ - ૪ - ૯૪.

* * * કાગળ આટલો મોડો લખું છું તેનું કારણ ૨ * * બિચારી બહુ જ માંદી પડી હતી. બહાદુરજી જેવો ડાક્ટર મળ્યો અને ઈશ્વરકૃપા તેથી જ સારૂં થયું છે.

હું આપને ભૂલી જઈશ એ શંકા શા માટે રાખો છો? અરેરે! બિચારા રાજા! રાજા હું શા માટે થયો? આપના મનમાં જે શંકા આવે છે તેનું કારણ સુરસિંહનું હૃદય નથી પણ તેનો જન્મ છે, તેમાં આપનો કે મ્હારો દોષ નથી, પણ વિધિનો દોષ છે. હું પત્ર નથી લખી શક્યો - બહુ લાંબી મુદત સુધી નથી લખી શક્યો - તેમાં મ્હારો દોષ ખરો. પણ આપ ક્યાં હશો તે હું જાણતો નહોતો. ધાર્યું હોય તો જાણી શકત ખરો. હવે માફ કરો.

* * * અહીં તો હું કાંઇ વાંચતો નથી પણ શેલી વાંચી હું હાલ વર્ડ્સવર્થ વાંચું છું. * * *

ત્યાંના રાજા કેવા છે? અમલદારો કેવા છે? રાજ્ય "કાઠીઆવાડી" રાજ્ય છે કે કાંઇ સુધરેલું?

સ્નેહાધીન

સુરસિંહ.

["પ્રિય માસ્તર સાહેબ"ને પત્ર.]



## ૨૮

બુધ,

વ્હાલા બા *,

પત્ર મળ્યું. ભાઇની તબિયત આવી રીતની સાંભળીને બહુ ખેદ થાય છે. ભાઇની તબિયત માટે બહુ ચિન્તા રહે છે. ત્યાં એક વખ્ત આવી જવા વિચાર થાય છે પણ બે ત્રણ દિવસમાં – કયારે તે નક્કી નથી – * * *

હાલ મ્હારી તબિયત તો ઘણી જ સારી છે. મુંબાઇમાં છેલ્લા દિવસો બહુ જ વર્ષાદ અને મુંઝવણમાં જવાથી તાવ આવ્યો હતો. * * *

પત્ર વંચાવ્યું. શું ઉત્તર હોય? ભાઇઓ – આવા ભાઈઓ – સુખદુઃખમાં ભાગ લેનાર કોઈને જ હોય છે. ઈશ્વર એવી લાગણી જિન્દગી પર્યંત જાળવી રખાવે. બાકી મ્હને તો આ જિન્દગી પર હમણાં તો કંઇ કડવા વિચારો આવે છે.

ભાઈને કયારે મળાય? ત્હને કયારે મળાય? હવે તો એક દિવસ ખસવ્યો ખસતો નથી. ભાઈની તબિયતના ખબર વારંવાર આવ્યા કરે એટલી જ હાલ તુર્તમાં તો આશા રાખવી એ યોગ્ય છે પણ આશાને ને યોગ્યતાને કે દી બન્યું છે?

* * ને તાઝિમ. * * * વિગેરે ઈચ્છાનુસાર આવશે જ. હાલ તો વિચારો બધા શીવાઇ ગયા છે.

મળવું એ જ જપતો –

સુ.



૨૯

લાઠી,
૬ – ૮ – ૯૪.

વ્હાલા આત્મા – જીવન,

અરે રે! પુષ્પ તું વ્હાલા!
રડે છે કાં? રડે છે કાં?
હું ભોગી ભૃંગ જુદો ના,
વિચારી જો, અરે વ્હાલા!

ન રહેવાયે રુદન ત્હારૂં –
કૃપા કર! કાં રડાવે તું?
હવે કાવ્યો નથી મીઠાં,
હવે આંસુ નથી મીઠાં,
હવે પત્રો નથી મીઠાં,
હવે આનંદ છે ક્યાં – ક્યાં?
બળ્યો, દાઝયો, બન્યો કાળો
હું પ્રેમી આ ભ્રમર ત્હારો.

ગયું ગાવું, ભ્રમણ કરવું,
રહ્યું રડવું, રહ્યું મરવું.
અરે! આવા વિકટ્ દી મ્હેં
નસીબે કાં લખાવ્યા? રે!
કહું શું દૈવને – દુઃખિયો :–
"હતો સુખિયો – હતો સુખિયો"?

હવે મળવું?

એ જ ભૃંગ.



૩૦

લાઠી,
૨૭ - ૧૧ - ૯૪.

પ્રિય પાન્થ,

"સેંકડો બાયદે કિયે પર ન હુવા એક વફા" એ કહેવાનો વખ્ત આવ્યો! કાલનું કાલ ક્યાં પૂરૂં થાય? હવે તો આજનું કાલ થાય તો સારૂં. "કાલે આવું છું" - "સાત દિવસ પછી" હજુ વળી એક "કાલ"?

બનેલી બીના પણ મળશું જલદી - એ વિચારથી લખી નથી. તમે જાણવાને આતુર છો એ હું જાણું છું માટે જ લખીશ નહિ. કેમે કરતાં વહેલું આવવાનું બને? તેનાં આ વલખાં જ હવે તો લાગે છે. આ વખતે બધાં જ પ્રયત્નો ફલહીન નીવડયાં છે. * * * આ ફલહીનતાનો હવે વહેલો અંત આવે તો બહુ સારૂં.

સુમનના પશુપતિ માટે મ્હારે કાંઇ જ લખવાનું નથી. આ સમયમાં કાંઇ જ લખી શકાય તેમ નથી. માત્ર એ કાવ્ય એમનાં શ્રેષ્ઠ - સુન્દર માંહેનું એક છે એટલું જ લખી શકું છું.

* * * * * *

વર્ડ્સ્વર્થનું મ્હોટું કાવ્ય વાંચવું આજથી શરૂ કર્યું છે. ખરેખાત, બહુ સુન્દર છે. ભાઈ તે વાંચે તો ઘણું સારૂં. પણ શેલીનું શું? વાંચવાનું કામ જરા વધારે નિયમિત રખાય તો તેમાં પૂરો સ્વાદ પણ આવશે અને બહુ આનન્દ મળશે. તુટકે તુટકે વાચનને હું વાચન

જ કહેતો નથી. તેમ વાંચવાથી કવિનું હૃદય કદિ સમજી શકાશે નહિ. તમે શેલીનું કુવીન્ મેબ વાંચો છો પણ તેને કેટલા દિવસ થયા? તે એક કાવ્ય પૂરૂં કરશો તો પછી મને ખાતરી છે કે ભાઈ શેલીને હાથમાંથી મૂકશે નહિ.

હાલ તો એ જ.

આવો છો ક્યારે?

સર્વદા સ્નેહનો

સુર.



૩૧

સ્નેહીઓ -

હવે તમને શું કહું? રાજ્યકાજમાં હજારો આફતો આવી પડે, વિષની કોશેષો થાય, દારુણ દુઃખ સહેવાં પડે પણ તેથી આ શરીરના લોહીનું એક ટીપું પણ અવટાશે નહિ પણ જ્યારે તમે આ મધુકરનો ત્યાગ કરશો ત્યારે જ તેનું મૃત્યુ છે. હાલ એટલું જ. * * *

આનન્દ – આનન્દ – આનન્દ.

લિ. સ્નેહી મધુકર.

હાલની પત્રલતાનો ચૂરો બનાવવામાં આવે છે.

G. S.

મુંબઇ જવાનું નક્કી જેવું જ થઇ ગયું છે.

૨ – હવે મ્હારે દુશ્મનને મિત્ર ગણવો પડશે અને કેટલાક સ્નેહીઓને બહારથી દુશ્મન વત્ દર્શાવવા પડશે. એ સિવાય છૂટકો નથી. મનની કિમ્મત તો મનમાં જ રહેવાની.

ભાઇ, પ્રિય, સ્નેહી, બંધુ, દુનિયા --

" કહી કિનોસોં ના રહી સજ્જનકે ગલ બાંય,

" ઢલતી ઢલતી યું ઢલી જયું તરુવરકી છાંય."

સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ. તેની કાંઇ ચિન્તા નહિ.

❦

૩૨

લાઠી,

૧૫ - ૧ - ૯૬.

વ્હાલા,

શું લખું ? દિવસ કેમ કેવા જતા હશે ? કવિતા વાંચવી, કવિતા લખવી અને સ્વામીજીની વાતો સાંભળવી. " વાતો " એ બા * હોય ત્યારે કાંઇ જુદી જ હોય અને હમણાં તો માત્ર સંસ્કૃતના જેમ પાઠ શીખવા, તેમ નીતિના પણ પાઠ શીખવા. " વો ભી દિન ગુઝર જાયગા."

કવિતાનાં પ્રુફ્સ આવતાં હશે. તેમાં તેને એક સૂચના આપજે. જેમ બીજાં વૃત્ત ચાર લીટીએ પૂરાં થાય છે અને ચાર ચાર લીટીએ અંતર રાખી છપાવવાં તેમ અનુષ્ટુપ્‌ની ચાર લીટી ( ખરી લીટી બહુ ટૂંકી હોવાથી ) બે લીટીમાં આવી જાય છે અને બે લીટીએ એક વૃત્ત પૂરું થાય છે એટલે અનુષ્ટુપ્ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં જેટલો અંતર બીજાં વૃત્તોમાં ચાર લીટીએ રખાય છે તેટલો અંતર અનુષ્ટુપ્‌માં બે લીટીએ રાખી છાપવા કહેજે. ગઝલમાં બધે જ બબ્બે લીટીઓ જુદી પાડવી. અને છેલ્લે ત્હારી

પાસે પ્રુફ્સ આવે ત્યાર પહેલાં એટલી સૂચના આપી દેજે કે જ્યાં લાલ સીસાપેનની વચમાં લીંટી કરવામાં આવે ત્યાં દરેક વૃત્તથી અંતર બમણું રાખી લીંટી નીચેની લીંટી પેરેગ્રાફ માફક જમણા હાથ પર જરા શરૂ કરે. એ જ.

સ્નેહાધીન

સુ.



## ૩૩

## ક્ષમા



દુઃખ તુંથી ન થાય મ્હને કહિ એ
કહિ દે દુઃખ તો સુખી તે જ દુઃખે !

* * *

* *

વ્હાલા,

ઉપલું વાંચજે. તેને માટે શું અભિપ્રાય છે તે લખવા કરતાં, ઈશ્વર ઈચ્છા તો, હવે રૂબરૂ જ કહેજે.

* * * * ગમે તે થાય પણ મળવું એ તો મનમાં નક્કી છે તો પ્રસંગે બેપ્રસંગે મળવું એટલો જ આનન્દ આપશે – અંધારામાં પણ ગોળ ગળ્યો જ લાગશે. * * *

કાલે પરિણામનો જવાબ આપી શકાશે કે નહિ તે પણ ઈશ્વર જાણે. * * *

આપનો

સુ.



૩૪

લાઠી,

૬ – ૪ – ૯૬.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું.

પ્રવૃત્તિ બ્રવૃત્તિ તો ઠીક પણ * * ને જરા તાવ આવે છે. * * * સોમવારે તો તદ્દન આરામ થઈ જશે એવું કાંઈ કલ્પી આપને મંગળવાર આપ્યો છે. "આપને" તો એટલા માટે કે એકને લખતાં બેયને લખી જવાય છે. એ * * * શેઠનાં પોષાકનાં ચીંથરાં જેવું જરા કરી લઉં – વળી "ખતુડીનો ભનિયો" એક વખ્ત થઈ ગયા પછી સ્પષ્ટતા ન રખાય તો "ભનિયો!" "ભનિયો!" થાય. પણ – મંગળવારે તો નક્કી જ આવીશ. (ઈશ્વરઇચ્છા તો.) તેમાં કાંઇ શંકા રાખવા જેવું નથી. (ઈશ્વરેચ્છા) એ લખવું જોઇએ. બંને ભાઇઓનું સાથે ઉકેલી દેવામાં તો કારણ ત્રણ છે :– (ઉકેલી દેવાનું! ઠીક છે – જરા ગોળ ખાધા જેવું.) એક તો એ જ – ઉન્હાળો – તેમાં * * * ની બીક, તાવ પાછો ન ચડી આવે તેની ધાસ્તી, અને ત્રીજું ટૂંક વખ્તમાં વધારે આનન્દ થાય. છ સાત દિવસ કંઈ લાંબો વખ્ત નથી. એ ત્રણના ભાગ થઇ જાય.

આનન્દમાં હશો.

આપનો

સુ.

તાર સોમવારે આવશે એટલે ચોર પકડવાની તજવીજ કરાવી રાખવાની જરૂર નથી.

સુ.

## ૩૫

### ( ॥ विचित्रं चक्रं काव्यम् ॥ )

### બાલુને નિરખતી પ્રિયાને

❧

( શાન્ત પ્રેમ )

શિખરિણી

નવું આજે કાંઈ તુજ મુખ પરે ને હૃદયમાં,
નવી રીત કાંઇ મુજ ઉપર દૃષ્ટિ ઢળી પડે;
અહો! બાલુશિરે તુજ કર ફરે તે પણ નવો,
નવાં ગાત્રો એ થૈ નવીન રસમાં આજ પલળે.

* * *

* *

૧૬ - ૪ - ૯૬.

એ જ

સુ—.

❧

## ૩૬

### જ્વરમાં પ્રિયાને

❧

રાગ બુલબુલનો

અરે! તું વૈદ્ય કાં તેડે? ગળે કાં ઔષધિ રેડે!
ભૂલી વૈદ્યક શું ગઈ? વ્હાલી વ્હાલી! પ્રાણ!
કૂપી અમૃતની પ્રિયે! તું તું ઔષધખાણ!
ભૂલી તું તો બતાવું હું * * * * * * *

* * *

૧૭ - ૪ - ૯૬.

એ જ

સુ—.

❧

૩૭

## આકાશને

શિખરિણી

અહો ! કૈં ખેંચાણો તુજ ઉદરમાં આથડી રહ્યાં,
વલોવાતા ગોળા ગણતરી વિનાના ઘુમી રહ્યા;
ફર્યા એ કૈં કોશો અગણિત ફરીને લય થશે,
હતા જે સ્થાને ત્યાં ફરી નવ અડયા વા ન અડશે !

* * *

* *

તા. ૧૮ – ૪ – ૯૬.

એ જ

સુ.



૩૮

લાઠી,

૨૭ – ૪ – ૯૬.

પ્રિય રૂપ,

હ * *માં ચિન્તાના લંબાણથી ખેદ થાય છે. ડાક્ટરને જેમ યશ મળે છે તેમ એ માણસ તરફના ખેંચાણ-

થી ડિસ્પેન્સરી વધતી જાય છે. હાલના પેશન્ટને હવે આવી ચિન્તામાંથી છૂટકો થાય તો સારૂં.

વિવેચનો માટે કાંઇ જ ઉતાવળ નથી. વળી તેમાં એક કકડાનો ઉમેરો થયો છે. તેમાં માત્ર એટલું જ જોવાનું છે કે "હૃદયત્રિપુટી"નો સાર ખેંચવાનો જે પ્રયત્ન છે, તે કેટલે અંશે ફલીભૂત થાય છે. હમણાં વળી એક લખું છું - એ વિચિત્ર મથાળાવાળો છે: "વૃદ્ધ ટેલિયો" - જાણે આપણો ડોઘો - ઉચ્ચાર નવાઇ જેવો લાગે છે. તૈયાર થતાં એ પણ મોકલીશ.

હમણાં ગુરુજી અહીં નથી એટલે સવારમાં સ્નાન પહેલાં જે ગોખવાનો વખત હતો તેમાં જ પાછલું સંસ્કૃત ગોખી, સ્નાન કરી, કવિતા લખવા તરફ મન દોડે છે અને વિષય પણ કાંઇ જડી આવે છે એટલે સવારમાં એ જ કામ ચાલે છે.

તમારે અહીં આવવા માટે તો શું પૂછું? એ કેવી રીતે ચોક્કસ થાય? ઉદ્વેગ પૂરો થયા પહેલાં આનંદ ક્યાંથી શરૂ થાય?

અહીં હાલ તો બધાંની તબિયત બહુ મજામાં છે. ત્યાં પણ આ કાગળ મળે ત્યારે તેવું થાય એ ઇચ્છતો

સ્નેહાધીન

સુ.



૩૯

લાઠી,

૩–૫–૯૬.

પ્રિય બા *,

આજે "વિધવા બેન બાબાંને" લખ્યું છે. બાબાં સાહેબ – મ્હારાં *sister-in-law* જેઓને મ્હેં બેન માનેલાં છે, એમને માટે અને એમના જ પ્રતિ આ લખાયું છે. એ એક વિદ્વાન્ બાઇ છે. ધર્મપુસ્તકો વાંચવામાં હમેશાં *most regularly* ચાર કલાક ગાળે છે અને એક કલાક કીર્ત્તનભજન ગાવા માટે રાખેલ છે. મણિભાઇની ગીતા એમણે બે વખ્ત વાંચેલ છે અને બહુ સારૂં સમજે છે.

જયારે હું એમનુ મ્હોં જોઉં છું, ત્યારે ત્યારે મ્હને લાગી આવે છે કે વૈધવ્ય સૌભાગ્ય કરતાં વિશેષ પવિત્ર છે. સૌભાગ્યમાં જે ભક્તિનાં "વાઈબ્રેશન્સ" દેખાય છે, તે વૈધવ્યમાં નથી રહેતાં અને તેથી કાંઈ હૃદયની કોમળતાની અદ્ભુત એકતારતા રહે છે. જે મ્હેં એમને શીખવવા યત્ન કર્યું છે તે માત્ર કહેવા ખાતર જ છે, પણ, ખરૂં તો એ જ છે કે એમના મ્હોં પાસેથી હું આ શીખ્યો છું અને એમની આ સ્થિતિની મ્હારી મૌનલાગણી સામે એમનું હૃદય આ મૌનજવાબ આપી રહે છે. છેલ્લે મ્હારી સખીને પણ ત્હારા જેવો પ્રેમનો મધુર અનુભવ થાય એ ઈચ્છી કાવ્ય બંધ થાય

છે. આ કાવ્યની એક નકલ આપને અને એક એમને મોકલી છે.

આ કાવ્ય ઘણું કરીને હાલના સમયનાં કાવ્યોમાં છેલ્લું રહેશે. એક બાબત મનમાં છે. "ગુલાબના ફુલને"–પણ તે કદાચ નહિ પણ લખાય અને લખાશે તો તેને આઠ જ લીંટી આપવાની છે. હવે કાલથી વર્ડસ્વર્થનું સાતમું વૉલ્યુમ શરૂ કરીશ.

આને માટે વિવેચન લખશો. આ કાવ્ય જો બગડયું હશે તો તે જે ગંભીર માર્ગે મ્હેં દોર્યું છે તેને બગાડનાર કાંઇ તીવ્ર લાગણીથી જ બગડયું હશે. મને આ કુકડામાં અસંતોષ રહ્યો છે. જે કહેવાનું હતું તે પૂરૂં નથી કહેવાયું અને કદાચ બળની પણ ખામી રહી ગઇ હશે પણ તે તમે વધારે સારી રીતે જોઇ શકશો.

સ્નેહાધીન

સુ—.



૪૦

લાઠી,

૪–૫–૯૬.

વ્હાલા બા *,

"ગુલાબની કળીને" એ મોકલવું હતું પણ તેને

બદલે નીચે “ એક કળીને ” – મોકલું છું – કેમકે આ ટુકડામાં “ ગુલાબની ” એવી “ સ્પેશિયાલિટી ” રાખવાની જરૂર નથી .

આ ટુકડાનું હાર્દ એટલું જ છે કે કોમળ સૌન્દર્યનો પરીક્ષક સૌન્દર્યને ગમે તે સ્થિતિમાં રાખે તેથી તેને દુઃખ થતું નથી , પણ , બેકદરના હાથનો , યોગ્ય ઉપયોગ પણ , તેને મૃત્યુ બરાબર છે . લખ્યા પ્રમાણે આઠ જ લીંટી છે .

## એક કળીને

* * *

કાંઈ જ લખવાનું વિશેષ નથી , હવે આ તરફના કાગળો ઓછા થશે અને તે તરફનાં વિવેચનોની રાહ જોવાશે .

હ * * * * ને નકલો કરવાના કામ પર બેસારી દીધેલ છે અને તેથી આપ તરફ મોકલવાનાં કાવ્યોની નકલ ગો * * * * *, ર * * * કે હું કરું છું . હવે બહુ જલદી તૈયાર થઈ જશે .

અત્ર કુશલ . આપ હવે આનંદમાં હશો .

આપનો

સુ .



૪૧

લાઠી,

૧૪ – ૬ – ૯૬.

પ્રિય બા *,

એક પત્રનું ઉત્તર હમણાં લખું છું તેને માટે માફ કરજે. હમેશાં હમણાં કાંઇ લખાય છે અને કાંઈ બીજું લખવાના વિચારો ઉદ્‌ભવે છે.

ચોમાસું આવ્યું. હમણાં પણ વાદળાં ઝૂકી રહ્યાં છે. ઉકળાટ થાય છે, વર્ષાદ સારો થશે એમ લાગે છે. સાથે રહેવાની ઇચ્છા થાય છે પણ સાથે રહેવામાં કાંઇ એવો ચમત્કાર છે કે લખાતું નથી. વિચારો ઉત્પન્ન થતાં બોલી જવાય છે અને જે ઉભરા લખાવા જોઈએ તે એ માર્ગે ઠલવાઇ જાય છે. હમણાં ઘણું લખવાનું છે અને ઘણું વાંચવાનું છે. વર્ડસવર્થ પૂરો કર્યો, ગુરુવારે; અને ત્રણ દિવસની રજા ભોગવી હવે કાલથી એમર્સન શરૂ કરીશ. એમર્સનનું લખાણ ગદ્યાત્મક કાવ્ય છે, ફિલોસૉફી છે. હૃદય અને બુદ્ધિનું બહુ જ ચમત્કારી મિશ્રણ છે.

હાઉસ્ટન તો હવા ખાતો રહ્યો પણ ભાઈ અને તમે એક વખત હવે આવી જાઓ તો બહુ સારૂં. આ ચોમાસું આપણે સાથે નહિ ગાળીએ પણ કટકે કટકે મળશું. એક શિયાળાથી બીજી શિયાળા સુધીનો – પછી હું સાથે રહેવાની માગણીનો – હક ધરાવી શકીશ. કાવ્યો મોકલવા નકલ ઉતારવા આપવા બે ત્રણ વખત કારકુનને ચોપડી મોકલવા

વિચાર થયો અને પાછી ખાનામાં મૂકી દીધી. આપણે સાથે જ વાંચશું એમ વિચાર આવે છે. ભાઇનું વચન છે કે મુંબઈથી વળતાં લાઠી આવવું. હવે તે કયારે બની શકશે? વીશ કાવ્યો "વિધવા બેન બાબાંને" પછી લખાયાં છે. હજી આવશો ત્યાં સુધીમાં ઘણું કરીને કાંઈ વધારે લખાશે.

હાલ કારકુન વર્ડસવર્થમાંના લાલ લીંટીવાળા કકડા ઉતારે છે. "*The Useful Ideas of Wordsworth*" એ કે એવા કાંઈ નામવાળું પુસ્તક છપાવવા વિચાર છે. જે જે લેખક પૂરો વંચાઈ રહે તેના ઉત્તમ વિચારો આ પ્રમાણે પુસ્તકના આકારમાં બહાર મૂકવા વિચાર છે. એથી ઘણો લાભ છે. નિયમ એવો રાખવો જોઇએ કે પ્રુફશીટ્સ જાતે જ તપાસવાં. દરેક કકડો ઘણી વખ્ત આમ થવાથી નજર નીચે નીકળી જાય અને એ વિચારો કહિ ન ભૂલાય તેમ હૈયામાં ચોટી જાય. વળી બીજાઓને પણ એવા વિચારો વાંચવાથી લાભ છે.

એમર્સન તો આખો જ લાલ લીંટીનો બનેલો લાગે છે. કયાં લીંટી તાણવી એ સૂજતું નથી.

હાલ તો એ જ. મળવાનો દિવસ વળતી ટપાલે મુકરર કરી લખો તો કેવું સારૂં? અહોહો – વળતી મેલમાં આવો જ તો?

એ જ મળવા આતુર

સુ—.

૪૨

મહાબળેશ્વર,

૧૮-૪-૯૭.

પ્રિય બા *,

પત્ર મળ્યું.

અહીં પાંચ ઇંચ વર્ષાદ થઇ ગયો છે. બધું કેટલું સુન્દર છે? ઓહો!

હમીરજીનું કાવ્ય લખવું શરૂ કર્યું છે. પહેલો સર્ગ કાલે પૂરો થશે. બધું તૈયાર થઇ રહેતાં આપણે સાથે જ વાંચશું.

બાકી તો દિવસનો મ્હોટો ભાગ 'વૉકિંગ'માં જાય છે. ચાર પાંચ ગાવ હમેશાં ફરીએ છીએ. અહીં ટેનિસ રમાય એમ છે પણ હજી સુધી એક દિવસ પણ રમવાની ઇચ્છા થઇ નથી એટલું બધું ફરવા જોવા જેવું લાગે છે. કાશ્મીર છોડયા પછી આંખને એવી તૃપ્તિ હમણાં જ મળે છે.

* * * *

કાવ્યના આ બે કકડા પણ વાંચશો :—

## વીત્યા ભાવો

( અંજની ગીત. )

* *

*

# રેનારાં



( અંજની ગીત . )

*          *          *

*



૪૩

લાઠી,

૧ - ૯ - ૯૭ .

વ્હાલા બા *,

* * *          * * *

પત્રો અને તે ઈંગ્રેજી ફકરો મળેલ છે. મૅક્સ નૉર્ડુંનાં બન્ને પુસ્તક મ્હને મોકલવા કોઇ કંપનીને લખી મોકલજે.

ત્હારો

સુરસિંહ.



# શ્રી "કલાપી"ના પત્રો

(૬)

કુંથારીઆના રાણા શ્રી સરદારસિંહજી ઉપરના

ઇ. સ. ૧૮૯૧થી ઇ. સ. ૧૮૯૮.

૧

## સ્વામી શ્રી નિત્યાનન્દજીના ભાષણમાં પ્રમુખપદેથી આરંભમાં :-



ગૃહસ્થો, આપે આજે મ્હને આ સભાનો પ્રમુખ નિમી જે માન આપ્યું છે, તેને માટે હું આપનો બહુ આભારી થયો છું; પરંતુ આવા પ્રસંગોમાં મ્હારા આજના સ્થાને મ્હારાથી ઘણા વિદ્વાન્ પુરુષો વિરાજેલા છે, તેઓનું કામ મ્હારે કરવું એ મ્હારાથી ન ઉપડી શકે તેવો બોજો મ્હારા શિર પર છે. જ્યાં નિત્ય સૂર્યનું તેજ રહેતું હોય ત્યાં એક આગિયાને સૂર્યનું કામ કરવા મૂકેલો છે પણ આગિયો તો આગિયાનું જ કામ કરી શકશે. આવી ફરજ આ પહેલી વખ્ત જ મ્હારે બજાવવાનું બન્યું છે અને મ્હારા સ્વભાવને પણ બહુ બોલવું અનુકૂળ નથી – મ્હને બોલવાની ટેવ નથી તો હવે વિશેષ બોલી આપનો વખ્ત રોકવા હું ઇચ્છતો નથી.

સ્વામી નિત્યાનન્દજીને આપ સૌ, હું ઓળખું છું તે કરતાં વિશેષ ઓળખો છો. હું તો આ બીજી જ વખ્ત એમનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું. એમને માટે કાંઈ બોલવું એ તો ‘ મોરનાં ઇંડાંને ચીતરવા ’ જેવું કે સુવર્ણને ઢોળ ચડાવવા જેવું છે. એમનું મહાન્ હૃદય અને એમની પરાર્થપ્રવૃત્તિ આપ સૌ સમજો જ છો.

આજે એઓ આર્યની પ્રાચીન – અર્વાચીન જ્ઞાતિ પરત્વે કાંઈ બોલવાના છે તે આપ લક્ષપૂર્વક શ્રવણ કરશો.



ભાષણ પછી પ્રમુખપદેથી ઉપસંહારમાં :—

ભાઈઓ, હવે મ્હારે કાંઇ બોલવું, એ સ્વામીજીની વાણીની જે સુન્દર છાપ આપ હ્રદયમાં સાથે ઘેર લઇ જવાના હશો તેને કેટલેક અંશે ઝાંખી પાડી નાખવા જેવું બનશે. આવા ઉગ્ર અને વિસ્તારવાળા બોધ પછી, બોલવાનું પણ શું રહે? એક મહાન્ મનોવેધક નાદ પછી, શ્રોતાનાં હૃદય જેમ ગંભીર શાન્તિમાં ડૂબી ગયાં હોય તેમ, અત્યારે સૌનાં હૃદય મ્હને ભાસે છે – હું પણ તે જ શાન્તિ અનુભવું છું – તેમાં મ્હારા જેવાએ કાંઇ પણ બોલવું એ મ્હને તો અસંભવિત લાગે છે.

આપે જે કાંઇ સાંભળ્યું તેનો, કૃપા કરી, એકાન્તે વિચાર કરશો અને તે પ્રમાણે વર્તવા યત્ન કરશો. માત્ર સાંભળવું એ વિચાર વિના કામનું નથી અને માત્ર વિચારવું એ તે વિચારાનુસાર ગતિ વિના નકામું છે.

છેલ્લે, સ્વામીજીના સયત્નો સફલ થાઓ એટલું હવેથી ઘેર જવાની રજા લઉં છું.



૨

*Prayâg,*

18-12-91.

*My dear Sardarsinhji,*

You must have received * *. You must have passed your examination. * * * We are all well especially your father who goes on incressing in weight. * * *

Vâjsurbhâi or Apâbhâi or Gigâbhâi sends his B. C. to you. His proper name, now, is Vâjsuravâlâ.

*Your Sincere Friend*

*Sursinhji.*



૩

*Madura,*

12-2-92.

*My dear Sardarsinhji,*

How is that ?! Have you not received my letter - letters ? I did write.

I have received your card which gave me greatest pleasure. * * *

May God help you in your good wishes.

I am to go to Bombay on the 5th March or about that time. We all – with your father – are well. Wish you happy.

*Your Sincere Friend.*

*Sursinhji.*



૪

*Sumri Rohâ,*

Via *Bhuj*. (Cutch.)

4–4–92.

*My dear Sardarsinhji,*

I have received your kind letter of the 28th March. Thanks for your kind feeling towards me.

I hope you will kindly write your address on every letter as I do because I may not be puzzled in addressing your letters.

* * *

I got a daughter on the 2nd Inst. at night.

I hope you are quite happy.

*Your Sincere Friend*

*Sursinhji.*



૫

૨૩ – ૪ – ૯૨.
સુ. વોહા.

ભાઈ સરદારસિંહ રવાભાઈ,

કંથારીઆ.

તમારૂં ખાંડું લઇ વેલ મોકલશો નહીં કારણ કે હાલ જયાં ત્યાં મીઆણા લોકોની બહુ બીક છે માટે રેલમાં મોકલજો. જે માણુસો મોકલો તે સૌને ભલામણ કરવી કે બરાબર હુશિયાર રહી રેલ રસ્તે જાય – આમ અમારી વારંવાર ભલામણ છે માટે ચૂકશો નહીં.

આંહીં પણ મીઆણા – બારવટીઆ લોકોની બહુ ધાસ્તી રહે છે. આ સહેજ જાણવા સારૂં લખ્યું છે.

અમારી સૌની તબિયત ખુશીમજામાં છે. કાંઈ વાતે ચિન્તા ફિકર કરશો નહીં. તમો ખુશીમાં હશો. * * *

વળી જો પગરસ્તે ખાંડાને મુસાફરી કરવી પડે તેવું હોય તો હથિયારની બનતાં સુધી ગોઠવણ કરવા ચૂકવું નહીં. આથી એમ નહીં કે ટ્રેનમાં ન જવું પણ તેમ કર્યા છતાં જો થોડી ઘણી જૂથથી મુસાફરી કરવી પડે તો ઉપલી સોઈની જરૂર છે. ખુશીથી પરણો. મુંબઇમાં અભ્યાસ કરતી વખતે તમારા ફૅમિલીને સાથે રહેવાની સોઈ બનશે તો જરૂર કરી આપીશ.

* * *

લિ. શુભેચ્છક મિત્ર
સુરસિંહજીના સલામ.

૬

રોહા,

૯-૫-૯૨.

સ્નેહી સરદારસિંહજી,

લગ્ન કરો. આનંદ ! આનંદ !

આહા ! કેવો વખત આવી ગયો ! દીકરાના લગ્નમાં આપની ગેરહાજરી ! ! ! તેને માટે હજાર વખત માફી માગી મુબારકબાદી આપું છું.

અમે પંદરમી તારીખે રોહા છોડશું. સૌની તબિયત સારી છે. આપ સૌ આનંદમાં હશો. હવે તો આપને "આપ" જ લખું.

રાજા રાજા, બાળ રાજા અને આપ જાવરરાજા છો.

લિ. શુભેચ્છક મિત્ર
સુરસિંહજીના સલામ.

૭

લાઠી,

૧૮-૬-૯૨.

સ્નેહી મિત્ર,

તમારો તા. ૭ નો પત્ર મળ્યો. વાંચી આનન્દ થયો. તમે મુંબઇમાં છો પણ ક્યાં છો તેની ખબર ન

હોવાથી શરનામું કંથારીઆનું કર્યું છે. ના – ના. એલ્ફિન્સ્ટન કૉલેજ.

મ * * * * * * *ની ભલામણ સખત રીતે કરી છે અને ઘણું કરીને તેને જગ્યા – પ્રોમોશન – મળશે.

લિ. શુભેચ્છક

સુરસિંહજીના સલામ.

તા. ૬.

હ * * * * માસ્તરને કહેશો કે ચોપડીઓ તે ભલે રાખે. મ્હારે જોઈતી નથી. એમને મ્હેં રા * * * લખેલ છે પણ તે મુંબઈમાં છે અને ક્યાં છે તે હું બરાબર સમજતો નથી.

લિ.

સુરસિંહજી.



૮

લાઠી,

૧૨ – ૭ – ૯૨.

સ્નેહી,

તમારો પત્ર પહોંચ્યો. વાંચી આનન્દ થયો. પાર્સલ હવે તમને પહોંચી ગયું અને પાર્સલ હોવાથી રિસીટ તો હજી જ નહિ. * * *

ઘણી મહેનત કરી પણ નિષ્ફળ નીવડી અને તેથી

હવે અમારે મુંબઈ આવવાનું હાલ બંધ રહ્યું છે.
"પરાધીન સ્વપ્ને સુખ નાહીં." * * *

લિ. શુભેચ્છક મિત્ર

સુરસિંહજીના સલામ.

૯

લાઠી,

૧૯ – ૭ – ૯૨.

સ્નેહી સરદારસિંહજી,

પત્ર મળ્યો. આનન્દ થયો.

અહીં વરસાદ આઠ ઈન્ચ થયો છે અને વાદળ ઝૂમી રહ્યાં છે. * * *

રજામાં ક્યાં રહેવું અને ક્યાં ભણવું એ તમારી જ અનુકૂળતા પર આધાર રાખે છે. જ્યાં વધારે અભ્યાસ માટે ઠીક પડે ત્યાં જ રહેવું. અમારે માટે તો અહીં આવો તો સારૂં છે.

ઈશ્વર તમને સાહાય્ય કરો.

લિ. શુભેચ્છક મિત્ર

સુરસિંહજીના સલામ.

તમારા પિતા લખતા નથી તેનું કારણ આળસ સિવાય કાંઇ જ નથી.

*G. S.*

૧૦

લાઠી,

૨૭–૭–૯૨.

પ્રિય મિત્ર,

તમારો પત્ર પહોંચ્યો. વાંચી અતિશય આનન્દ થયો. તે જ પ્રમાણે લખી સંતોષ આપશો.

તમે લખો છો કે કુંથારીએ જવાની મ્હને દરકાર નથી, પણ એ બાબતમાં તો મ્હારે કહેવું પડશે કે તમારે જવું જ જોઈએ. એ તમારો **ધર્મ** છે. થોડા દિવસ, અલબત્ત, અહીં પણ આવવું જોઈએ. કુંથારીએ, હવે તો અવશ્ય વૅકેશનનો મ્હોટો ભાગ ગાળવો જોઈએ.

* * *

લિ.

સુરસિંહજીના સલામ.



૧૧

લાઠી,

૪–૮–૯૨.

સ્નેહી,

"ટેમિંગ ઑફ ધિ શ્રૂ" વાંચો. હાલ ધૈર્ય રાખો. મ્હારી સ્થિતિનો નખશિખ વિચાર કરો.

જેમ તમને ઠીક લાગે તેમ જ થશે.

રજામાં અહીં આવવું. વધારે લખાતું નથી, કેમકે છત્રીસ કલાક મ્હને ૧૦૫ ડીગ્રી તાવ રહ્યો હતો. આજ સવારે જ ઉતર્યો છે.

કાગળ મળ્યો. તમારા પિતા તમને ચાહે છે. પ્રેમ માત્ર દૃશ્ય **નથી** – તે થશે અને તમે જોશો.

લિ.

**સ્નેહી.**



૧૨

*Lāthi*,

*My Dear Rānāji*,

22 - 8 - 92.

I have received your letter which made me very sorry. What your * * * * * * told you about the letters and telefgrams is not a bit right. I shall make him quiet when I go to Bombay. * * *

We are all well. Wish you all happiness.

*Your Sincerely*

***Sursinhji*.**



૧૩

લીમડી,

૮ – ૯ – ૯૨.

સ્નેહી સરદારસિંહજી,

*** *** એવો મત છે કે આ રજામાં કુંથારીએ અથવા લાઠીએ આવવાને બદલે તમારે મુંબઈમાં જ રહેવું ; કેમકે જતાં આવતાં અને પછી પણ થોડા દિવસ નકામા જશે, એટલું જ નહિ પણ સોબતથી થતા ફાયદા બંધ પડશે – તેથી વખ્તે એક વર્ષ નકામું જાય. તમને પણ આ વિચાર ઘણું કરી ઠીક પડશે અને તેથી એમ જ કરવું.

**** સૌ આનન્દમાં છીએ. ખુશીમાં હશો.

લિ. શુભેચ્છક

સુરસિંહના સલામ.



૧૪

લાઠી,

૨૫ – ૧૧ – ૯૨.

પ્રિય રાણાજી,

પત્ર મળ્યું. ** ને વંચાવ્યું.

ઈશ્વર તમને યશ આપે. વિશેષ શું લખું ? અહિં આવો.

લિ. શુભચિન્તક

સુરસિંહજીના સલામ.



૧૫

લાઠી,

૨૭ – ૧૧ – ૯૨.

પ્રિય રાણાજી,

*** *** અને સરસ્વતીચંદ્રનો ત્રીજો ભાગ ક્યારે બહાર પડશે તેની તેમ જ મણિલાલ નભુભાઈ દ્વિવેદી હાલ ત્રણ પુસ્તક "ગીતા," "ગુલાબસિંહ" વગેરે બહાર પાડવાના છે તે ક્યારે પડશે ? તેની ભાળ કાઢતા આવશો.

અત્ર કુશલ – તત્રાસ્તુ.

લિ. સુ—ના

સલામ.



૧૬

લાઠી,

૨૩ – ૧૨ – ૯૨.

સ્નેહી રાણાજી,

તમારૂં પત્ર તેમ જ મને ચોપડીઓ મળી. ***

*** માટે તમે જે અનુભવ્યું તે વાસ્તવિક છે. મ્હારાથી બને તે તો હું અવશ્ય કરૂં અને કરીશ. પણ લાઠીની હવા જ એવી વિચિત્ર છે કે વીરલાને જ અસર નથી કરતી. હવાની ઋતુ ચાર ચાર માસે બદલાય છે, તેમ જ, નસીબહવા અને રાજ્યહવા પણ બદલાયાં કરે છે. પણ, તે ઋતુ કાંઈક અનિયમિત અને લાંબી છે. હવાનો ફેરફાર જ્યમ ચામડી ઉપર અસર કરે છે, તેમ

**નસીબહવા** અને **રાજ્યહવા મન પર અસર** કરે છે. તે હવાના ફેરફારથી ચામડી એકસરખી રાખવી હોય તો, વેસેલિન્, તેલ, કોલ્ડક્રીમ વગેરે ઉપચાર છે. તેમ જ આ હવાના ફેરફારોમાં **મનની સ્થિતિ સરખી રાખવા દૃઢતા, ધૈર્ય, સહનશીલતા** વગેરે ઉપચારો **આવશ્યક** છે. * * * * * નું મન આ ઉપચારો વિનાનું છે અને તેથી હવાની અસર થાય એ સ્વાભાવિક છે. એ ઉપચાર હું એમને કેટલા કરી શકું? ઉમ્મરના તફાવતથી, યોગ્યાયોગ્યના વિચારનો અભાવ, મ્હારાથી કેમ દૂર થઈ શકે? અર્થાત્ એ કુદરતથી જ એમનામાં ન હોય તો, હું **કેમ** દાખલ કરી શકું? છતાં, જે ખટપટમાં જેવા બીજા પ્રવૃત્ત થાય છે તેવા તો તે થતાં જ નથી. * * એ એમનો મ્હોટો અવગુણ છે જે ખેસવવા મ્હારૂં યત્ન જારી છે, અને, ઈશ્વર ઇચ્છા તો હું મ્હારી ધારણા પૂરી કરીશ.

**"મનના વિચાર મનમાં જ રાખી રડવું,"** એ **સ્વજનહીન** જનનું કામ છે; પણ, જો મ્હને **"સ્વજન" સ્નેહી** ગણુતા હો તો અવશ્ય મ્હને તમારાં દુઃખ જણાવવાં અને તે દૂર કરવાં અથવા તે દૂર કરવા યત્ન કરવું, એ **"સ્વજન"** નો – **"સ્નેહી"** નો મ્હારો **ધર્મ** છે. બીજા પત્રમાં કાંઇ લખવા અચકાશો નહિ. હું રાજ્યખટપટનો કીડો છું, પણ **સ્નેહીનો દાસ** છું. વિશેષ શું?

અત્ર કુશલ – તત્રાસ્તુ.

લિ. **આપનો સુરસિંહ**.

"આપનો" એ શબ્દ માટે ટીકાની જરૂર નથી; કેમકે હમેશાં એ જ લખવાની ટેવ હોવાથી લખાઈ ગયું છે.

સુર.



૧૭

લાઠી,

૫ – ૨ – ૯૩.

સ્નેહી ભાઈ,

પત્ર મળ્યું. વાંચી આનંદ થયો.

વિદ્યાર્થીઓ – ભાગ્યશાળી વિદ્યાર્થીઓ – માટે મ્હેં ગોઠવણ કરી છે. હુશિયારી સાથે ભલાઈ કામદારથી તે રસોયા સુધીમાં મળવી મુશ્કેલ પડી!!! દુનિયાની અજાયબી!!! આખરે એક હુશિયાર અને ભલો – ઘણું કરી ભલો નીકળશે – બ્રાહ્મણ શોધી કાઢયો * * * હવે બે ત્રણ દિવસની અંદર અહીંથી ચાલશે. * * *

* * * હાફીઝની કવિતા સાંભળવા અને તેનું ગુજરાતી કરવા મ્હારૂં મન તો તલપી રહ્યું છે.

*            *            *

લિ. શુભચિન્તક સુરસિંહના

રામરામ.



૧૮

સ્નેહી ભાઈ,

* * * **જોશી માસ્તર** માટે લખ્યું તે મ્હેં જાણ્યું. કોઇ કામદાર નીચે એમણે કામ કરવું એ તો મ્હને વાજબી લાગતું નથી. આ રાજ્યની ખટપટ અને તેમાં પણ જે કામદાર હોય તેની આંખમાં પણ એક LL. B. ખટકે એવું છે. તો બધા વિચાર કરતાં, હાલ તો એઓ ન જ આવે તો સારૂં. * * *

બે માસથી હું "**ભારતીભૂષણ**" મગાવું છું. **બહુ સારૂં છે. હાફીઝનું ભાષાન્તર** એ કરે છે તો આપણે કાંઈ બીજું **પર્શિયન** પુસ્તક અવશ્ય ગોતવું જોઇએ.

* * *

લિ. શુભચિન્તક

**સુરસિંહજીના**

**રામરામ.**

૧૯

લાઠી,

૧-૩-૯૩.

**સ્નેહી સદુભા,**

* * *

**રાજ્ય સોંપાવવાનું મોડું થયું તેની કાંઈપણ લાગણી**

મ્હારા હૃદયમાં છે જ નહિ. એ કાંઇ બહુ જરૂરની બાબત નથી, અથવા જરૂરની છે તો તેની મ્હને દરકાર નથી. મ્હને સત્તાનો લોભ નથી. સત્તા એ સુખ નથી પણ દુઃખ છે.
* * *

સાદીમાં ને હાફીઝમાં હાથી ગધેડાનો તફાવત છે, તો હાથી કોણ છે અને ગધેડો કોણ છે? આપણે કાંઇ બરાબર તરજુમો કરવો નથી, પણ એના વિચારોમાં આપણા વિચારો મેળવી કાવ્યો કરવાનાં છે માટે અહીં આવો ત્યારે સાદી અને હાફીઝ બન્ને લાવશો.

* * *

In hate

લિ. શુભચિન્તક

સુરસિંહના

રામરામ.

૨૦

લાઠી,

૪-૩-૯૩.

સ્નેહી,

* * * "કામી મજા પાકી દિલગીરી" વાંચવા મ્હને મિ. બીમને કહ્યું હતું અને તે ચોપડી એમણે મ્હને

વાંચવા આપી હતી, પણ વાંચ્યા બાદ એ પુસ્તક મ્હને પ્રેમમય લાગ્યું તેથી ખાનગી લાઇબ્રેરી માટે મંગાવ્યું. નવલ ગ્રન્થો વાંચવાથી, તમે લખો છો તે જ સ્થિતિ થાય છે, પણ હૃદય નરમ, દુનિયાદારીના ઝપાટામાં બેદરકાર અને વિરક્ત - સાત્વિક થાય છે અને તે જ મ્હારા હૃદયનાં સત્ત્વ હોવાથી, આવાં પ્રેમમય નવલ પુસ્તકોનો રસ તેમાં દૂધસાકરની માફક મળી જાય છે. મ્હારૂં હૃદય જ કરુણાનું બન્યું છે અને તે રસ જ પ્રેમ છે - પ્રેમ એ બ્રહ્માંડનું જીવન છે. મ્હને "ટ્રેઝડી" - કરુણા વાંચવાનો શૉખ છે. હું સોમવારે ઘોઘે જઇશ. સાથે "રોમિયો - જુલિયટ" અને "ઑથેલો" તેમ જ બીજાં ઇંગ્રેજી ગુજરાતી કેટલાંક પુસ્તકો લઇ જઇશ. તમે કહો છો તે પુસ્તકો આપણે મળશું ત્યાર બાદ મગાવશું.

"વિલાયત જવાનો વિચાર સારો છે", એ બેદરકાર વાકય ખોટું છે પણ "ઉત્તમ" છે. "ઉત્તમ" શબ્દ ત્યાં બરાબર છે. * * *

લિ. શુભચિન્તક

સુરસ્નેહી.



૨૧

લાઠી,
૯ – ૩ – ૯૩.

સ્નેહી સદુભા,

પૈસા વિના હાલ ઘણી તાણ ભોગવો છો તેથી અમને શરમ આવે છે. * * * વળતી ટપાલે લખો.

લિ. આપનો
સુરસિંહ.



૨૨

લાઠી,
૨૪ – ૩ – ૯૩.

સ્નેહપાત્ર સદુભા,

તમારૂં પત્ર મળ્યું.

સેવ્ય અને સેવક ભાવ કરતાં, સ્નેહ – પ્રેમ – ઐક્ય – પ્રીતિ – ભાવ જ મ્હને ઈષ્ટ છે, માટે મ્હારૂં નામ બીજા સ્નેહીઓની સાથે જ રાખશો.

તમારી આવી "ખરાબ" સ્થિતિ છે તેથી મ્હને બહુ આનંદ થાય છે. "સબસેં ભલી બિપત્તડી, જો થોરે દિન હોય", આ વાક્ય – કહેવતમાં બહુ ગાંભીર્ય છે. તે "વિપત્તડી"નો યોગ્ય લાભ ઈશ્વર તમને આપે. અર્થાત્ દુઃખ ગયા પછી પણ તેની છાપ – કોમળતા તમારા હૃદયમાં જીવિત પર્યંત રહો.

* * * રજામાં અહીં જરૂર આવજો અને * * * રજા પર જશે. આપણું કાવ્યનું કામ ચાલશે અને મ્હને પણ ઘણા દિવસે "મિત્ર" મળશે.

* * *

લિ. શુભચિન્તક સ્નેહાધીન
સુરસિંહ.

૨૩

લાઠી,
૩૧ – ૩ – ૯૩.

સ્નેહી ભાઈ,

તમારૂં પત્ર મળ્યું.

માણસ પોતાનું ભવિષ્ય નથી જાણતો એ બહુ સારૂં છે. ભૂખ્યો એમ જ જાણે છે કે હું ધરાઈશ જ નહિ. "વિપત્તડી" ની મુદત કોઇ જાણી શકતું હોત, તો "વિપત્તડી" માં જે સુખ, કસોટી રહ્યાં છે તે નકામાં થાત.

"મ્હારી વ્હાલી મેનાં – મેનાં મનુષ્યનાં સુખદુઃખ શું જાણે?" એ અર્થનું બોલનાર વિદ્યાચતુર પોતાની મેનાંને કેવી બનાવી શકયો? "ટેમિંગ ઑફ ધિ શ્રૂ"ના નાયકે – "શ્રૂ"ને કેવી બનાવી? * * * વિદ્યાચતુર થવાનું છે, "શ્રૂ"ના પતિ જેવી મુસીબતો * * * વેઠવાની નથી. મુકાબલામાં * * * કામ સહેલું છે. મ્હારૂં હૃદય કહે છે કે સહવાસે અને કાળે * * સુખી થશે.

"ધીરજ, ધર્મ, મિત્ર અરુ નારી,
"આપત કાલ પરખિયેં ચારી–"

આ તુલસીદાસના વાક્યમાં કોણ ખામી કાઢી શકે? જે દુઃખમાં સંતોષ ન રાખી શકે, તે સુખમાં પણ સંતોષ ન રાખે, એ પણ મ્હને સાચું લાગે છે.

તમારા વિલાયતના પ્રવાસ માટે અહિં આવશો ત્યારે નક્કી કરશું, પણ તક ખોશો નહિ. ** ની સ્કૉલરશિપ માટે પ્રયાસ કરવો. * * *

"*Green Pleasure & Grey Grief*" ના કર્ત્તાનું નામ મ્હેં * * * * * ને લખેલ છે. તે થીમન સાહેબે મ્હને આપેલ હતી. તે ચોપડી મ્હેં પાછી મોકલી આપી છે. * * *

લિ. આપનો

સુરસિંહ.

૨૪

"*Advercity's Sweet Milk, Philosophy.*"

*Shakspeare.*

ભાવનગર માર્ફત ગોધા.

૧૬–૫–૯૩.

સ્નેહી ભાઈ,

"પરમેશ્વરના માણસ" નો હું તો બહુ ઉપકૃત છું. "મુંબાઈગરા" માણસે "મુંબાઈ" નો ભાવ ભજવ્યો

**પણ " આદર્યું અધવચ રહે અને ધણીએ ધાર્યું હોય તે થાય."** * * ની પણ " આદર્યું અધવચ રહે ને **ધણી**એ ધાર્યું હોય તે થાય." * * ની બડાઈ અને * * ની સંભાળ બન્ને કરતાં **પ્રેમ – પત્નીપ્રેમ –** વિશેષ બલવાન્ નીવડ્યો. તેઓએ ઉમળકા બહાર પાડ્યા, તે તેઓનો દોષ નથી. **કુદરત**ને અટકાવવા તમે પ્રયત્ન કર્યું **પણ કુદરતનું બલ અગાધ તે અગાધ જ.** તે બન્ને પત્ર હાલ મ્હારી પાસે રાખ્યાં છે. મંડળ ભેગું થશે ત્યારે ભર સભામાં વાંચવામાં આવશે.

* * * **મનુષ્યયત્ન, ઈશ્વરકૃપા. મહેનત** કરવી, વિફલ થાય તો ફરી યત્ન કરવું, મુશ્કેલી પડે તો યત્ન જારી રાખવું, વિધિની જ ઇચ્છા નિરાશ કરવાની હોય તો તે તેમ કરી શકે તેમ નથી, વિધિ ફળ મળતું અટકાવી શકે પણ આશા અટકાવી શકે નહિ. ધોબીનો કૂતરો વાટનો એ નહિ રહે અને ઘાટનો પણ નહિ રહે" **એ ખોટું છે. વિલાયત જાય એ જ માણસ થાય એ સાચું નથી.** તમારી ઈચ્છા શું છે? ઉપયોગી થવું એ જ કે બીજી? એ જ હોય **તો ગમે તે દેશમાં રહી તે ઇચ્છા પૂરી પડે તેવું યત્ન કરો.** વિલાયત જવાના લાભ પછી પણ મળી શકે તેમ છે. **"ડાકટર જ થવું"** એ નિશ્ચય શા માટે જોઇએ? તો પણ, **ડાકટર થવું** હોય તો એ સાધ્ય, સુલભ છે. " Where there is a *Will*, there is a way." **બધી ખૂબી એ *Will*, શબ્દમાં છે. યોગ જેવી દુર્લભ વસ્તુ પણ એ આત્માના**

બલ, એ દૃઢ નિશ્ચય, એ અનિવાર્ય શક્તિ પાસે સુલભ છે. "M. B., B. S.", "LL. D.", "LL. B." એ પૂંછડાં માણુસના નામને દીપાવે છે પણ માણુસને તો ગુણુ દીપાવે છે. કેટલાએક "K. C. I. E.", "G. C. I. E.", વિગેરે મહારાજાઓ તરફ દૃષ્ટિ કરો. એ અક્ષરો નામ શોભાવે છે કે માણુસ? "ઉપયોગી થવું", એ સિદ્ધાંત રાખો.

"Violent delights have Violent ends", આ શેકસ્પીઅરનું અમૂલ્ય સિદ્ધાંત મનન કરવા જેવું છે. કેવું ગંભીર વાક્ય? [નિરાશા એ નરમાં સ્રીનું તત્વ છે, તે કાઢી નાખે ત્યારે જ નર "નર" થાય; માટે છો તે બનો.]

આપણાથી બનશે તે આપણે કરશું. તેથી વિશેષ આપણે કરી શકીએ તેમ નથી. અન્ધ સંતોષ દોષ છે પણ સહ યત્ન સંતોષ એ વિરક્તતા છે—માટે વિરક્ત થાઓ, જનક વિદેહી થાઓ.

* * *

લિ. સ્નેહાધીન

સુરસિંહ.

૨૫

ગોઘા,

૬ – ૬ – ૯૩.

સ્નેહી કાન્ત,

તમારૂં પત્ર મને મળ્યું. વાંચી આનંદ થયો. તે પુસ્તક પણ મળ્યું. હવે તે કાવ્યો લખી મોકલશો.

ખબર લખ્યા તે જાણ્યા. થવાનું હોય તે થાઓ. “ ચોરની માને ભાંડ પરણે ” !

* * *

લિ. શુભચિન્તક

સુરના આલિંગન.

૨૬

ગોઘા,

૨૦ – ૬ – ૯૩.

સ્નેહી આત્મા,

તમારૂં પત્ર મળ્યું.

વ્હાલા, ત્હારે માટે હું શું કરૂં? તું શાની ફિકર રાખે છે? વિલાયત નહિ જવાય?!

* * *

તું નિશ્ચિન્ત રહે. ભણ. આનન્દને વેગળો કર નહિ. * * *

ગ્રેજ્યુએટ થા — પછી તારો સુરસિંહ તને વિલાયતી કરશે. * * *

"* *   **" વાંચી ખેદ થયો. તે નિબંધ મેં આથથી વાંચ્યો છે અને ઇતિ સુધી વાંચીશ.

લિ. સર્વદા આપનો

સુરસિંહ.



૨૭

લાઠી,

તા. ૨૭-૬-૯૩.

વ્હાલા રાણાજી,

તમારૂં પત્ર મળ્યું.

"મ્હારા ન્હાના ગામડામાં ન્હાના છોકરાંથી વૃદ્ધ સુધી પૂછશો તો તે પણ તેનું (* *'s) કેટલું સારૂં ધારે છે તેની ખબર પડશે." આથી હું પણ ઘણો અપમાન પામ્યો છું. કોઇની આગળ ઊંચા મ્હોંથી વાત પણ થતી નથી. શું કરૂં?"

શું કરૂં? તમારૂં પહેલું વાક્ય — વ્યંગ્ય સાચું કરો એટલે "શું કરૂં" એ પ્રશ્ન રહેશે નહિ. લોકો સારૂં નહિ ધારતા હોય તેનો ઉપાય તમારા હાથમાં છે. ગોધામાં આપણે જે વિચાર કર્યો હતો તે અમલમાં મૂકવા મને જરા સૂચવો તેટલી જ વાર છે. પછી બધી ગોઠવણ હું કરીશ.

Thanks for your nice Poetry. Yes, એ મ્હને લાગુ પડે છે. વિશેષ શું લખું ?

અત્ર કુશલ — તત્રાસ્તુ.

લિ. તમારો

સુરસિંહ.

૨૮

લાઠી,

તા. ૬ – ૬ – ૯૩.

વ્હાલા કાન્ત,

ગભરાવું નહિ, તમારા લખવા મુજબ * * * * * ને પૂછી ગોઠવણ કરીશ. * * *,

* * *

એક તરફ સાંસારિક અસંતોષ, ઘરની ચિન્તા, બીજી બાજૂ પરદેશ જવાની ઉત્કટ ઈચ્છામાં કાંઈક આશાભંગનાં ચિહ્ન અને બીજે સ્થાનેથી તે જ બાબતની પૂર્ણ આશા, આ ત્રિશંકુ જેવી સ્થિતિમાં વિદ્યાભ્યાસ કેમ થતો હશે, તેની મ્હને ચિન્તા થાય છે. પ્રવૃત્ત રહી, શુભાશુભ ફલ મળતાં, હસનાર માણસ તે જ "માણસ." ભૂમિતિના 'પ્રોપોઝિશન' – યુક્તિ પ્રયુક્તિ અજમાવી કાર્ય સાધવા તત્પર રહેવું, પણ, "*a bird in hand is worth two in the bush*" એ યાદ રાખી, હાથમાંનો લાડુ દૂર પડેલા લાડુ માટે ન ખોઈ

નાખવો અને આશા પર સવાર રહેવું, પણ, તેને સવાર ન થવા દેવી. "મળવાનું હશે તે જ મળશે, જવાનું હશે તે જ જશે." આ મ્હોટું સૂત્ર મનમાં રાખી જનક વિદેહી જેવું જેટલું થવાય તેટલું થવું. વિલાયત દૂર નથી. જવાની હોંશ હશે, તો પૈસાની ગોઠવણ થશે જ. "*Where there is a Will there is a Way*." તમારે વિલાયત જવું એ નક્કી છે. આશાને પ્રવૃત્તિના રૂપમાં જ રહેવા દઈ, ચિંતા ન કરવી અને અભ્યાસ ભીષ્મ પ્રયત્નથી જારી રાખવો. ચિંતા ન કરવી. બહુ યાદ રાખવા જેવું છે.

આ * * ને પત્ર તુરત જ લખેલ છે અને બીજા પણ બરાબર લખું છું. * * *

લિ. સુરસિંહજી —

આપનો જ.



૨૯

રાજકોટ,

બુધ.

વ્હાલા આત્મા,

તમારો કાગળ મ્હને આજે મળ્યો. વાંચી અતિ ખેદ થયો. તમે લખો છો "ગભરાવું શાને?" પણ તેમાં જ ગભરાઓ છો. તમે શા માટે શરમાઇ જાઓ છો? દબાઓ છો શા માટે? તમારૂં કામ મ્હેં શું કરી

આપ્યું ? કર્યું હોય તો પણ શું ? * * બે કાગળ લખ્યા તેમાં

"મ્હારા સ્વાર્થને વાસ્તે આપને કેટલું કરવું પડયું ? મ્હારૂં કેટલું અને કેવું એકલપેટાપણું ?"

આવું આવું શું લખ્યું ? આવા ઘોડા કેમ ઘડો છે ? તમારૂં એકલપેટાપણું શું ? આવા વિચારો રાખશો તો કેમ ચાલશે ? હું કયાં અજાણ્યો છું કે આટલું બધું મનમાં લાવી ગળગળા થઈ જાઓ છો ?

આશા છોડવી નહિ. આશા ખોટી નથી. તમારે વિલાયત જવાનું થશે જ. * * * * * * તે પણ ન બને અને તમારે હમણાં જ જવું હશે તો ઈશ્વર પૈસા આપી રહેશે.

* * *

લિ. સ્નેહવશ તમારો

સુરસિંહ.



૩૦

લાઠી,

૩૦ – ૬ – ૯૩.

વ્હાલા આત્મા,

"વહાલા ડાહ્યા સાહેબ" એ સંબોધન કયાંથી શોધ્યું ? ઘોઘામાંથી શોધ્યું હોય એમ લાગે છે કેમકે * * એ પણ એક વખત એ જ લખ્યું હતું. શોધ્યું તો ભલે,

પણ શા માટે? "ડાહ્યા સાહેબ" કરતાં, "ગાંડા ભાઈ" વધારે ઠીક પડત.

ફિઝિકસની ચોપડી જે મ્હારી પાસે છે તે મોકલી આપી છે. * * *

લિ. તમારો
"ગાંડો ભાઈ."



૩૧

લાઠી,
૬-૮-૯૩.

વહાલા જીવનસત્વ,

ઠીક, ભાઈ—ઠીક.

જે લખવું હોય તે લખો અને ખૂશી થાઓ. રજા છે, છુટ છે, સદર પરવાનગી છે.

* * * * * * નો મુંબાઈ જવાનો સ્વપ્ને પણ વિચાર નથી. અમારો પણ એમને ત્યાં મોકલવાનો કાંઈ વિચાર નથી. "રાજકોટને બદલે મુંબાઇ લખાઈ ગયું હશે" એ એમનો જવાબ છે તે રોશન થાય.

સ્કૉટ સાહેબના સ્વર્ગવાસથી તમે દિલગીર ન હો તો બીજું કોણ હોય? ખરેખાત, "હરિ કરે તે ખરૂં."

શું લખું?

ટૉમસ મૂરનું કાવ્ય જે * * * મોકલ્યું, તેવાં પુસ્તકોની એક માળા હોય એમ લાગ્યું કેમકે તેના ઉપર "*The Canterbury Poets*" એમ લખ્યું છે. આ આખી માળાની શી કિમ્મત છે તે જરા જણાવશો અને તેમાં ક્યાં ક્યાં પુસ્તકો છે તે પણ જાણવું છે. તે કંપનીને કહી દેશો એટલે લિસ્ટ વગેરે મ્હને મોકલી આપશે, જેથી તમારો વિશેષ કાલક્ષેપ થશે નહિ.

અત્ર કુશલ – તત્રાસ્તુ.

લિ. સ્નેહાધીન

સુરસિંહ.

૩૨

લાઠી,

તા. ૧૩ – ૮ – ૯૩.

વ્હાલા જીવન,

* * *

"કૅન્ટરબરી પોએટ્સ" માટે લખ્યું તે જાણ્યું. મુરનાં કાવ્યો તો ઘણાં સારાં છે. "The Fireworshipers" વાંચ્યું. પ્રેમના દુ:ખની પરાકાષ્ટા છે. અરે રે! જેના મગજમાં કાંઇ પણ કાવ્યશક્તિ હશે એ બધાંજ દુ:ખી હશે? રડતો શેલી, રડતો કીટ્સ, રડતો ડેન્ટી, રડતો મુર – બધા જ રડતા!?! બિચારાનાં કલ્પનાનાં પ્રેમી

તેઓને સ્વર્ગમાં પણ નહીં લાધે ? ! હું તો એમ જ માનું છું કે " પ્રેમ " એ ' રડવું જ " છે. પ્રેમી મળતાં નથી અને મળે છે તો તુરત એક પાંખ તુટી જાય છે – કવિઓનાં પ્રેમી તરફથી દુનિયાનાં પ્રેમી – સાચાં પ્રેમી – તરફ દૃષ્ટિ કરો તો ત્યાં પણ તે જ ! બિચારો ત્રિપાઠી ! બિચારો દાજીરાજ.]

[કુસંપનો સળો આપણા દેશમાં શું કરશે તે ઈશ્વર જાણે. હીંદુઓ મસ્જીદને અને મુસલમાનો શિવાલયને ક્યારે પૂજતા થશે ? ! અરે ! હીંદુઓમાં પણ કયાં સંપ છે ? સ્વદેશીઓમાં વાઘ અને – પરદેશીઓમાં બકરાં ! ઈશ્વરની ધારણા તે જ જાણે.]

હાલ હું " ફિફ્ટી સેલીબ્રિટ મેન " નું ભાષાંતર લખું છું. બકલનું ભાષાંતર કરનાર કોઇ નર જાગ્યો છે તેથી તે કામ મૂકી દીધું છે. આ લખવાના કામમાં દરરોજ ૨॥ કલાક ગાળું છું. બપોરે ત્રણ કલાક કામ કરૂં છું. એક કલાક કાવ્ય, એક કલાક સંસ્કૃત અને એક કલાક હાલ " એમિનન્ટ ઈન્ડિયન્સ " વાંચું છું.

* * *

લિ. સ્નેહાધીન

સુરસિંહ—

તમારો જ.



33

લાઠી,

૨૦-૮-૯૩.

**સ્નેહી સદલભાઈ,**

⁂ ⁂ ⁂

**બાઇરનને** વિસારી નથી મૂકયો પણ હાલ તેને માત્ર ધ્યાનમાં રાખી **ટોમસ મૂર** વાંચું છું. **કવિ થવા કરતાં** મ્હારે **રાજયકર્ત્તા** વધારે બાહોશ થવું જોઇયે એ સલાહ **બરાબર** છે અને હવે મ્હેં તે તરફ ગતિ કરવા નિશ્ચય કર્યો છે. " **એમિનન્ટ** ઇન્ડિયન્સ " પૂરૂં કરી **મિલની " રાજયનીતિ "** લેવા વિચાર છે.

**સ્નેહ** માટેની " *A mind is its own place* " વગેરે બરાબર છે. * * * * * *

સ્નેહાધીન

સુરસિંહ.



૩૪

લાઠી,

તા. ૧૨-૧૦-૯૩.

**સ્નેહી રાજઋષિ,**

તું તો ગયો. મ્હારો પ્રેમ તને કાંઇક *Cold* લાગ્યો હોય તો ક્ષમા કરજે અને એવી કલ્પના કરીશ નહિ. પ્રેમમાં કાંઇક ઉછળતું દેખાય છે પણ તે આખરે થાકી

જાય છે અથવા ચડઉતર કર્યાં કરે છે; પણ મૈત્રિ જરા શિથિલ લાગે છે પણ તે વિશેષ દૃઢ છે. મ્હારો ત્હારા તરફનો પ્રેમ બદલાયો છે એમ મ્હને લાગે છે. ઉછૃંખલપણું જતું જાય છે અને માત્ર શાન્ત શુભ ઇચ્છા રહે છે. તો પણ મ્હારી વિનતિ સ્વીકારી મને ક્ષમા કરજે.

* * *

ત્હારો – સુર.



૩૫

લાઠી,

તા. ૫ – ૧૧ – ૯૩.

વ્હાલા નેત્રમણિ,

* * * હું મિત્રમંડળમાં અને તું પુસ્તક મંડળમાં મશગુલ છીએ. * * *



૩૬

લાઠી,

તા. ૯ – ૧ – ૯૪.

વ્હાલા હૃદયરસ,

તું ખરેખર ગભરાયો છે – ત્હારાં વાક્યો તેમ કહેતાં નથી પણ ત્હારો કાગળ ચોખ્ખું એમ જ કહે છે. શા માટે? મૈત્રિથી સુખ બમણું અનુભવાય છે કેમકે બન્ને હૃદયનાં જૂદાં જૂદાં સુખ બન્નેનાં અક્કેક હૃદયમાં પ્રવેશ

કરે છે અને દુઃખનો **અર્ધ ભાર** જ ખમવો પડે છે; કેમકે **અર્ધભાર** બીજું મિત્રનું હૃદય ઉપાડી લે છે. ત્હારે મિત્ર છે તો પછી તેનો આવો ઉપયોગ શા માટે નથી કરતો? મદદ "લેવી" અને "દેવી" એ ભાવના દૂર રાખી, છૂટથી જે કાંઇ જોઇતું હોય તે ત્હારા મિત્ર પાસેથી માગી લે અને ત્હારો મિત્ર પણ ત્હારાથી એમ જ વર્તશે.

* * *

વ્હાલા, હજુ કાંઈ જોઇતું હોય તો મ્હને કાંઈ પણ અંદેશા વિના લખજે. ત્હારી પાસે એટલું જ માગું છું.

* * * એક આંગળીને ટેરવે ગણાય, એટલાં જ મ્હારાં મિત્ર છે, તેટલાંને હું સુખી રાખી શકીશ અને સુખની ઇચ્છા પણ તેટલાં જ પાસે રાખીશ. * * *

"**ઈશ્વર** ના માણસ" સાથે સુખમાં હો.

ત્હારો – સુર.



૩૭

લાઠી,

તા. ૨૮ – ૧ – ૯૪.

વ્હાલા હૃદય,

*Ay! many flowering islands lie*
*In the waters of wide agony.*
*Ay, man must reap the things they sow,*
*So O man! hold thee on in courage of soul.*

*Through the stormy shades of thy worldly way,*
*And the billows of cloud that around thee roll*
*Shall sleep in the light of a wonderous day,*
*Where hell and heaven shall leave thee free*
*To the universe of* **Destiny**.

*Be it joy or sorrow,*
*The path of its departure still is free;*
*Man's yesterday may ne'er be like his morrow;*
*Nought may endure but Mutability.*

*There is redress where there is wrong;*
*The past is Death's, the future is thy* **own**!

**Shelley.—**

વ્હાલા, ત્હારા શા વિચારો! "વાવશે તે લણશે" એ સૂત્ર પ્રમાણે ત્હેં સારૂં જ વાવ્યું છે તો સારૂં જ લણીશ. સુખ શું? દુઃખ શું? એ તો એક કલ્પના છે. એ જ શેલીએ જીંદગીમાં દરેક કાર્યમાં જય મેળવનારને સુખી કહ્યો નથી પણ એણે -- વાસ્તવિક વિચાર્યું કે "*Happier they their happiness who knew.*" જગત્ દુઃખી છે કેમકે વર્ત્તમાનનું સુખ તે સમજી શકતું નથી. ગયું તે મીઠું લાગે છે. ત્હને ત્હારી ન્હાની નિશાળના દિવસો ગમતા? હવે ગમે છે અને ગયું. તેમાં સુખ હતું એમ ધારે છે. ત્હને આ નિશાળના દિવસો નથી ગમતા પણ તે પણ આઠ વર્ષ પછી મીઠા લાગશે. ત્હારૂં આ વર્ષ નકામું ગયું નથી. ત્હને કાંઈક

એવું મળ્યું છે કે જે મળવાની જરૂર હતી – તે દુઃખ; કેમકે **કવિઓ** અને **મહાપુરુષો** માટે તે જ **મહાત્મા** લખે છે કે "*They learn in Suffering what they teach in Song*." **શિખ્યા વિના શિખવાતું નથી.** ત્હમારે દુનિયાને કાંઇ શિખાડવાનું કામ કરવું જોઇયે – એ જ સૌનું લક્ષ્ય હોવું જોઇયે – તો ત્હમારે **શિખવું** પણ જોઇયે. **દુઃખ વિના શિખાતું નથી.** ત્હમારે માથે જે છાડો આવ્યો એ ખરેખર મ્હોટું દુખ છે, પણ દુનિયામાં એવા પ્રસંગો ઘણા મળી આવે છે. તેમાં આપણો ઉપાય નથી તો દુઃખ ભોગવવું નિરર્થક છે. જે કામ કરવું એ હોંશથી અને મ્હોટી આશા રાખીને કરવું. વિલાયત જવાની ઈચ્છા રાખવી પણ તેનાં સ્વપ્ન સારાં નથી. એ સ્વપ્ન હાલ મનમાંથી કાઢી નાખવું અને હાથમાં છે તે સુધારવું. આવતે વર્ષે જય મેળવવો જ જોઇયે. એ જ નિશ્ચય રાખવો. આ વર્ષ તો શું પણ કોઈ વખ્તે એક ક્ષણ પણ "બળાપા" માં કાઢવાની નથી – એ કામ ઉદ્યોગીને માટે નથી. માટે ખૂબ **મહેનત કરો અને ગયું બધું ભૂલી જાઓ.** તો પણ આવેલ છાડો ભૂલવો બહુ મુશ્કેલ પડશે પણ તમારી જ શિખામણ તમે યાદ લાવોઃ—

**"મુશ્કેલીની સામે થવામાં જ મ્હોટાઈ છે."**

સ્નેહાધીન **સુરસિંહ**.



## ૩૮

લાઠી.

તા. ૧ – ૨ – ૯૪.

વ્હાલા,

* * *

ત્હમારા * * * * * * સાથે વાત થઇ તે યોગ્ય જ છે. "આંધળા આગળ આરસી"! અરેરે! રાજાઓ એ સમજ્યા હોત તો આજ આવું શા માટે હોય? ઝીણા ટાઇપનાં જે સારામાં સારાં મળે છે તે Coleridge, Byron અને Tomson's * * પુસ્તકો મોકલી દેશો અને વર્ડસ્વર્થ અને બ્રાઉનિંગનાં પુસ્તકોની એક ટીપ નીચે પ્રમાણે મોકલી દેશો :—

વર્ડસ્વર્થ :—

"પુસ્તકનું નામ — કિંમત"

તે જ પ્રમાણે બ્રાઉનિંગ —

જે દુકાને મળતાં હોય તેનું પૂરૂં શિરનામું લખશો એટલે ધીમે ધીમે હું એ કવિઓ આખા મંગાવી લેઇશ અને તમને પણ વખત ગુમાવવો નહિ પડે.

હવે આવું કામ ત્હમને સોંપી વખત રોકીશ નહિ.

સ્નેહાધીન

સુરસિંહ.

૩૯

લાઠી,

તા. ૫-૨-૯૪.

વ્હાલા સદુભા,

"*A human being with heart of flower and iron, is a Man*" એક પાસા પુષ્પ, બીજી બાજુ વજ્ર એવું હૃદય એ જ માણસનું હૃદય હોવું જોઇયે.

* * *

ત્હમારો

સુર.

૪૦

લાઠી,

તા. ૧૧-૨-૯૪.

વ્હાલા સદુભા,

* * *

શેલી વાંચ્યો. કીટ્સ વાંચીશ. પછી વર્ડ્સવર્થ પછી મિસ્સિસ બ્રાઉનિંગ વાચવાં છે. આટલા વાંચ્યા પછી તે દંપતિ મંગાવીશ. અહો! એ ઘર કેવું સુખી હશે!

* * *

ત્હમારો

સુર.

## ૪૧

લાઠી,

તા. ૧૫ - ૩ - ૯૪.

વ્હાલા,

* * *

"ન્યાય" દુનિયામાં નથી તો મ્હારે ઘેર ક્યાંથી હોય?! હું દેવ નહિ થઈ શકું - માણસ છું તો માણસ જ રહીશ. તું કે કોઇ કે મૂર્ત્તિમાન્ "ન્યાય" પણ મ્હને તે બાબતમાં ફેરવી શકશે નહીં.

* * *

કાયદા તો હજુ વાંચતો નથી. મુંબાઇથી થોડાં જરૂરનાં પુસ્તકો લેતો આવીશ. પેપર્સમાં ડેલીગેઝેટ, પત્રિકા, ગુજરાતી અને કૈસરેહિંદ વાંચું છું, જરૂરના જ સવાલો વાંચું છું - જેવા કે "સરકારની નાણાં સંબંધી મુંઝવણ", "પાર્લામેન્ટના ફેરફાર" વિ. હમણાં વધારે ઉદ્યોગી છું. મ્હારા વર્ડ્સ્વર્થનો અભ્યાસ મેં કેવી રીતે શરૂ કર્યો છે તે જોજે. એ શિવાય "એડવાન્ચર્સ ઑફ ટેલીમેકૃસ" એ નામનું "પોલિટિકલ નૉવેલ" વાંચું છું. ઇતિહાસ તો નથી વાંચતો. બધું થશે - * * પણ - અરેરે! ત્હારૂં તે કહેવું માની હૃદય ચીરાશે નહિ - પ્રેમ તોડાશે નહિ પછી તે દુરાગ્રહ કહેવાય, અન્યાય કહેવાય, ક્રૂરતા કહેવાય કે ગમે તે કહેવાય. તું મને એટલું તો માફ કરજે.

ત્હારો જ

સુર.



૪૨

નેપિયનસી રોડ,
આગાખાનના બંગલા પાસે,
મનમોહનદાસ રામજીનો બંગલો;
મુંબાઈ.

૧૮-૪-૯૪.

મ્હારા રાણા,

આ બંગલો બહુ સારો છે. હું કાગળ લખું છું અને મ્હારી સામો જ ૫૦ હાથ પર દરિયો ઘુઘવે છે. શી ખૂબી? ક્યારે તે જોવા આવશો?

* * *

ત્હમારો
સુર.

૪૩

૩૦-૪-૯૪.

વ્હાલા રાણા શ્રી,

* * * હાલ મજા કરીએ છીએ * * * વાંચતા કારવતા કાંઇ નથી. ગપ્પાં, સપ્પાં, ફરવું, હરવું - અને બાપો બાપો.

* * *

હાલરડાની નકલ મ્હેં કરી લીધી નથી. * * * રાસડો "કૃષ્ણક્રીડાવિનોદ"-ના શિરોલેખ સાથે ગયા ચંદ્રમાં ડાબા પુંઠા પર છપાઇ આવ્યો છે, તે અને "મ્હારૂં કબુતર" લખી મોકલું છું.

૪૪

લાઠી,

તા. ૨૪ - ૬ - ૯૪.

વ્હાલા,

* * *

"*Gipsy Child*" એ મથાળાને બદલે મ્હેં તો - "**સમુદ્રથી છંટાતું બાલક**" આવું મથાળું કર્યું છે. વાદી કે એવા રખડતા લોકોના બચ્ચા કરતાં કોઈ **દિવ્ય બાલક** મેં તો કલ્પ્યું છે, "*Memorial verses*" વાંચી. એ **કવિનો રસ** સર્વ જગાએ સરખો જ છે - તેમાં શું કહેવું? ઘણી સારી છે. બંધ બેસશે તો તેનું કાંઇક કરીશ. લાંબી **કવિતા** લખવી તેમાં કેળવણી ઘણી હોવી જોઈયે. **એક રસનો પ્રવાહ ટકાવી રાખવો** એ બહુ મહેનતનું કામ છે. હજુ વાર છે. ઘણું વાંચી અને પછી તે બની શકે. **સંસ્કૃત** જાણવું ઘણું અગત્યનું છે, તે પાછળ પણ થોડા માસ મહેનત લેવી જોશે. "**વીર રસ**" એટલે શું? શૃંગાર નહિ, પણ "**પ્રેમરસ**" એટલે શું? પહેલા **રસમાં** વ્યક્તિ વ્યક્તિથી દૂર જવા યત્ન કરે છે, **વ્યક્તિ વ્યક્તિથી - કે બ્રહ્મથી - ઐકય કરવા ઈચ્છા રાખે** છે - કારણ કે પહેલામાં **પ્રધાન** ભાવના ક્રોધની છે, બીજામાં **કોમળતાની**. **વીરમાં** અમુક સ્થાને સ્વાર્થપરાયણ પ્રેમ રહે છે અને તે કયારે કયારે તો ઉત્તમ **પ્રેમનું** સ્વરૂપ ધારણ કરે છે, એ બધું ખરૂં. **વીરમાં** - શૌર્યમાં ઉમદા સ્વભાવ અને **સર્વસ્વત્યાગ** સુધી માણસ નીડર,

રહે છે તોપણ દુનિયાના **સુધારા** સાથે **વીરરસ**ની પડતી અને **પ્રેમરસ**ની ચડતી થવી જોઇયે. **વીરરસ સહન** કરવું સમજતો નથી, **વીર** હૃદય ઉદ્ધત અને કોઇ કાળે મિત્રનું પણ એક જરા ક્રોધ આવતાં માથું કાપવા તૈયાર થાય, **પ્રેમી** હૃદય માથું કપાતાં સુધી દ્રવતું જ રહે. ગાંડિવ ધનુષ્યનો તિરસ્કાર એક કાળે કરનાર **ધર્મનું** શિરચ્છેદ કરવા તૈયાર થયો, ત્યારે **ધર્મે** માથું ધર્યું. **વટ, ટેક** બંને હૃદયમાં છે. અર્જુનની ટેક એવી હતી કે ગાંડિવને અપશબ્દ કહેનારનું માથું કાપવું. **ધર્મ**ના મનમાં એવો **સબલ** પ્રેમ હતો કે તે પોતાના ભાઇની **ટેક** ન ભાંગે માટે મરવા તૈયાર થયો. અર્જુનથી **ધર્મ**નું માથું ન કપાયું અને ટેક તૂટી, **ધર્મ**ની **ટેક** અડગ રહી. પહેલો **રસ** – **ઉતાવળીયો** અને બીજો **ધીરો** છે. જગતમાં **વીર**નાં તત્ત્વો વધવાથી કશો લાભ **નથી**, **પ્રેમ**નાં તત્ત્વો વધવાથી લાભ જ છે. હજુ જગતમાં **વીરરસની જરૂર છે**, પણ તે ઓછી થતી જવાની. મહાભારત યુદ્ધ થયું ન હોત તો લાભ હતો પણ કાલિદાસ ન થયો હોત તો નુકસાન હતું. વીર લખવો એ મ્હારાથી બને કે નહિ એની મ્હને મ્હોટી શંકા છે. તે **રસ** મેં હજુ જોયો નથી – વાંચ્યો નથી – **સાક્ષાત્ દર્શન** તો ક્યાંથી જ થાય? પણ **પ્રેમરસ તો હું હમેશ અનુભવું છું**, તેથી તે લખવું સહેલું પડે, નિત્યના પરિચયથી ઉદ્‌ગારો પણ તેના જ આવે. પ્રેમમાં છૂપો **વીર** – અને તે જ **ખરો વીર**, ખરૂં **શૌર્ય** છે – રહે જ છે. **હનુમાન**નાં બધાં કાર્યોમાં તેણે જે

પોતાનું હૃદય ચીરી તેમાં **રામ**ની મૂર્ત્તિ બતાવી **એ ઉત્તમ** છે. આ કાર્ય **પ્રેમનું** જ **પરિણામ** છે, પણ તેમાં **"પ્રેમશૌર્ય" નથી. "ફરૂં નાગો બિયાબાને – ફકીરી** હાલ મ્હારો છે" – આ વાકય તપાસો. ગત **પ્રેમીના સ્મરણાર્થે** બધું છોડવા તૈયાર હૃદય નપુંસક – શૌર્યહીન કેમ હોય? આ રડતા હૃદયમાં દુનિયાને મહાત કરનાર **કેવી પ્રબલ શક્તિ છે? એ જ ખરો વીરરસ છે.** ખરૂં શૌર્ય છે.

* * *

તું કહે ત્હારે શું જોઈયે, પછી તે પૂરૂં પડશે.
મ્હને તો ત્હારો જ સમજજે. –

એ જ – સુર.



## ૪૫

લાઠી,

તા. ૨૧ – ૭ – ૯૪.

વ્હાલા હૃદયાનંદ,

* * *

તું આવો દુઃખી તે શા માટે રહેતો હઈશ? દુનિયામાં દુઃખી થવું એ ત્હને ભૂલ નથી લાગતી? મ્હને તો એવું લાગે છે કે જગતમાં સુખ દુઃખનાં તત્ત્વો ઉડયા કરે છે, તેમાંથી જેને જે જોઇયે તેને તે મળી રહે છે. દુઃખ કે સુખનો નિર્માયલો કોઇ કાલ છે જ નહિ. તું ભણે છે તેમાં દુઃખ છે? ત્હારી કઇ એવી સ્થિતિ છે કે જેમાં ત્હને

દુઃખ લાગે છે ? મિત્રો તરફથી તને સંતોષ નથી ? * * તરફથી સંતોષ નથી ? તે તો નથી જ – એ હું જાણું છું. એ કાંઇ નવી વાત નથી. તેનો ઉપાય કરવો, એક કરવો – બીજો કરવો અને કાંઈ અંતે ફલ ન આવે તો બી ઠીક છે. પણ, **યત્ન કર્યા વિના નિરાશ થવું એ કોઈને છાજતું નથી. વળી "નિરાશ" થવું એ તો કયારે પણ હોવું જ જોઇયે નહિ.** નિષ્ફલતા સાથે નિરાશા આવવી જ જોઇએ એ કાંઇ જરૂરનો નિયમ નથી. એક જૂની વાત પર વિચાર કરી દુઃખી થવું એ તે શું કહેવાય ? એક વાત આવી એટલે તેને અમુક વખ્ત વિચાર માટે આપવો, તેમાંથી કાંઈક તારી લેવું, તે પ્રમાણે વર્તવું અને અંત પછી ગમે તે થાય. એક દાખલો લે. હું ત્હને મળવા એક માઇલથી ચાલતો આવ્યો. તું મ્હને ન મળ્યો. મ્હારે નિરાશ શા માટે થાવું ? ન જ થવું કેમકે હું આવ્યો અને ચાલ્યો તેનું નિશ્ચિત પરિણામ તો મ્હારા પગ દુઃખે તે છે — મળવું એ નહિ. "મળવું" એ તો કેટલીક બીજી બાબતોનું – આ બાબત સાથે – પરિણામ છે. યત્ન કર, આશા રાખ અને ફલ ન મળ્યું તેથી નિરાશ ના થા; કેમકે "યત્ન કરવું" એટલી જ બીના "ફલપ્રાપ્તિ" માટે બસ નથી – ફલપ્રાપ્તિમાં તો કેટલાક બીજા યોગ પણ હોવા જોઇયે – તે – **ઈશ્વરાધીન** છે. ત્હારી બાબતમાં તો આમાંનું કશું નથી. દુનિયામાં હજુ પડયો નથી. કયા મ્હોટા હેતુ માટે ત્હેં યત્ન કર્યું છે ? શી ફલહીનતા આવી ? હવામાં મહેલો બાંધવાની ત્હને ક્યાંથી ટેવ પડી ? ન્હાનાને મ્હોટું કરી દેવું એ

મ્હને "વીરરસ" નું માહાત્મ્ય સમજાવનારને લાઝિમ છે? સમજવું બધું અને કરવું કાંઈ નહિ એ શું? પછી તો સરદારસિંહ સુરસિંહની જ હારમાં ગણાશે તો સુરસિંહ કઈ મૂર્ત્તિનાં દર્શન કરી તેને મહાન ગણી તેને પગલે ચાલવાનું શિખશે? હાલ તો આટલું જ. હાલ તો આટલું પણ ત્હારે માટે ઘણું છે.

ત્હારો જ

સુર.



૪૬

લાઠી,

તા. ૫–૮–૯૪.

વ્હાલા,

* * *

મ્હને તો એક જ અફસોસી છે કે હું ત્હારે માટે કાંઈ જ નહિ કરી શકું? તું મ્હારૂં કાંઇ જ નહીં સ્વીકારે? કારણ શું? શું, ભાઈ! તું મ્હને ત્હારી મૈત્રીને યોગ્ય નથી ગણતો? હું લાયક નથી એ તો મને પણ લાગે છે. ક્યાં એ દઢ મનનો સરદારસિંહ અને ક્યાં આ નબળાઇથી ભરેલો સુર? વ્હાલા, આ તો નિભાવી લેવાની વાત છે.

* * *

હવે દુઃખી થા મા. મ્હારાથી એ સહેવાતું નથી.

* * *

શિ * * ને “ પ્રેમ અને મૃત્યુ ” અને “ પ્રેમ અને શ્રદ્ધા ” નાં મૂળ ઇંગ્રેજી કાવ્યો વાંચવાં છે માટે કૃપા કરીને તું તેને તે લખી મોકલજે . * * *

સ્નેહાધીન

સુરસિંહ .



૪૭

લાઠી ,

તા . ૨ – ૯ – ૯૪ .

વ્હાલા દરબારભાઈ ,

આજે કલમ આનંદ આનંદમાં ઉછળે છે . ઓહો ! હવે તો અમારા સદ્દુભા *Father* થયા . વધામણી તો મ્હેં આપી છે – શું આપશો ? હું માગું તે – તેમાં “ હા ના ” ચાલે નહિ . શું માગીશ ? બસ , રજામાં અહીં આવો . બીજું કાંઇ જ નહિ .

* * *

એ જ હાલ તો

એ જ વધામણીઓ .



૪૮

લાઠી ,

૩ – ૧૧ – ૯૪ .

મ્હારા વ્હાલા રાણાજી ,

આ વર્ષનો પહેલો દિવસ – તે જ દિવસે આવા મહાપુરુષનાં દર્શન થાય અને તે પણ તેની મહાન્ રંગ-ભૂમિ સાથે – તે વળી એક મિત્રની શુભ લાગણી સાથે – આ બધું કેવું મંગળ ? સાધારણ સારા માણસનું મ્હોં જોવાથી દિવસ સુખમાં જાય તો આવા મહાત્માના દર્શનથી વર્ષ સુખમાં જાય એ નવાઇ જેવું નથી ; પણ, ભાઇ ! મ્હેં નવરાએ તને શું મોકલ્યું ? મ્હારે શું મોકલવાનું છે ? આ હૃદય ત્હને સ્વીકારવા જેવું લાગ્યું છે તો તે જ. તે ત્હારી પાસે રાખજે અને તેને સંભાળજે. * * *

* * *

ત્હારો – સર્વદા ત્હારો –

સુર.

૪૯

લાઠી,

તા. ૧૧–૧–૯૫.

વ્હાલા રાણાજી,

ચાલતા માસની તારીખ ૨૧મીએ રાજ્ય–સોંપવાનું નક્કી થઇ ગયું છે ત્યારે બની શકે તો, ભાઈ! જરૂર આવજે. ત્હને વળી વિશેષ શું લખું ?

* * *

સ્નેહાધીન

સુરસિંહ.

૫૦

લાઠી,

તા. ૧૫-૧-૯૫.

મ્હારા વ્હાલા રાણાજી,

* * *

રવિવારે આવશો – વાહ વાહ – બહુ આનંદ થશે.

* * * * * *

મ્હારે માટે શું લાવશો? શું લાવશો? શી ખબર પડે? મરજીમાં આવે તો એક **ભમરડો** લેતા આવજો અથવા તમારા પ્રૉફેસરનાં છોકરાંને આપો છો તેવું **દીવાસળીનું બાકસ** – તો પણ ચાલશે.

હવે કાંઈ જ લખવાનું નથી.

તહારો – સુર.



૫૧

લાઠી,

૮-૨-૯૫.

* * *

વિચારની આવી સ્થિતિ મ્હેં હજુ સુધી અનુભવી નથી, તેમ મ્હારી નબળાઇનું આવું ભાન પણ હજુ સુધી થયું નથી. મ્હારા હૃદયના હુકમો કાંઈ પણ ધાસ્તી વિના બજાવવા યત્ન કરૂં છું, પણ ટેવ ન હોવાથી, બહુ મુશ્કેલી પડે છે. કા * * * સાથે બે વખ્ત કજીયા થયા

અને આખરે મ્હારૂં "પૅાઇન્ટ" "કેરી આઉટ" કર્યું છે -- સાચું હતું અને કર્યું છે -- પણ ઈશ્વર જાણે મ્હને તે વખ્તે કેટલું લાગ્યું છે તે. નશીબે પથર સાથે કામ કરવાનું હાલ નિર્માયું છે - બે વર્ષ. પણ એ મુશ્કેલીમાંથી હું પસાર થયો, તો પછી બીજી મુશ્કેલી મ્હને બહુ હલકી લાગશે. હવે કામ હાથમાં લઉં અને કેટલાક જરૂરના તુર્ત કરવા જેવા ફેરફારો કરી નાંખું તે વિચાર કરૂં છું. * * * * * * અને પછી મ્હને ત્હારૂં મત આપજે. * * *

ત્હારો

સુરસિંહ.



૫૨

લાઠી,

૧ - ૨૧ - ૧.

બુધવાર.

વ્હાલા હૃદયાનન્દ,

તમે આપેલું પુસ્તક અને શુભ ઇચ્છા મળ્યાં. "*Sir*" એ શબ્દ મ્હને લખી "વિવેક" બતાવ્યો એ "રાણા સાહેબે" ઠીક કર્યું?

ઉપલી તારીખ વાંચી તમને અચંબો નહિ લાગે. "આપ મુવે પિછું ડુબ ગઈ દુનિયા" એ સાચું હોય તો "આપ જન્મે છે, ત્યારે જ દુનિયા જન્મે છે",

એ સૂત્ર પણ સાચું જ હોવું જોઈએ. વળી, "જગત્ ભ્રમ છે" એ શા માટે સાચું ન હોય? એમ હોય તો પણ આ મ્હારી દુનિયા મ્હારી સાથે જ જન્મી છે એ ભ્રમને લીધે સાચું છે, મ્હારી માયા મ્હેં જ ઉત્પન્ન કરી છે.

ગયાં વર્ષોમાં તું મ્હારો રહ્યો, એવો જ આવતાંમાં રહેજે.

સુખી રહેજે.

ત્હારો સુરસિંહ.

૫૩

લાઠી,

૧૮ – ૨ – ૯૫.

મ્હારા વ્હાલા રાણા,

ત્હને બહુ માઠું લાગ્યું છે. આ * * ને પણ માઠું લાગ્યું છે. જરા ધીરજ રાખો. મ્હારે કહેવાનું છે તે સાંભળો. કેટલુંક તો મેં આ * * પરના કાગળમાં લખ્યું છે. * * * માં "શિક્ષા" આપવા જેવી કોઇ કુટેવ નથી કે મ્હેં તેમ કર્યું હોય. પણ હાલ દેખાય છે તેથી કાંઇ ઉંડો મ્હારો હેતુ છે. મ્હેં મ્હારૂં મન તો જોયું છે. મ્હારી પાસે કોઈ પણ હોય, તેનું "ઇન્ફ્લ્યુયન્સ" મ્હારા પર ચાલે તેવું મ્હારૂં મન છે. અને કેટલીક વખ્ત ઇરિસ્પોન્સિબલ્ માણસોની વાતો પરથી હું મુંચ-

વાઈ જાઉં છું. મ્હને એકલું રહેવું હવે બહુ ગમે છે. * * * * * * તેને પણ રાજ્યમાં બીજી કોઇ જગ્યા આપી દઇ "મ્હારી પાસે કોઇ જ નહિ" એમ કરવા હું ધારૂં છું. આમ થવાથી કેટલીક ભૂલો અટકશે અને હાલ તો વધારે ભૂલો થશે. પણ કોઈથી આંધળાની માફક દોરાવાની મ્હને જન્મથી ટેવ પાડવામાં આવી છે, તે નીકળી જશે. મ્હારામાં "સેલ્ફકૉન્ફિડન્સ" ની બહુ જરૂર છે. હું દુરાગ્રહી થવા માગતો નથી, પણ જે જેનું કામ તે જ તે કરે અને તે કામ સબન્ધી મતભેદ થાય તો તેની જ સાથે ચર્ચા કરવી. પછી તેમાં સેક્રેટરી કે પાસવાનનું કાંઇ જ કામ નહિ. સલાહ – વગર પૂછે સલાહ – આપવાનું કામ માત્ર કારભારીનું અને મિત્રોનું છે અને તેઓ સાથે પણ ચર્ચા કરવી. આ માર્ગ પકડતાં પહેલાં, કેટલાક ફેરફાર કરવા જોઇયે. * * * * * * પણ આ કારણ * * જગ્યા બદલવાનું મૂળ કારણ નથી. બીજું, જે માર્ગ મ્હેં કહ્યો તે પકડવામાં એક સારો કામદાર જોઇયે. આ કામદારમાં જે ગુણ દોષ છે, તેની હું ઑ * * * ને આજ વખતે તે અહીં આવશે ત્યારે વાત કરીશ. જો તે બદલવામાં આવે તો હાલ * * * ને કામદાર બનાવીશ અને પછી બીજો સારો માણસ મળશે તો જ રાખીશ નહિ તો લાઠીનું કામદારૂં * * * કરી શકશે એમ મ્હને લાગે છે. ગો * * * * * ને ગરાસચાસનાં કામ સોંપવાં. બધું દફતર અને એકે એક ચોપડો વાંચવો અને તે દરેકનું તારણ કરી મ્હારી આગળ મૂકવું અને કોઈ

દસ્તાવેજ બહાર કોઇ બીજાં માણસો પાસે હોય તેની શોધ કરવી. લાઠીનાં એટલાં ગામ ગયાં છે કે તેની આખી જીંદગી ચાલ્યા કરશે, અને હમેશાં પાંચકલાકનું કામ તેમાંથી નીકળી આવશે. એ સિવાય અહીં ઘણાં નવરાં માણસો છે તેમાંથી સારાં સારાં રાખી ધીમે ધીમે નકામી જગ્યાઓ કમી કરવી અને બધાં કામો સંચવાઈ શકાય તેટલાં જ માણસો રાખવાં. પણ આ બધું અહીંના * * * * ની બદલી થાય ત્યાર પછી થઇ શકે. આ બધું લખવાનું એટલું જ કારણ કે તમારા મનમાં બધી વાત બરાબર ઉતરી શકે.

* * *

તું જાણે છે કે કોઈ માણસને વઢવું એ મ્હારા સ્વભાવથી કેટલું ઉલટું છે. હું જેને વઢું તેના કરતાં એ વઢવું એ મ્હને પોતાને વધારે મ્હોટી શિક્ષા છે. બનતાં સુધી લખીને જે કાંઈ થાય તે કરવું અને જ્યાં ઉપાય ન હોય ત્યાં જ મ્હોંની વાત રાખવી. * * * મ્હારો મૂળ હેતુ એમને ખેતી દરેક ખેતરમાં સારી થાય છે કે નહિ, કુવાની કયાં ક્યાં જરૂર છે, કયો ખેડૂત નબળી સ્થિતિનો છે અને તે કેવી રીતે સારી સ્થિતિમાં આવે, તેને પૈસાની કેટલી મદદ આપવી એ વિ. કામો સોંપવાનો છે. આખરે મૂળ સ્થાન લાઠી જ રાખી બધે એમની ઇચ્છા પ્રમાણે ફરવું એવું કરવાનું છે. ભાઈ, કોઇનું હું બુરૂં નહિ કરૂં, તો * * * * કેમ કરીશ ? હું રાજા થવાને ડરતો હતો તે આટલા જ માટે. હવે મ્હારે કાંઇ જ નથી કહેવાનું. ત્હારી લાગણી દુભાઈ તે

હવે નથી ફૂભાઈ એમ મ્હને લખ — જો તે સાચું હોય તો. હું હતો તે જ છું અને તે જ રહીશ. એ હવે લખવાની જરૂર પડે છે. * * * * * ની બાબતમાં હજુ ઘણાં કારણો છે તે હવે પછી વળી જરૂર લાગશે તો લખીશ પણ એટલું હાલ બસ છે કે મ્હારી કોઈ પણ જાતની નાખૂશી થઇ નથી.

ત્હારો એ જ

સુર.



૫૪

લાઠી,

૨૭ – ૨ – ૯૫.

વહાલા ભાઈ,

હું જાણતો હતો કે ત્હારો ગુસ્સો ઉતરી જશે. હજુ જેમ વધારે જાણીશ તેમ બિલકુલ ગુસ્સો રહેશે નહિ. * * * ને માટે પણ મ્હને ખાતરી છે કે આ ફેરફાર જે પહેલે દિવસ ખબર મળ્યા ત્યારે કડવો લાગ્યો હતો * * તે જ જેમ વધારે વખ્ત વીતશે તેમ મીઠો લાગશે. ત્યાં * * શું ગોઠવણ કરી છે તે તું જાણશે તો ત્હને નિરાંત થશે. * * ગો * * * * * ને હું પરણ્યો નથી, તેમ આખી જીંદગી પાળવા હું બંધાયો નથી, જ્યાં સુધી તેનો ઈરાદો ખરાબ છે એવું મ્હને નક્કી થયું નથી ત્યાં સુધી એ અહીં છે. * * ભાઈ! માગીને પણ ન લે તેવાં

માણસો દુનિયામાં બહુ થોડા હશે. * * * હજુ સુધી માગીને લીધું છે, ચોરીને લીધું નથી, એટલું બધું આપ્યું એ મ્હારી ભૂલ છે. * * માટે એમની વિરુદ્ધ ખરે જ કાંઈ કહેવાનું નથી. * * ભાઈ, ત્હારા અને આ * * ના ઝપાટાએ મ્હારૂં મન એવું કરી નાખ્યું છે કે હજુ સુધી સ્થિર થયું નથી. * * રાજ્યની ચિંતા તો લીધી હતી, પણ તેમાં ત્હારૂં અને આ * * નું મન ઉચક થઇ ગયાં તેથી તો શ્વાસ પ્રાણ ઉડી ગયા છે. ટુંકામાં * * * અને સૌ સુખી છે અને સુખી રહેશે. * *

આ કાગળથી ત્હને સંતોષ નહિ થાય, પણ મ્હારૂં મન બિલકુલ બ્હેરૂં થઇ ગયું છે, કાંઇ લાગણી થતી નથી, તેમ સુખ પણ નથી.

ત્હારો – સુ.



૫૫

લાડી,

૨ – ૩ – ૯૫.

મારા વ્હાલા રાણા,

તું લાઠામાં * * * * ન હોય તો ન આવી શકે એમ તું લખે છે. અત્યાર સુધી તો એમ જ બન્યું છે. મહેરબાની કરીને હવે એક વખ્ત તું મ્હારો મેમાન થા.

અરેરે! ત્હારૂં હૃદય કયાં અને હું કયાં?! ખરેખાત હું વિચારૂં છું તો મ્હેં ત્હને અજાણ્યાં પણ બહુ દુઃખ

દીધું છે હું ત્હારે માટે કે **આ** * * ને માટે યોગ્ય મિત્ર નથી. મ્હારી મૈત્રીથી તને દુઃખ સિવાય બીજું શું મળ્યું છે? મ્હારા મનમાં આ જ વિચારો ઘોળાયાં કરે છે. કાંઈ પણ ચેન નથી. ત્હને હજુ પણ ઈશ્વર જાણે કેટલું દુઃખ હશે. મ્હારૂં હૃદય હું કેમ કરી લખી શકું? ઘણું કહેવાનું છે પણ લખવા બેસું છું કે બધું ઉડી જાય છે. * * * મ્હારી અત્યારની સ્થિતિ તું જોઈ શકત તો ત્હને દયા આવત અને ગુસ્સો નીકળી જાત – પણ તે ક્યાંથી બની શકે?

**આ** * * ને મેં હજુ સુધી કાગળ લખ્યો નથી. તેને શું લાગતું હશે? તેનું શિરનામું લખજે. * * * શું કરૂં? કાંઇ જ નહિ. તું ક્યારે આવશે? ત્હને રજા ક્યારે પડશે?

હાલ તો સૌથી તજાએલો

ત્હોય ત્હારો સુર.



## ૫૬

લાઠી,

૨૪–૩–૯૫.

**મ્હારા વ્હાલા,**

* * * કોણ જાણે ત્હેં તો કેટલી વખત લખ્યું: – "* * * ને હવે તેમનું રાજીનામું સ્વીકારી * * * *

જવા રજા આપશે." પણ શા માટે ** ** રા ***ની વાત કરતા નથી, રા *** એમને જોઈતું નથી અને ત્હારા મગજમાં ભણતાં ભણતાં આ તે ભૂત ક્યાંથી ભરાયું છે? ***

ભાઈ, મ્હારા જેવા અણઘડ માણસ પાસે એકદમ બધું સારૂં થઇ જવાની તું આશા બાંધે અને મ્હારી પાસે તું આટલું બધું expect કરે એ ત્હને કાંઇ અતિ આશા જેવું નથી લાગતું? મને રાજ્ય કેળવવા સંબંધે હજુ સુધી શું કેળવણી આપવામાં આવી છે? એક ઘાએ કુવો પણ કેમ ખોદી શકાય? તું સુખી રહે–સુખી રહે. તું કરે છે તે ભણવાનું કામ ખંતથી અને વગર ચિંતાએ કર. હું ત્હારો છું–ત્હારો જ છું. હતો તેવો ને તેવો જ ત્હારો છું. તું સાચું નહિ માને તો પણ ત્હારો જ છું; ત્હારો હું કદિ મટીશ નહિ. માત્ર એક ભરોંસો તું રાખીશ કે જાણી જોઇને તો હું ત્હારૂં કદિ નહિ બગાડું તો પછી આ બધી ઉપાધિ મટી જશે. પણ એ કેમ બની શકે? તું અહીં આવશે ત્યારે ઠીક થશે. એ વખતે ***ને પણ જરૂર લેતો આવજે. હાલ કાંઈ લખતો નથી. અહીં ક્યારે આવીશ? *** અત્ર કુશલ–તત્રાસ્તુ.

ત્હારો–સર્વદા ત્હારો–

સુરસિંહ.



૫૭

લાઠી,

૩૧ – ૩ – ૯૫.

* * *

મ્હારા વ્હાલા આનંદ,

"પરમ કૃપાળુ નામદાર ઠાકોર સાહેબ" – "પરમ કૃપાળુ" એવું શા માટે લખે છે? ત્હને લાગે છે તેવું "ક્રૂર" કે તેવું કાંઈ શા માટે લખતો નથી? ત્હારા કાગળો હાલ તો એવા કંઇ આવે છે કે હું તે ઉઘાડતાં ધ્રુજું છું. હવે એવી દૃષ્ટિ ક્યાં સુધી રહેશે?

બાપુ, માત્ર * * ને જ કાઢવા મ્હારો હેતુ ન હતો પણ એવું દેખાય એવું તો થયું. પણ હવે તે વિચાર કાઢી નાખવા એક બીજું કારણ ત્હારી આગળ મૂકું. તું તેને ગ્રાહ્ય માનીશ કે નહિ તે તું જાણે. * * ને મ્હેં રજા આપી – કાઢી મૂક્યા – તેનું ભુંડું કર્યું અને તે કોઈના દાબથી, હું જેમ લખું છું તેમ મ્હારી ઇચ્છાથી અને તેવું તેમ જ રાજ્યનું ભલું કરવા માટે નહિ એમ તમે બંને માનો છો. તો એ કોના દાબથી હોઇ શકે? * * * * અને * * * * * ના દાબથી એમ જ તમે માનતા હશો. તો * * * * * હાલ રજા પર ગયેલ છે – સાત દિવસની- અને હવે તે અહીં આવશે જ નહિ. મ્હેં તેને કહી દીધું છે કે "હવે હું લખું તે પહેલાં તમારે અહીં આવવું નહિ, અને હવે જ્યારે હું તમને બોલાવીશ ત્યારે તમારે

* * * * તરીકે આવવાનું થશે કારણ કે સેક્રેટરીની જગા મ્હેં કમી કરી છે.” જો તેના પર મ્હારી મહેરબાની હોત અથવા તેનો મ્હારા પરનો દાબ જારી રાખવા મ્હારી ઈચ્છા હોત તો આ પ્રમાણે હું તેને કહેત નહિ. આ એક કામથી જ હું એટલું તો સાબિત કરી શકું કે આજથી * * * * * અને એ મંડળીનો દાબ મેં મ્હારા પરથી ખસેડી નાખ્યો છે. હજુ ધીમે ધીમે હું બીજા ફેરફારો કરીશ અને તેથી ત્હને વિશેષ ખાતરી કરી દેતો જઈશ. આ માટે ત્હારે શું કહેવાનું છે? આટલું થયાથી તારા મનનો નિશ્ચય ફેરવવા જેટલું મ્હેં કાંઈ કારણ આપ્યું હોય તેમ લાગે છે? હવે કૃપા કરીને સ * * ને તેના કુટુંબને લઇ જવાની ના લખ અને આ હકીકત પણ તેને લખ. હું તો તેનો હાલ મોટો ગુનેહગાર દેખાઉં છું તેથી કાંઇ લખી શકું તેમ નથી. “સ * * એ નામ જ હાલ તો મ્હારા હૃદયને પીગળાવી દે છે.“ બિચારો સ * * અને ક્રૂર સુરસિંહ” એવું કાંઈ થઇ આવે છે.

ત્હારી ઇચ્છા ન હોય તો તું હાલ આવતો ના. બે માસ પછી આવજે અને ત્યારે હું ત્હને ખુશી કરી શકીશ. હાલ તો અહીં આવીશ તો ત્હને દુઃખ થશે. પણ ગમે તેમ કરી સ * * ને સમજાવ. અત્યારે તો મ્હને એવું લાગે છે કે સ * * પણ હાલ ન આવે તો સારૂં! હું તેને શું મ્હોં બતાવી શકીશ? હું જ્યારે ખાતરી કરી આપું કે મ્હેં * * * * નું ભલું કર્યું છે ત્યાર પછી તે આવે તો સારૂં— હાલ તો હું વિશ્વાસઘાતી દેખાઇશ અને હું તે નથી,

છતાં દેખાઈશ એ મ્હને બહુ લાગે છે. પણ એ પણ સહન કરવું. જે આટલું સહન કરી શકયો તે પથ્થર એટલું પણ સહન કરી શકશે. "સો તેમ પચાસ."

બીજું તો શું લખું ? તું મ્હને આ પત્રનું ઉત્તર તુર્ત લખજે. તેમાં ત્હેં શું ધાર્યું તે લખજે.

ત્હારો – સર્વદા ત્હારો –

સુર.



૫૮

લાઠી,

તા. ૧૬ – ૭ – ૯૫.

પ્રિય રાણાશ્રી,

પત્ર મળ્યું.

આટલા દિવસે ઉત્તર લખું છું, તેને માટે ક્ષમા કરશો. * * * હાલ એટલું જ કે તમે લખેલી ત્રણે બાબતોમાં આપણે જે નિશ્ચય પર આવ્યા હતા તે જ પ્રમાણે બન્યું છે.

* * * તે કેવી રીતે અને હવે હું શું કરવા માગું છું તે કાલે લખીશ.

સ્નેહાધીન

સુરસિંહ.



૫૯

લાઠી,

તા. ૧૯ – ૭ – ૯૫.

વ્હાલા ભાઈ,

ત્હારો કાગળ મળ્યો. આટલો બધો ગુસ્સો શા માટે? પહેલી આ * * ની વાત કરૂં પછી ત્હારી વાત લખું. હવે મ્હને લાગે છે કે આપણામાં મ્હારા કેટલાક દોષોને લીધે કે એક વખત તમને સૂચના આપ્યા છતાં તમારી અધીરાઇને લીધે ધીમે ધીમે દિલ બગડતાં જાય છે. એક વખત એવો હતો કે જ્યારે આપણે ત્રણ એકબીજાના કાગળો આનંદથી વ્હેલા વ્હેલા ઉઘાડતા અને હવે કવર પર પણ એ ઓળખીતા અક્ષરો જોઈ 'અરેરે વળી શો કુહાડો પડવાનો' એવો દિલમાં શેરડો પડે છે. આનું કારણ હદની ઉપરથી જવું – અતિ નજદીક આવી જવું. માણસમાં અને દરેક વસ્તુમાં મ્હને તો બે ગુણ લાગ્યા છે. ખેંચવું અને ધક્કો મારવો. અમુક હદ સુધી પ્રેમ ખેંચતો હશે અને પછી ધક્કો મારતો હશે?

"મિષ્ટ સૌ પેદા થયું પ્રેમસૃષ્ટિમાં –
"હાથમાંથી મિષ્ટતમ થતાં ઉડી જવા."

નહિ તો આમ શા માટે થાય? આપણા અને ખાસ * * * અને મ્હારા સંબંધનો શું પાયો છે? હૃદય – સાહિત્ય – બસ. રાજ્ય નહિ અને રાજ્યની ખટપટ નહિ. મ્હારો * * * * ફેલાણો થાય તો બસ * * * * * * * * * એવી મતલબનું વાક્ય બોલાય એ કયા હૃદયની

કે ક્યા સાહિત્યની હદ આવી ? ! * * * વળી વગર પૂછેલી સલાહની કિંમત શું ? કદાચ હું દુઃખમાં આવી પડીશ તો, સ્પેન્સરના ધોરણ માફક, મ્હને પડવા દો, હું મ્હારી મેળે નીકળીશ. નહિ નીકળી શકું તો મદદ માગીશ અને માગું ત્યારે ટેકો દેજો ને તેની કિંમત થશે. * * * ઠાકોર સાહેબની આ સંબંધે બહુ વખાણવા જેવી રીત છે અને એ રીત તે રાખે છે એટલે શું તેને મિત્ર જ નહિ હોય ? અહોહો કેવું સુખ હતું ? તે બધું ખોયું અને હવે ઈશ્વર જાણે પાછું ક્યારે મળશે ? મ્હને માઠું લાગ્યું નથી, હું દુઃખી નથી, પણ તમારાં દુઃખથી ખેદ થાય છે. હવે હું દુઃખી હઈશ એવું તો કદિ કલ્પશો પણ નહિ. મ્હારા સીધા રસ્તાઓમાં મ્હને બહુ આનંદ મળે છે. તમે પણ એવા જ વિશ્વાસથી રહો તો દુઃખ જ નથી. * * *

ભાઈ, જે * * * * આપણા સંબંધનું મૂળ એ જ હાલ આપણા સંબંધને તોડવાનું સાધન બને છે. ત્હારા મનમાં નિરાંત નથી, મ્હારા મનમાં ન્હાની ન્હાની બાબતની બહુ ચિંતા રહ્યા કરે છે. * * * * * * * આમ થવાથી આપણો સંબંધ બહુ નિર્મળ રહેશે અને * * નિરાંતે રહી શકશે. * * * હાલ એ જ. કદાચ આ પત્રથી તને વધારે દુઃખ થશે પણ હું તો વધારે સુખ માટે જ માનું છું.

ત્હારો

સુર.



૬૦

લાઠી,

તા. ૨૨ – ૬ – ૯૫.

વ્હાલા ભાઈ,

પત્રો મળ્યાં. કુ * * એ આવવા હા કહી છે અને હવે અઠવાડીયામાં અહીં આવશે.

હવે છેતરાવાનું કાંઈ રહ્યું નથી. આ * * * * (હાલ વ * * * * *) હાઈકોર્ટપ્લીડરમાં જવા ધારે છે. તેને ૧૦ માસનો અર્ધ પગાર (પાંચ માસનો આખો પગાર) ગ્રેચ્યુઇટી તરીકે આપ્યો છે.

ભાઈ, ત્હેં મ્હને દુનિયાનો માર્ગ બતાવી દીધો છે. અરે રે! દંડ વિના શું તે દુનિયા સીધી ન જ ચાલવાની? દુનિયામાં રહેવું તો તે દંડ વિના ન જ ચાલે એ ત્હેં મ્હને શિખવ્યું છે. હજુ સુધી ઘણા મિત્રો મ્હને એ શિખામણ દેતા પણ તેની અસર આ જ વખતે થઈ છે. * * *

દેવીની આશિષ્. મ્હારૂં શું?

ત્હારો એ જ

સુર.

૬૧

લાઠી,

૨૭ – ૭ – ૯૫.

પત્ર મળ્યાં. "વ્હાલા ભાઈ" લખવાની તો મના થઈ તો બીજું શું લખું? હાલનો સુરસિંહ ઠગારો ભલે રહ્યો.

* * * નો હાલ જોગ બની શકે તેમ નથી. * * * અટકશે અને * * * * * અટકશે એ કલ્પના સ્વપ્નમાં પણ રાખવી નહિ. * * * પ્રેમ ગયો માનતા હશો તો પણ આ રાજ્યની પત તો હું નહિ જ ખોઉં. માટે એ ખાતે નિશ્ચિંત રહેશો. * * * ખોવાયેલો વિશ્વાસ પાછો મેળવીશ ત્યારે લખતાં ઠીક પડશે.

"વ્હાલા ભાઇ" લખવાનો હક ગયો તો મથાળું કાંઇ જ નહિ તો અંતે કાંઈ જ નહિ.

સુરસિંહ.

૬૨

લાઠી,

૨૯ - ૭ - ૯૫.

વ્હાલા,

"અરે અશરાફ આ હૃદયે ખતા તુજ માફ કીધી છે;
"હવે તોબાહ સદા કરજે, ખુદા માફી ત્હને બક્ષે."

દગાની ફરિયાદમાં આ બે લીટી ઉમેરી છે. તે કુકડો તું ત્હને લગાડજે - હું મ્હને લગાડી શકીશ. તું દુઃખી છે. હું પૂરો સુખી છું. હું હવે દુઃખી નહિ જ થવાનો. મ્હારૂં હૃદય બહુ બદલાઈ ગયું છે. પણ યાદ રાખજે, દોસ્ત! બે હાથ જોડી માફ માગવાનો વખ્ત અગાડી આવવાનો છે. ત્હારા કાગળો વાંચી હું હસું છું. અરે, ભોળા માણસ! જરા અટક અને વિચાર. પેપરમાં ભલે છપાયું. ત્હને હજુ છેતરૂં છું એમ ત્હને ભલે લાગે પણ, * * * * * * * * * * * * * નથી નીમાયો.

અને નીમાશે નહિ. * * * * રહ્યો નથી અને જલદી જશે. કા * * * થી હું દબાએલો નથી અને દબાઈશ નહિ. આ બધી સાચી વાતો છે અને અગાડી વધારે સાચી લાગશે. જરા તપાસ કરાવી જો. * * * * * અહીં કેવી રીતે છે? * * * * * * * તેને હમણાં મેં રજા આપી છે કે નહિ? એ બધું પણ શા માટે? હાલ તો ચાલે છે તેનાં જ ગીત ગાવાં. ત્હેં મ્હને છેતર્યો તો ઠીક પણ હું જાણતો હોત કે આ માત્ર કસોટી છે તો પણ * * * ની હું ના જ કહેત. અને ત * * * ની હકીકત પણ હવે પૂછી જો. * * * * તો * * * * પાસે જ હતી. એ તો જરા જોવા માટે બસ મેં એમ જ લખ્યું. * * પૈસા હું આપીશ એમ ક્યારનું એ આ * * ઉપર લખાઇ ગયું છે. * * * * * * * * ને હાલ નહિ પણ થોડા વખત પછી મ્હારી સગવડે હું આપીશ એ પણ થઇ ગયું છે. * * * તુર્તમાં થઇ જશે. અરજી આવે એટલે હું ગોઠવણ કરીશ. તે રકમો ભલે તું ત્હારી પાસે રાખજે નહિ. * * * * રાખશે અને છતાં મ્હારો પ્રેમ ત્હને હાલ લાગ્યો છે તેવો જ લાગે તો ત્હારી ઇચ્છા પ્રમાણે કરજે. પણ જરા દુનિયાદાર થા – **બિલકુલ નિશાળિયો થા મા**. આ * * ને પણ હાલ હું કાંઇ જ લખવાનો નથી. તેને પણ ટાઢો પડવા દેવો. હમણાં બસ બધાને માઠું લગાડવું એ જ ધંધો મ્હેં લીધો છે અને તેમાં મ્હને તો બહુ આનંદ આવે છે, કેમકે આખરે શું થશે તે હું

જાણું છું અને તમારી બધાની ઉથલપાથલ અને ઉછાળા શાન્ત રહી જોયા કરૂં છું.

માટે–હાલ સૌ ભલે કૂદો. આપણા રામ તદ્દન શાન્ત છે. તમારી ઉતાવળ ઉપર આ શાન્તિ કેવો જય મેળવે છે તે અગાડી દેખાશે. હાલ લાંબુ ટુંકું કાંઇ જ નહિ. તમારૂં કુટુંબ આનંદમાં – તબિયતથી સુખી છે. કોઇ કેદખાનામાં નથી માટે વકીલ લઇને કે અમસ્થા પણ આવવાની કશી જરૂર નથી. જીવ ઠેકાણે રહે તો ભણજો. લડાઇમાં ગીતા સમજનાર અર્જુન થવું એ કેવું મુશ્કેલ છે તે આ પહેલી જ વખત તું દેખી શકશે.

એ જ

સુર.



૬૩

લાઠી,

૧–૯–૯૫.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યું.

"*India*" મ્હને પણ કોણ જાણે શાથી હજુ મળ્યું નથી! અને તેથી જ નથી મોકલાયું. જો હું ભૂલી જ ગયો હોત તો કવિતા પણ ન મોકલત.

હજુ છ માસ સુધી હું મ્હારા મિત્રોથી દૂર રહીશ. છ માસ પછી ત્હને, આ * * ને બોલાવીશ અને રાજ્યની શી સ્થિતિ છે તે બતાવીશ અને સાબિત કરી આપીસ કે તમારી બધાની પરીક્ષા જૂઠી નીવડી છે. એમ હું ન કરી શકું ત્યાં સુધી કોઇને કાગળ પણ ન લખવો એ મ્હારો નિશ્ચય હતો, પરંતુ એ તો બની શકયું નહિ. હું ત્હને અને તેને ભૂલી ગયો નથી અને ભૂલી જઇશ નહિ એ સાબિત કરી આપીશ. પણ હમણાં નહિ.

!!! અને * * "anonymous કાગળ" કયાં? અને તે પણ વળી ત્હારા દિલને બાળી નાખે તેવો * * * એવા કાગળ પર તે વજન હોય! હું નિશાળીયાને દુનિયાદાર થવા લખતો તે આ માટે જ. * * *

મ્હારી કવિતાઓ ત્હને લખાવી મોકલી દેઇશ. આ * * ને મ્હારા તરફથી શું કહીશ? મ્હને તો કાંઈ સૂજતું નથી. * * *



૬૪

રવિ.

પ્રિય રાણા શ્રી,

હાલ તો પરીક્ષામાં પડયા હશો.

ફારસી ચોપડીઓ આવો ત્યારે લેતા આવશો.

હાલ વધારે સમય નહિ રોકું.



૬૫

લાઠી,

૧ - ૧૦ - ૯૫.

વ્હાલા ભાઈ,

ત્હારૂં દુઃખ વાંચી મ્હને ખરેખર ખેદ થાય છે.

મ્હારૂં હૃદય હજુ તું નથી સમજી શકયો એથી વિશેષ ખેદ થાય છે. તું મ્હને કાગળ નહિ લખે એ હું ધારતો જ હતો. પણ પત્ર વાંચી બહુ આનંદ થયો છે.

જેવો નનામો કાગળ ત્હારા પર આવેલ તેવો જ મ્હારા પર આવેલ. * * * પણ તે તું ત્હારા મનમાંથી કાઢી નાખજે. પાયા વિનાની વાત છે.

તું મ્હારી પાસે માફ માગશે તેમાં ખરેખાત મ્હને આનંદ આવશે - વિશેષ આનંદ આવશે તે તો એટલા જ માટે કે મ્હારાં સૌને મ્હારૂં સારૂં જોઇ આનંદ થશે અને મ્હને પાછું હતું તેવું ઐકય થશે.

ત્હારે કેટલા * * * ની જરૂર છે તે કૃપા કરીને મને લખજે.



૬૬

લાઠી,

૧૯ - ૧ - ૯૬.

પ્રિય સદુભા,

પત્ર મળ્યું.

મ્હેં "વીંધાયેલા હૃદય" માટે જે લખ્યું હતું, તેમાં "ઘણી વખત" એટલું ઉમેર્યું હોત તો તેમાં કશી

ભૂલ નથી એમ લાગત, અને તે શબ્દ ઉમેરીને હવે તે વાંચશો એટલે ખરૂં લાગશે. પણ તે સાથે હવે શો સંબંધ છે?

તમારૂં બુરૂં કાંઈ નથી કર્યું એટલો મ્હને તો સંતોષ છે, પછી બીજા અને તમે પોતે ગમે તેમ સમજો.

કાવ્યોની નકલો ઘણી કરવી પડે તેમ હતી. * * * મ્હેં માત્ર મિત્ર મંડળ માટે હજુ સુધીનાં બધાં કાવ્યો છાપવા આપ્યાં છે તે તૈયાર થઈ આવતાં તે જ દિવસે તમારા તરફ મોકલી દેવાશે. બીજું તો શું લખવાનું હોય? સુખી રહેજો, એટલું જ.

સ્નેહાધીન

સુરસિંહ.

❧

૬૭

લાઠી,

૨૪ - ૧ - ૯૬.

વ્હાલા ભાઈ,

ત્હારૂં લાંબું પત્ર વાંચી – ઓહો! ઘણા પત્રો ઘણાંના વાંચ્યા. મુસાફરીમાં * * * ના પત્રો જેવું મીઠું દુનિયામાં કાંઈ જ ન હતું, પણ તે પણ આ ત્હારા પત્ર જેવું નહિ. પત્રથી – કોઇ પણ પત્રથી મ્હને એટલી

લાગણી નથી થઈ તેમ કોઇ પણ કાવ્યની એટલી લીટી-માંથી મ્હને એટલું જ્ઞાન નથી મળ્યું. ફરી ફરીને વાંચ્યો, તે પત્ર રાખી મૂકત, પણ "મર્મદારક ભસ્મ" રાખવી એ કાં તો નબળાઇ છે કે માત્ર દુઃખ વ્હોરવા જેવું છે. વળી મ્હને તો એવી જરૂર પણ નથી તેથી ફાડી નાખ્યો, હમણાં જ ફાડી નાખ્યો. કૈંક વિચાર આવે છે:– "મૈત્રિ તૂટે છે" — "તૂટી શકે છે" એ માન્યતા ઉડી ગઈ.

"ભૂલાએ ભૂંસાએ પ્રણય નહિ, એ સ્વાર્થ સ્વપનાં" એ બહુ સાચું છે. ત્હારો મ્હારામાં કશો સ્વાર્થ ન હતો– નથી, તેમ જ મ્હારો ત્હારામાં હતો નહિ અને નથી એ ત્હારા આ કાગળે સાબિત કરી આપ્યું છે. પણ આ શું થયું? આ * * કેમ રીસાયો? મ્હને શું થયું? ત્હને શું થયું? જૂદા પડી જવાનું – મનમાં તો તાલાવેલી છતાં જૂદા પડી જવાનું ખરેખર કાંઇ જ કારણ સમજાતું નથી. હમણાં વળી એ સ્થિતિમાંથી એકદમ આવી લાગણી ઉછળી આવવાનું કારણ સમજાતું નથી. ત્હને જ્યારે છાપેલાં કાવ્યો મળશે ત્યારે તું આ વાંચીશ:–

"જન્મ ને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ ખરે,
"પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિહાથ છે."

એવા શું આપણે પાસા ફેંક્યા કે જેનો દા આવો દેવાયો? મણિ કહે છે તેમ "બે ને બે ચાર" થવા જોઇએ તેને બદલે કિસ્મતે "ઉલટના આંકડા" ત્રણ કરી

દીધા. કરી દીધા – તેમ લાગ્યું પણ આખરે તો "બે ને બે ચાર' જ. ઠીક છે હમણાં તો ભલે ત્રણ હો – જેમ ત્રણ પણ કારણ વિના થયા છે, તેમ ચાર પણ પોતાની મેળે જ થશે.

કાવ્યો ભાવનગરમાં છાપવા આપ્યાં હતાં પણ તેમાં એટલી ભૂલો આવવા લાગી કે આખરે એ બંધ કરી "નિર્ણયસાગર" માં આપવા ઠરાવ કર્યો. ક્યારે તૈયાર થશે, તે તો કહેવાય નહિ, પણ માસ દોઢ માસથી તો શું વધારે વખત જોઇશે? કાવ્યો બધાં આવશે – માત્ર એક "બીડી અને બીડીનો પીનાર" એ સિવાય. ત્હને ઘણી નકલો મોકલીશ.

અભ્યાસ, હાલ તો બધું ભૂલી જઇને, કરજે. એ ત્હારી ફરજ છે. ફરજની શિખામણ આપી આટલું સહન કરનારને ફરજ માટે શું લખવું હોય?

છબિ ત્હને મળશે. તું દરબાર કહેવાય છે, તો ઈશ્વર ત્હને દરબાર જ રાખશે અને તેથી કાંઈ વધારે થવા તું યત્ન કરે છે, તેમાં ત્હને સવળો દા મળે એ ઇચ્છતો

ફરીથી ત્હારો

સુ.

૬૮

લાઠી,

તા. ૨૦-૪-૯૬.

કૃપાળુ સદુભા,

"કૃપાળુ" નહિ તો બીજું શું? શા માટે કૃપા વિના આ બધું હજુ હોય?

"વીંધાએલું હૃદય" બહુ સારૂં છે. આ પત્ર પછી એ ફરીથી વાંચ્યું. બહુ થઈ. પણ કોના તરફથી થઈ? મ્હારે ઘણું કહેવાનું છે, પણ કોને કહેવું? * * * નો એક કાગળ હતો – "*Sir*" એ સંબોધનથી હતો. તેનું તો કાંઇ નહિ. મ્હારી કવિતાઓ છપાઈ હોય, તો **વેચાતી** મોકલવા લખે છે. પણ તે તો માત્ર મિત્રમંડળ માટે છપાવાની છે એટલે મેં લખ્યું છે કે તમે તે સ્વીકારો તો હું છપાતાં, મોકલી આપીશ. એ પ્રસંગ લઇ લખે છે :–

"*I had the manuscript copies of all the poems kindly sent to me by ONCE a very dear friend of mine Sursinhji who happened to be Thakore of —*"

આમાં કેટલું સત્ય છે? પહેલું પત્ર જે ગોધામાં મળ્યું હતું જેમાં સહી કરનાર "*an admirer*" – (એન્ એડમાયરર) – હતું તે કોનું "*admirer*" – (એડમાયરર) – હતું? "સુરસિંહજી" નું – "*Thakore of* –" નું નહિ. સુરસિંહજીએ એવું શું કર્યું, કે જેથી તેને "*Once a very dear friend*"

લખવું પડયું અને તે જ્યારે રાજકોટ ગયો હતો ત્યારે મ્હોં સરખું પણ બતાવ્યું નહિ કે કોઈ મેળામાં સુરસિંહે સલામ કીધી ત્યારે તેનો પણ સ્વીકાર ન થયો ! હશે ! "*Thakore of* — "ની તેની *Thakore-ship*માં કાંઈ ભૂલ થાય કે ગમે તે થાય તેમાં "Sursinhji"ના "*admirer*"ને શું હતું ? એ *admiration* જો તે ઠાકોરની રાજ્યકાર્યકુશલતાથી ઉદ્‌ભવ્યું હોય તો તે રાજ્યકાર્યની ભૂલથી જતું રહે એ વાજબી છે; પણ સાહિત્ય અને હૃદયથી ઉત્પન્ન થએલું *admiration* રાજ્ય-કાર્યની કુશલતાની ખામીથી કેમ જાય ? એક માણસ એકમાં સારો અને તે ગુણને લીધે મૈત્રિ થઈ, મૈત્રિ થયા પછી મૈત્રિ કરનાર તરફ તો તે કોઇ દિવસ બેવફા થયો નથી અને જે ગુણને લીધે મૈત્રિ થઈ તે ગુણ પણ ગયો નથી તો પછી મૈત્રિ કેમ જાય અને તે "વીંધાએલું હૃદય" કેમ કરી શકે? એકમાં જેટલો સારો છે તેટલો જ બધામાં સારો થાય એવી આશા રાખી, નિરાશા મેળવી મૈત્રિ છોડનારને શું કહી શકાય ? કેટલાંક કાર્યો એવાં *Conflicting* હોય છે કે એકમાં સારો હોય છે, તે બીજામાં સારો નીવડી નથી શકતો. *Conflicting* ન હોય તો પણ તેમ ઘણી વખત બને છે. અલબત્ત, એકમાં જે એટલો બધો સારો લાગ્યો તે બીજામાં તદ્દન નકામો થયો એ ખેદની વાત છે, પણ તેથી તે ત્યજી દેવાને પાત્ર નથી થતો. ખરૂં જોતાં તો, એ ખેદ પણ અમુક વખતે ભુંસાઇ જવો જોઇએ. બા * * * ને હું ચ્હું છું, કેમકે તે મ્હને ચાહે છે, પણ બા * * *

અમુક લુચ્ચો કે ગમે તેવો કાર્યભારી રાખે, તેમાં બા * * * ને હું ત્યજી શા માટે દઉં ? બા * * * ની વખ્ત જતાં, તેની મેળે આંખ ઉઘડશે અને તેને યોગ્ય લાગે તે કરશે. વળી મ્હને જે માણુસ ખરાબ લાગ્યો, તે જ સારો હશે તો ? અથવા સારો થઈ ગયો હશે તો ? પણુ ગમે તેમ હો, ગમે તેમ થાઓ, પણુ એવી બાબતોથી હું બા * * * ને છોડી દઉં, એ તો કોઈ રીતે **વાજબી નથી જ. "વફાઈ ના મળે જયાં ત્યાં"** એ ખરૂં છે, પણુ એ બોલ કહેતાં જે માણુસ લખનારના મનમાં છે તેને માટે તો એ ફરિયાદ સાચી નથી – માત્ર દુઃખી કરવા અને થવા છોકરમતથી ઘડી કાઢેલી છે. "બેવફાઈ"ની કાંઈ વ્યાખ્યા તો હશે જ. તે * *, * * * કેમ ન વિચારી શકે ? અને તે વ્યાખ્યા ઘડી કાઢયા પછી તે જેને માટે તે શબ્દ વપરાયો છે તેને લાગુ પડી શકે કે નહિ તે પણુ કેમ ન વિચારી શકે ? બાકી *pessimist* – '**પેસિમિસ્ટ**' તો "બેવફા" ગમે તેને કહી શકે, અને કહે તેનો ઉપાય નહિ, અને ઉપાય નહિ તેને માટે પેટ શું બાળવું ? ઈશ્ક હકીકી શોધનાર ભલે શોધે પણુ તેથી કોઇના પર વગર વિચાર્યે આરોપ મૂકી તેમ કરવું એ છાજતું નથી. જરા હજુ વધારે વિચારો – આપણી જ – અને લખનારની પણુ – સ્ત્રીઓને આપણે ચાહીએ છીએ – શા માટે ? તેઓ આપણુને ચાહે છે **માટે જ**. બીજી કયી રીતે તેઓ **ચહાવાને** યોગ્ય છે ? **વિદ્વાન્** છે ? હુશિયાર છે ? આપણા શોખમાં ભાગી થઈ શકે તેવી છે ? તે જ પ્રમાણે * * *

સુરસિંહને ચાહતો, પછી તે ઠાકોર તરીકે ભલે "૯" નીવડે, તેમાં તેના પ્રેમને શો બાધ આવ્યો? આઘું શા માટે જવું? પોતાની સ્ત્રી માટે જ જૂદો કાયદો અને એક મિત્ર માટે જૂદો કાયદો?! "ગૃહિણી" જેને કહીએ તે તે છે? બાલકોને ઉછેરતાં તેને આવડે છે? સ્પેન્સરની "કેલવણી" પ્રમાણે કે કયી થિયરી પ્રમાણે બાલકોને ઉછેરે છે? એમાંનું કાંઇ નથી, છતાં, બંને એકબીજાને ચાહે છે! શા માટે ચાહે છે? કારણ કે બંને એકબીજાને ચાહે છે. તો સુરસિંહ ક્યારે * * * ને ચાહતો ન હતો? પોતાની સ્ત્રી માટે રદીયો દેશે કે તેને કેલવણી બરાબર ન મળી હતી. સુરસિંહને રાજ્ય ચલાવવાની શું કેલવણી મળી હતી? એમનાં વહુ હવે શા માટે શિખતાં નથી? જવાબ તૈયાર જ છે કે "આળસુ છે". ત્યારે એ "આળસુ" થવાનો પ્રેમમાં સુરસિંહને શા માટે હક ન મળે? એક સ્થાને ક્ષમા અને બીજે સ્થાને શા માટે નહિ? પણ, આ બધું કોને કહેવું? અરે રે! સલામ સરખા પણ ન લીધી? ભલા, મૈત્રિને સમયે આપેલું *Present* પણ પાછું વાળવું?! મ્હારે પણ તે પુસ્તક પાછું મોકલવું હતું, પણ તે અરેરે ન બની શક્યું! *Weakness! Weakness!* બસ તે *Weakness* માટે જ તેનો ત્યાગ! કોની પાસે ફરિયાદ કરૂં? હવે એ લપ મૂકી તમારા જવાબો લખી નાખું.

ગઝલ સારૂં છે પણ "વીંધાએલા હૃદય" જેવું મ્હને નથી લાગતું. હમણાં હું ફિલોસોફી વાંચતો નથી

પણ **એમર્સન** વાંચવા વિચાર છે. હાલ તો **વર્ડ્સ્વર્થ**નું છઠ્ઠું વૉલ્યુમ વાંચું છું. **સંસ્કૃત**ની પહેલી ચોપડી પૂરી કરી છે. ગણો તો એ જ સુ.

એક વખત મ્હારાં કારણો * * * પાસે મૂકવા બહુ મન થાય છે. તે મને ચાહે છે અને હું તેને ચાહું છું છતાં કમનસીબે આ સ્થિતિ છે, તેનું શું કરવું તે સૂજતું નથી. આ સાથેનો કાગળ અને મ્હને જે કાંઈ લાગ્યું હતું તેના ઉભરા ઘણા નીકળ્યા છે પણ તેમાંના બે લખી મોકલું છું તે પણ * * * ને મોકલશો.

સુ.



૬૯

લાઠી,

૨-૬-૯૬.

વ્હાલા ભાઈ,

પ્રેમની રીસ નથી રહી શકતી. લાંબો વખત ન જ ટકી શકે. મળવું એ આવતી વેકેશનમાં બની શકશે. પણ શું આપણે બે જ મળશું અને મિ. દ * નહિ? એમના મનનું કાંઇ જ સમાધાન નહિ થાય? કોઈ દિવસ નહિ થાય?

એમનાં બધાં કારણો સામે મ્હારૂં એક હૃદય જો એમને ચાહતું હોય તો એ માનવું એ બસ નથી? રાજ્યમાં હાલ શું થાય છે એ કોણ જુવે? દૂરથી જ વાતો સાંભળ્યા કરતાં આવતી વેકેશનમાં આવી જોઈ કાંઈ

વિચાર બંધાય તો કેટલું સારૂં ? પણ, તેનું યે કાંઈ નહિ. અપવિત્ર ભૂમિ પર પગ ન દેનાર કોઈ પણ ગામમાં કેમ રહી શકશે ? જા * * * * માં અને શ * * * માં બધાં જ માણસો સારાં હોય તો બહુ આનંદની વાત છે ! પણ તેનું હમણાં કાંઈ નહિ. કારણોથી હૃદય નહિ સમજે, હું નહિ સમજું, એ નહિ સમજે. વખતે કરેલું તે વખત જ બંધ કરી શકે.

કાવ્યો લખાય છે. હું તે મિ. મ * * * પર મોકલીશ અને તે જ થોકડો ત્યાંથી તમારી પાસે આવશે.

જ * * ન આવી શકયા પણ કવિ અહીં હતા, અને એ આનંદ પણ કાંઈ ઓછો ન હતો.

* * * * * *



૭૦

લાઠી,

૧૦ – ૬ – ૯૬.

વહાલા રાણા શ્રી,

પત્ર મળ્યું. ખરેખર આપણે બધા – આ આખી દુનિયા ઘાણીના બળદ છીએ. ફરવું પણ આખરે ત્યાંને ત્યાં જ. બીજે કયાં જઈયે ? એવા સખત લાકડાથી જોડાયલા છીએ કે તે તૂટી જ શકે તેમ નથી. * * * ને માટે પણ તમારૂં કહેવું બરાબર છે. પણ હવે આ મનામણાનો સમય કયારે આવે ?

* * * * * * શું લખું ? વિચારો ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યના ઘુંચવાઈ જાય છે. હવે મળશું ત્યારે બહુ શાંતિ થશે.

કાવ્યો મ * * * ને મોકલી દીધાં છે. હજુ સુધી એક વિચાર મ્હારા મનમાં ઘોળાયાં કરતો હતો. તેને વિશેષ સતેજ કરવામાં જ * * નું એક પ્રશ્ન — "પ્રીતિ વધે? નીતિ વધે?" – બહુ કામ લાગ્યું. તે જ વિચારને બંને પક્ષથી પૂરો ઇન્સાફ આપવા "હૃદયત્રિપુટિ" માં મ્હેં યત્ન કર્યું છે, અને એકને ચાહતા છતાં, બીજાને ચાહતાં શું વિક્ષેપ આવવા જોઇયે, વિ. ત્રિપુટિની જ લાગણીવાળાં બીજાં કાવ્યો ન્હાનાં ન્હાનાં લખાયાં છે, તે જ માત્ર આ પ્રસંગે મોકલેલ છે અને તે જ તમને મળશે. તે જ્યારે ફુરસદ હોય ત્યારે વાંચશો અને તેને માટે શું અભિપ્રાય છે તે લખશો. બીજાં કાવ્યોની નકલ કરાવતાં બહુ વખત જાય તેમ છે અને તે લખનાર કારકુન હ * * * * સિક રહ્યાં કરે છે, તેથી તે તો આપણે મળશું ત્યારે વાંચશું. નોટબુકો હું સાથે લેતો આવીશ.

હાલ વિશેષ કશું લખવાનું નથી.

વર્ષાદ આવવાનાં પરિયાણ કરે છે.

એ જ – હતો તે જ –

સુ.

૭૧

લાઠી,

૨૦ – ૬ – ૯૬.

વ્હાલા રાણા શ્રી,

પત્ર મળ્યું. * * * * * *

કાવ્યો મળ્યાં હશે. "હૃદયત્રિપુટિ" એ લાંબુ લખવાનું પહેલું યત્ન છે તે કેટલે અંશે સફલ થયું લાગે

છે? તમે વાંચી રહો ત્યાર પછી એ થોકડો આ * * ને પણ મોકલશો. એથી પણ એમને કાંઈક આનંદ થશે.
* * * * * *



૭૨

લાઠી,

૨૫ – ૬ – ૯૬.

વ્હાલા ભાઈ,

* * * કવિતાઓ મગાવે છે. જરા તાકીદે મગાવે છે. અહીં ઉતરાવીશ તો તેને વખ્ત લાગશે માટે હાલ તમારી પાસે છે તે એમને આ કાગળ મળતાં તુર્ત મોકલી દેશો. તમારે માટે બીજી નકલ કરવા આપી દઈશ.

આજે એમને એક કાગળ લખ્યો છે. મ્હારાથી તો કાંઈ જ લખાતું નથી.

હવે થોડા સમયમાં મળશું – એટલે એ જ

તમારો

સુર.



૭૩

લાઠી,

૧૪ – ૮ – ૯૬.

વ્હાલા ભાઈ,

પત્ર મળ્યાં. આનંદ થયો.

પરીક્ષકો સારા નિમાયા છે એ પણ જયની જ એક સૂચના છે. ખૂબ મહેનત કરશો અને બનતાં સુધી ઘરબાર બધું ભૂલી જશો.

આપણે વાતચિત કાંઈ ન કરી શક્યા. જેમ બનવું જોઇતું હતું તેમ જ બન્યું છે.

"હૃદય હૃદયે ભેટયાં તેને પછી વદવું કશું ?"
શું બોલાય ? જરૂર પણ શી ?

કવિતાની નોટબુક અને ચિત્રોનું પ્રાઈસલિસ્ટ મળ્યાં. ચિત્રોનાં નામ વાંચી કેટલાંક તો મગાવવાનું મન થાય છે.

* * * * * *



૭૪

લાઠી,
૧૮-૯-૯૬.

પ્રિય રાણાજી,

હમણાં જ **એમર્સન**નું એક **પ્રકરણ** પૂરૂં કરી બેઠો છું. **માર્ટિનો** આવી ગયો છે. **ચાર** પુસ્તક છે. જોઉં છું અને વાંચવાનું મન થાય છે. પણ **એમર્સન** હાલ તો છોડાય તેમ નથી. તે વાંચતાં વાંચતાં મ્હને કોણ જાણે શું યે થાય છે ? !

પેલી **ઇઝરાઇલ**ની અને **હૈદર**ની વાત વળી આજે મનમાં આવી છે. **ઇઝરાઇલ**ની વાત કરતાં **હૈદર**ની વાત વધારે સારી રીતે ગોઠવી શકાય તેવી મને લાગે છે. તે વાત જ કવિતાના રૂપમાં મૂકવાનો વિચાર થાય છે. * * *

હાલ એક નવો વિષય લખવાની ગોઠવણમાં છું. "**ગોહેલ હમીરજી**" નું એક **કાવ્ય** બનાવવા વિચાર

છે. જો એ વાત બરાબર ગોઠવી શકાય તો વસ્તુ બહુ સારૂં છે.

અભ્યાસ કેવો ચાલે છે? આવતી રજામાં અહીં આવશે?

સ્નેહાધીન

સુરસિંહ.



૭૫

લાઠી,

૧૨–૯–૯૬.

વ્હાલા,

પત્ર મળ્યું. શું મ્હારૂં પો. કા. નથી મળ્યું? તાર નથી મળ્યો? એવું કેમ બને? મળ્યાં હોય તો પછી નકામું રુદન શા માટે? વ્હાલા, રાજાને મિત્રની તલબ કાં તો હોતી નથી અને હોય છે તો મ્હારા જેવા કોઈક જ ભાગ્યશાળીને સુમિત્ર મળી આવે છે.

તમે લાઠીના ઠાકોરને નથી ચાહતા, પણ સુરસિંહને ચાહો છો. સુરસિંહના ગુણને પણ નથી ચાહતા, કેમકે એક મહાત્મા લખે છે કે

"ન જોએ પ્રીતિ રૂપ, ગુણ, ધનને

"નજર લાગી એક પલકમાં, હૃદય ગળી બન્યાં દાસ,

"રટન – તું – તું"

એવા સુરસિંહ તને ઘણા મળશે, પણ સુરસિંહને સદ્ભા ઘણા નહિ મળે.

વ્હાલા, ત્હારા મિત્ર સાથે તું અહીં ખુશીથી આવજે.

બગીચામાં રહી નિર્વિઘ્ને અભ્યાસ કર્યા કરજો. હવે તુર્તમાં જ મળવું થશે, એવી ઉમેદથી કાંઈ લખતો નથી.

કાગળ લખી લખી થાકી ગયો છું. * * * * * *

૭૬

લાઠી,

૧૧ - ૧૦ - ૯૬.

પ્રિય સદુભા,

* * * મુંબઇમાં સખ્ત મરકી ચાલે છે. * * * * * ના લખવા પ્રમાણે તમે કૉલેજ ન છોડી શકો તેવી સ્થિતિમાં નથી. બીજા વિદ્યાર્થીઓએ મુંબાઈ છોડી દીધું છે. માત્ર તમે એકલા ત્યાં રહ્યા છો. આમ શા માટે કરવું જોઇયે ? * * * તમે મોતથી નથી બીતા એ બરાબર છે, પણ, મિત્રો તમારા મોતથી ડરે છે તે વિચાર કરી મુંબાઇ એકદમ છોડી દેવું, એ માર્ગ જ મ્હને તો ઉત્તમ લાગે છે. અહીં આવો. * * * પાસે જાઓ. ગમે તેમ કરી મુંબાઇ તો છોડી દેવું. * * * * * *

સ્નેહાધીન

સુરસિંહ.

૭૭

લાઠી,

તા. ૪ - ૧૧ - ૯૬.

પ્રિય રાણા શ્રી,

હાલ તો ખૂબ મહેનતમાં પડયા હશો. તમારી ચૉરીનો મંડપ તો કોઇએ લાલબાઇને સોંપી દીધો છે!

હમણાં એક આરબ મ્હેં રાખ્યો છે, તે મ્હને ફારસી શિખવી શકશે. તે માટે ફારસી તાલિમનામું જેનો તરજુમો ઉર્દુમાં પણ સાથે હોય, તેવું એક પુસ્તક મ્હારે માટે, અને સાદી અને હાફિઝ પૂરા કોઈ સારી ટીકાવાળા તેને માટે મોકલી દેશો.



૭૮

લાઠી,

તા. ૩-૧-૯૭.

વ્હાલા ભાઈ,

ત્હારૂં પત્ર મળ્યું.

આહા! જૂદાઈ લાંબો સમય રહેતાં, કંઇક શંકાઓ મનમાં આવે છે. ત્હારાં બધાં અનુમાન ખોટાં છે એમ કહ્યા વિના ચાલતું નથી. પરીક્ષામાં આ વખતનું નાપાસ થવું મ્હને ગયા વખત કરતાં પણ વધારે લાગ્યું છે. *** ***

વળી મ્હારા હ્રદયમાં કાંઈ ફેરફાર દેખાય છે તે પણ ખરૂં છે. મ્હારી ઑપ્ટિમિઝમની વાતોમાં કાંઈ છૂપું – બહુ ઉંડું પેસિમિઝમ ભરાતું જાય છે. મ્હને બહુ સમયથી લાગી આવ્યું છે કે દરેક માણસ મિત્ર વિનાનો જ છે. દરેક માણસની વાત તો ઈશ્વર જાણે, પણ મ્હારે માટે તો તેમ જ છે. હાલનાં મ્હારાં કાવ્યો વાંચશો તો તેમાં પણ કાંઇ બહુ મ્હોટો ફેરફાર લાગશે. એક હું આજે મોકલું છું. *** *** હવે તો પાછી આશાની વાતો કરવી એ જ વધારે સારૂં છે.



૭૯

લાઠી,

૧૬ - ૧ - ૯૭.

પ્રિય સહુભા,

વિલાયતનો વિચાર સાંભળી બહુ આનંદ થયો. હાલ * * * ને સાત દિવસથી રિમિટંટ ફિવર લાગુ થયેલો છે. બહુ ચિંતા રહેતી નથી. * * *



૮૦

લાઠી,

૧૪ - ૨ - ૯૭.

વહાલા ભાઈ,

પત્રો મળ્યાં. શું લખું ?. પ્રથમ તો

" A part of mine may live in the "

એને માટે શું લખું ? કેવી રીતે ઉપકાર માનું ? ઈશ્વર ત્હારી ઇચ્છાઓ બર લાવે.

* * * * * * તું મ્હારા વચન પર શ્રદ્ધા રાખ અને ઉમંગથી પ્રવાસ શરૂ કર.

* * * * * *

* * * ને હવે તદ્દન સારૂં છે. આનંદમાં હશો.

ત્હારો

સુર.



૮૧

*Lathi*,

*26 - 2 - 97*.

***My dear Sadubha***,

I shall leave Lathi for Mahabaleshwar on the 10th March and pass Ahmedabad the same evening.

With kindest regards

Very Sincerely Yours

*Sursinhji*.

૮૨

લાઠી,

૨૪ - ૩ - ૯૭.

**પ્રિય રાણા શ્રી,**

પત્ર આટલા દિવસ નિરુત્તર રહ્યું તેને માટે ક્ષમા કરશો, પણ મહાબલેશ્વર જવાનું બંધ રાખવું પડતાં ઉત્તરની તાકીદે જરૂર રહી ન હતી અને ગી * * * અને બા * * * હુતાશણી ઉપર અહીં આવેલા હોવાથી આનન્દપ્રવૃત્તિમાં અવકાશ પણ બહુ ન હતો.

મહાબલેશ્વર પ્લેગને લીધે જવું બંધ રાખવું પડયું છે. આબુ જવા વિચાર રાખું છું. પણ ત્યાં ઉપર ગાડીનો ઉપયોગ કરવા દેશે કે નહિ – અથવા જવાની જ રજા મળશે કે નહિ – કૅારન્ટાઇનમાં રોકયા સિવાય પસાર થવા

હશે કે નહિ, એ બધા સવાલો છે. કાંઈ જ નહિ બની શકે તો અહીં જ તટ્ટીઓ બાંધવાનું કદાચ બનશે. * * *



૮૩

મહાબલેશ્વર,

૭ – ૪ – ૯૭.

પ્રિય રાણા શ્રી,

આખરે આબુની ગોઠવણ તો ન જ થઇ શકી. અહીંના એજન્ટે કૉરન્ટાઇનની ગોઠવણ કરી નાખી છે, એવા અંતે સમાચાર મળતાં, એક દિવસની નોટિસથી રવાના થઈ ૧લી તારીખે અહીં આવ્યો. સ્થાને સ્થાને તપાસણીમાં જવું પડયું હતું, પણ એક માણસ સિવાય બીજા કોઇને કૉરન્ટાઈનમાં પડવું પડયું ન હતું. * * * અહીં આવ્યા પછી તો બહુ આનન્દ છે.

* * * મ્હારા શિરનામામાં " મહાબલેશ્વર " કરશો તો બસ છે.

સ્નેહાધીન

સુરસિંહ.



૮૪

મહાબલેશ્વર,

૩૦ – ૪ – ૯૭.

પ્રિય સદુભા,

પત્ર મળ્યું. ઉત્તર મોડું લખાય છે તેને માટે માફ કરશો. અહીં સવારનો બધો ભાગ ૧૦ – ૧૧ વાગ્યા સુધી ફરવામાં જાય છે.

ભાઇ, દૂરથી – ગમે તેટલે દૂરથી પણ – હું ત્હારા એ હૃદયને જોયાં કરૂં છું. તે કેટલું દુઃખી છે એ પણ જાણી શકું છું. એ જુવાનિયાનું ઘરડું થતું રૂપેરી માથું મ્હને દુઃખ પણ આપે છે, પણ મ્હને ખાતરી છે કે એ હૃદય અંતે સુખી થશે. આ સમયે એને સુખી કરવા માટે મ્હારે શું કરવું જોઇએ એ પણ નથી લાગતું એમ ન જ હોય; પણ જરા શાન્ત થઇ વિચાર કરવાની જરૂર છે. હું આ વર્ષને માટે ના જ લખીશ – માફ માગીને પણ એ જ લખવાનું છે – બીજો ઉપાય નથી. આવતે વર્ષે એટલે દીવાળી પછી તુર્ત હું * * * * * * *ની ગોઠવણ કરી શકીશ. બીજી હીલચાલ જે મ્હારાથી થશે તે પણ કરીશ. એટલા સમયમાં જો ગ્રેજ્યુએટ થઈ જવાની તક હોય તો તે મ્હને તો છોડી દેવા જેવી પણ નથી લાગતી. “બેરિસ્ટર” અને “ગ્રેજ્યુએટ બેરિસ્ટર”માં દુનિયા બહુ તફાવત જુવે છે અને જેટલા માટે તમે ફિલૉસૉફી લીધી છે તે હેતુ છેવટ સુધી પાર પડે તો તેમાં તમને કેટલી મ્હોટાઇ લાગે છે? પણ એ ગમે તેમ હોય. હું શું લખું? શું હવે થોડા માસ ઠેરી નહિ જાઓ? મ્હને ખરેખાત અડચણ જ છે અને તેથી જ કહું છું.

બીજું શું? એ જ

સુર.



૮૫

મહાબલેશ્વર,

તા. ૧૦ – ૫ – ૯૭.

પ્રિય સ * *,

પત્ર મળ્યુ. મ્હને બહુ આનન્દ થયો. હું 'ના' કહેતો હતો પણ મ્હને બહુ લાગતું હતું. હવે એ અથવા એથી વિશેષ પણ હું બહુ આનન્દથી કરી શકીશ.

* * * * * * કુંથારીએ મોકલવા પત્ર મળતાં તુર્ત જ મ્હેં લખી નાખેલ છે.

અહીં બહુ આનન્દ છે.

એ જ ત્હારો

સુરસિંહ.

૮૬

મહાબલેશ્વર,

તા. ૧૪ – ૬ – ૯૭.

પ્રિય રાણા શ્રી,

પત્ર મળ્યું.

હમીરજીની વાત હજી સુધી હું અર્ધ પણ લખી શક્યો નથી. જે દિવસ તે હું પૂરી કરી મ્હારી નોટબુકમાં ઉતારી લેઈશ તે જ દિવસે હું તમને મોકલી દઇશ. પુસ્તક છપાવવામાં હવે એટલો જ વિલંબ છે.

ઉધરસ માટે બરાબર દવા કરશો. * * * વિલાયત માટે તંદુરસ્ત થઈ જવું જોઈયે. હવે આવતું વર્ષ એ નક્કી જ છે.

હું ૧૪મી તારીખે મહાબલેશ્વર છોડીશ. * * * માર્ગમાં ક્યાં યે મળી શકાય તો મળશો. * * *

❦

૮૭

લાઠી,

૪ – ૭ – ૯૭.

પ્રિય ભાઈ,

* * *

મ્હારાં અગાડીનાં કાવ્યો – મ્હારે કહેવું જોઈયે કે "ઓટો - બાયોગ્રાફી" તરીકે વંચાયાં નથી. ન જ વંચાય. સ્વપ્નમાં જે વિચાર ન હોય તે ક્યાંથી કોઈ પણ ઈશારા વિના જન્મ પામે? પણ એ કાવ્યો તેમ વંચાયાં હોત, તો લાગત કે "ત્યજાએલીને" એ કોઈ નવીન જ હૃદય માટેનો વિલાપ છે.

કાવ્યો વગેરે મળી ગયાં હશે. * * *

❦

૮૮

લાઠી,

૨૭ – ૭ – ૯૭.

પ્રિય રાણા શ્રી,

કવિતાની નોટબુકો મોકલેલ છે. પહેલી નોટબુક-

માંથી છેલ્લાં કાવ્યો કદાચ નહિ વાંચ્યાં હોય. તે છપાશે ત્યારે વાંચશો. હાલ તેની નકલ ઉતરે છે. છેલ્લી એક નોટબુક પણ નથી મોકલી શકયો અને હમીરજીનું કાવ્ય જે અર્ધ લખાયું છે તે નથી મોકલ્યું. છેલ્લી નોટબુક મણિભાઇને મોકલવાની છે.

હાલ કૃપા કરી જરા તાકીદે બધું વાંચી લેઈ, આ * * ને મોકલી દેશો. તે નોટબુકો અહીં પાછી આવશે, ત્યાં સુધી – છપાવવા માટે જે નકલ ઉતારવાનું – કામ ચાલે છે તે બંધ રહેશે. * * * * * *

સ્નેહાધીન

સુરસિંહ.



૮૯

લાઠી,

૧ – ૮ – ૯૭.

પ્રિય રાણા શ્રી,

તમારૂં પત્ર વાંચી બહુ લાગે છે પણ તેને માટે ચિંતા રાખશો નહિ. હું * * * * * *ને ઠેકાણે લાવી દઈશ. * * * * * *

માર્ટિનો હજી શરૂ કર્યો નથી. એમર્સન વાંચતાં વાંચતાં વચમાં વળી Nax Nordaw આવી ગયો. વળી હાલ તો લખવાનું કામ ચાલે છે. લખવામાં મજા તો બહુ આવે છે પણ મહાબલેશ્વર ગયો ત્યારથી બરાબર

વંચાતું નથી તેથી જીવ ગભરાય છે. ફરીથી ચોપડી હાથમાં લેઈ કલમ થોડા દિવસ ફેંકી દેવાનો વિચાર થાય છે. અમુક માણસો સંબન્ધે લખતાં, હું હાલ **ઑટોબાયોગ્રાફી** લખું છું તેમાં તેની જરૂર હતી.

**ભાઈ**, **હમીરજી** હજી યે પૂરૂં થયું નથી. હજુ બહુ વખ્ત લાગશે. પૂરૂં થશે એટલે એક દિવસ પણ મ્હારી પાસે રાખ્યા વગર ત્હેને પરબારૂં **જરૂર** મોકલી દેઈશ. બીજા બધા કરતાં, એ **ક્ષત્રિનું કાવ્ય** વાંચવાની તમને કેટલી ઉલટ છે એ હું કેમ ભૂલી જઇશ?

આનન્દથી મહેનત કરશો. **વિલાયત** આવતે વર્ષે જવું છે એ નક્કી છે, પણ, **ભાઈ**! "બારિસ્ટર" એકલું નામ મ્હને બહુ ગમતું નથી. તેની આગળ B. A. મૂકાય છે ત્યારે જ તે નામ પૂરૂં થાય છે માટે આ વખ્તે બરાબર તલવાર બજાવવાની છે હો.

ત્હારો

સુ.



૯૦

લાઠી,

૧૧ - ૧૨ - ૯૭.

**વ્હાલા સદુભા**,

પોસ્ટકાર્ડ મળ્યું. * * *

**હમીરજી** જેટલો લખાયો છે તેટલો પણ મોકલેલ છે. વાંચીને રજિસ્ટર કરાવી મ્હને મોકલશો. એ ખોવાય

તો બીજી નકલ મ્હારી પાસે નથી. "ગુલાબસિંહ"ની બીજી ચોપડીઓ જુદાં જુદાં માણસો વાંચવા લેઈ ગયેલ છે. એકને જલદી વાંચી નાખવા કહી દીધેલ છે, તે વાંચી રહેશે કે તુર્ત મોકલી દેઈશ. એ ચોપડી પાછી મોકલવાની જરૂર નથી.

આ પત્ર પહોંચશે ત્યારે તમારૂં મન કોણ જાણે કેવી સ્થિતિમાં હશે. પરિણામ જાણતાં મને તુર્ત તાર કરશો એટલે પસાર થયાના સમાચાર જાણતાં જ હું લી ** ઠાકોર સાહેબને પત્ર લખીશ. પ્રભુ હવે તકલીફ પૂરી કરો. * * *



૯૧.

લાઠી,

૨૦-૧૨-૯૭.

વ્હાલા "મિ. ગ્રેજ્યુએટ",

આહા! કેવો આનન્દ! અંકલની ભવિષ્યવાણી અંતે ફળી. ગયે વર્ષે જો વિલાયત જવાયું હોત તો મ્હને તો ખરેખર આનન્દ ન આવત, અને હવે 'મિ. ગ્રેજ્યુએટ' 'મિ. બૅરિસ્ટર' કેમ નહિ થાય? અહીં ક્યારે આવશો? * * *

ગરાસીઆમાં મુંબઈની યુનિવર્સિટીમાં બી. એ. થઈ બારિસ્ટર થનાર આ જુવાન શું પહેલો જ નથી? ચાલો – હવે આવો. ક્યારે આવો છો? * * * મ્હારા

મનમાં ત્હને મિ. ગ્રેજ્યુએટ તો ગમે તેમ કરી બનાવવાનું હતું.

હમીરજી અને ગુલાબસિંહ મળી ગયેલ હશે. હમીરજી માટે જરા ચિન્તામાં છું. મળી ગયું હોય તો "મળી ગયું છે" એટલું તુર્ત લખી નાખજો. વાંચ્યું? કેવું લાગે છે? એ પ્રકારનું લખવાનો આ પ્રથમ જ યત્ન છે. બહુ જ ડરતાં, ડરતાં અને નિષ્ફલતા જ દૃષ્ટિ આગળ ભરી હતી એવી રીતે એ લખાયું છે.

હાલ તો, આનન્દમાં હશો કે છીએ એ લખવાની શી જરૂર?

સર્વદા ત્હારો

સુરસિંહ.

❧

૯૨

લાઠી,

૨-૧-૯૮.

પ્રિય સ * *,

પત્ર મળ્યું તેને બીજે જ દિવસ ઠા * * સાહેબને તો પત્ર લખેલ છે. જેવું લખવા તમારી ઈચ્છા હોય એવું જ કાંઇ લખ્યું છે. * * *

હમીરજી માટે જે કહો છો તે બરાબર છે. ત્રીજા સર્ગમાં શરૂ થતાં વર્ણનો બહુ શિથિલ લાગે છે પણ

તેમાં યે જ્યાંથી **અભિમન્યુ** દાખલ થાય છે, ત્યાંથી રસ ફરી શરૂ થતો હોય એમ મ્હને લાગે છે.

ગુલાબસિંહ સરસ્વતીચન્દ્રના પહેલા ભાગ જેવું તો નથી જ અને ઝૅનોની વાંચ્યા પછી તો લાગે જ છે કે ઈંગ્રેજી પુસ્તકનું બલ આમાં આવી શક્યું નથી અને છતાં મણિભાઇને જે એક વાત બધે કહેવાની છે તે આમાં પણ કહેવાઈ છે અને તે નવલકથામાં એવી રીતે આવી છે કે બધું બહુ સુન્દર અને ભવ્ય લાગે છે.

હાલ અહીં જટિલ આવ્યા છે. આજે જવાના છે.

હવે ફતેહના સમાચાર વ્હેલા આપજો અને વ્હેલા આવજો.

તમારો – સુ.

લાઠી,
૧૮ – ૧ – ૯૮.

પ્રિય મિ. બૅરિસ્ટર,

પત્ર મળ્યું. * * *

* * * કાંઈ નહિ તો ય એ * * * * તો આપશે અને નહિ આપે તો * * *ની ઋળાવાડ લૂટી લેઈને પણ એમની પાસેથી એ રકમ કઢાવશું. * * *

૯૪

લાઠી,

૧૩ - ૨ - ૯૮.

વ્હાલા ભાઈ, * * *

આ વખતે બરાબર 'આદુ ખાઈને' મંડયા છો. પ્રભુ પાર ઉતારશે. * * * ફરી બેસે તો હું છું જ. * * *

૯૫

લાઠી,

૧૯ - ૧ - ૯૮.

પ્રિય સદ્દુભા - કહેવા દ્યો - મિ. બૅરિસ્ટર,

ડરો નહિ - ભાઈ! ડરો નહિ. મ્હેં તમને જે કાંઈ કહ્યું છે તે હું શબ્દશઃ પાળી આપીશ પણ હું એટલું જ કહેવા માગું છું કે જો તમે મ્હને સગવડ કરી આપી શકો તેવી સ્થિતિમાં છો તો મ્હને કાં સગવડ ન કરી આપો? * * * હવે કિનારો પાસે આવતો જતો હશે. * * *

૯૬

લાઠી,

૨૫ - ૨ - ૯૮.

પ્રિય મિ. બૅરિસ્ટર,

પત્ર મળ્યું. એકનું એક ફરીથી લખવાની જરૂર છે? હું શું કહેવા માગું છું તે મિ. બૅરિસ્ટર ન સમજી શકે એ હું કેમ ધારી શકું? પરન્તુ તમે હાલ શાન્તિ ખોઈ છે એમ મ્હને લાગે છે. તમે પરીક્ષાઓમાં નાપાસ

થયા ત્યારે પણ આવા તનમનાટમાં ન હતા, પણ શાન્ત રહો. તમે બારિસ્ટર થશો. પછી વિશેષ શું લખું? **રાજઋષિની ખીચડી ખાવી એ ઠીક છે, કેમકે, મહાત્માઓના અન્નમાં પણ પુણ્ય ભરેલું હોય છે. તે જ તમને ફલ આપશે.** * * *

૯૭

લાઠી,
૨૪ - ૩ - ૯૮.

**વ્હાલા બૅરિસ્ટર સાહેબ,**

હવે હું એ સંબોધન ફરી નહિ લખું. દૂર દેશના મુસાફરને **પ્રભુ** સહીસલામત રાખે. *Too sure* થવું ઘણી વખત **પ્રભુ** સાંખતો નથી.

કા * * * ને રૂપિયા તેમ જ પાઘડી આપવા કહી દીધેલ છે. * * * * * *

ભાઈ, તમને શું લાગતું હતું તે હું જોતો હતો. અહો! કેવી **મીઠી** લાગણી! **પ્રભુ** તમારૂં કલ્યાણ કરો.

* * * * * *

તમારી **જમાતને** મ્હારા **જે સીતારામ** કહેશો.

* * * * * *

હવે મળવાનું તો **પ્રભુ** કરાવે ત્યારે.

**પ્રભુ પાસ વ્હાલા રાખજે**
**પ્રભુ પાસ વ્હાલા રાખજે.**

તમારો
સુરસિંહ.

૯૮

લાઠી,

તા. ૨૮-૩-૯૮.

પ્રિય રાણા શ્રી,

પત્ર મળ્યું છે. *** ***

હું ઘણું કરીને પાંચમી તારીખે પહેલી ટ્રેનમાં **ગોપનાથ** જવા ભાવનગર તરફ નીકળીશ. "ઘણું કરીને" કેમકે હજુ કેટલીક ગોઠવણ કરવાની બાકી છે, જે ત્યાં સુધી થઈ જશે કે કેમ તે કહી શકાતું નથી, પણ ચોક્કસ ખબર હું તમને નક્કી થતાં કંથારિયે લખીશ. *** ***



૯૯

ગોપનાથ,

૧૦-૪-૯૮.

પ્રિય રાણા શ્રી,

હું કાલે અહીં આવી ગયો છું. મ્હારા ઓરડાથી સમુદ્ર દશ ડગલાં જ દૂર છે અને બહુ જ સારી થંડી રહે છે—**જેવી થંડી** હવામાં તમે જવાના છો **તેવી જ**.

કાંઈ તારીખ મુકર્રર થઇ? હાલ તો નીરાંતે *** સાથે આરામ લેતા હશો.

હજુ **અહીંથી** એક કાગળ લખી શકશો. વિલાયતનું પૂરૂં શિરનામું લખશો. સૌ આનન્દમાં છીએ.

તમારો

સુરસિંહ.



# શ્રી "કલાપી"ના પત્રો

( ૭ )

"આનન્દ"—રા. રા. આનન્દરાય હિમ્મતરાય દવે,
બી. એ., એલ એલ. બી.; એડવોકેટ્
એમના ઉપરના
ઈ. સ. ૧૮૯૨ થી ઈ. સ. ૧૯૦૦.

૧

— — ૯૨.

***        ***        ***

મ્હારાં કાવ્યો વાંચ, પણ હવે :—

"પ્રેમી ઝ્હાડ પાણો" નથી, પણ "પ્રેમી પુષ્પ કુમળું" છે. હું તેનું હૃદય ભણ્યો. મ્હારી પ્રિયાના હૃદયમાં મ્હને હીરા માલૂમ પડયા, ત્હને પણ પડશે. આ પત્ર બીજી આંખ ન દેખે તેમ રાખજે અને ત્હારો "ઝ્હાડ" "પુષ્પ" થાય ત્યારે વાંચજે અને ત્હારા પુષ્પને વંચાવજે.

સ્ત્રીનું સાધારણ કેળવાયલું હૃદય રસના મર્મને સમજી શકે છે તે મ્હારા અનુભવની વાત છે. અમે સાથે 'સરસ્વતીચન્દ્ર' અને 'સ્નેહમુદ્રા' વાંચતાં, ત્યારે તે મ્હારૂં પુષ્પ મ્હારે ગળે બાઝી કરુણામાં ડુબી રડતું. આહા! આ આનન્દ! આ સુખ! સાથે બેસી પુસ્તકો વાંચવા જેવો, પ્રેમ વધારનાર એકે પ્રયોગ નથી. તું અનુભવજે. દશ વર્ષના સંયોગ કરતાં, એક પુસ્તકનું વાચન શ્રેષ્ઠતર નીવડશે. કેટલું લખું? ટુંકામાં, મ્હારો અનુભવ અને મ્હારૂં સિદ્ધાન્ત તો એ છે કે સ્ત્રીનું ('સ્ત્રી'ની વ્યાખ્યા મનમાં લાવ્યા પછી 'સ્ત્રી' શબ્દ વાંચજે) હૃદય પુષ્પથી કોમળ છે.

***        ***

ત્હારૂં વાક્ય "*Life is but Thought*." હું બહુ સુખી છું. હવે કશાની તૃષ્ણા નથી – તો પણ યત્ન કરૂં છું. જે થાય તે ભલે થાઓ, પણ **પ્રેમી સુખી રહો.**

* * * **કવિતા** બધી મળી હશે. અત્ર કુશળ. તત્રાસ્તુ.

લિ. ત્હારૂં એ જ

કુમુદ.



૨

ગોધા,

૭ – ૬ – ૯૩.

**સ્નેહી,**

તું મ્હને શાપ દઈશ?

ત્હારી આંતરડી મ્હને કદુવા દેશે? ત્હારામાં કે તેમાં તે સત્તા નથી. **પ્રેમી** રડી શકે, રડાવી શકે, પણ, શાપ દઈ શકે નહિ. શું કરૂં? નિરુપાય છું. * * * હું તેને છોડી જાઉં તો તેની સંભાળ કોણ રાખે? તેનું કોણ? **પ્રેમી** આ સ્થિતિમાં તેને ત્યજવા સલાહ આપશે નહિ.

કાવ્યનાં યથાશક્તિ ભાષાન્તર કરી મોકલીશ.

લિ. ત્હારો એ જ

ભૃંગ.



૩

ગોધા,

૧૫ – ૬ – ૯૩.

સ્નેહી હૃદય,

ત્હેં જે કાવ્ય "*Thomas Moor*" નાં મોકલ્યાં, તેમનાં ભાષાન્તર તૈયાર છે. આ વખતે તો નહિ આવી શકે, પણ બીજા "સુદર્શન"માં મોકલીશ અને "મણિ" ને યોગ્ય લાગશે તો છપાઈ આવશે. * * * * * * * * *

બધાં અથવા ઘણા ખરા પ્રખ્યાત અથવા સારા ઑંગ્લ કવિઓનાં કાવ્ય પ્રેમ, કરુણા, શૃંગાર, શૃંગાર મિશ્રિત કરુણા અને પ્રેમનો જેમાં પર્યેષક વિચાર કર્યો હોય, તેવાં કાવ્યોવાળાં કેટલાંએક પુસ્તકો તથા તેમના કર્ત્તાઓનાં નામ પણ મ્હને લખી મોકલજે. હાલ તો આવા સમુદાયનું કોઈ એક પુસ્તક હોય તો બહુ ઠીક પડે.

અવકાશે હું કેટલાંક કાવ્યનાં ભાષાન્તર કરીશ. ઉતાવળમાં લખ્યું છે. માફ કરજે.

લિ. ત્હારો

સુરાનંદ.

અત્ર કુશળ. તત્રાસ્તુ.



૪

લાઠી,
૧૯-૮-૯૩.

વ્હાલા હૃદયાનન્દ,

ત્હારૂં પત્ર મ્હને મળ્યું. વાંચી અતિ આનંદ થયો.

કાવ્ય મળ્યું. ત્હારા હૃદયના ઉદ્ગાર છે—ચમત્કાર સાધારણ છે તો પણ પ્રેમના ઉમળકા હૃદય પર ઓછી અસર કરે તેવા નથી. તું પણ ઠીક લડાવે છે—"દોષ હોય તો દોષ બતાવજે" એમ ત્હેં લખ્યું પણ છંદોબદ્ધ કાવ્યોમાં પિંગળદોષ હોવાનો સંભવ છે અને આવાં કાવ્યોમાં પણ દોષ હોય છે; પરંતુ **પ્રેમના ઉમળકાના દોષ પ્રેમાન્ધ શોધી શકે નહીં.**

ત્હારૂં કાવ્ય અને તેની સાથે મ્હારૂં પણ એક કાવ્ય મ્હેં મોકલી આપ્યાં છે—ત્હારૂં નામ—તું 'રૈલો' છે—મ્હારો મિત્ર છે અને "આપના શિષ્ય" એ વગેરે બધું મણિલાલને લખી મોકલ્યું છે.

પેલી "પ્રોષિતભર્તૃકા" માટે મેઘનાં વર્ણન સારા અક્ષરે મ્હને લખી મોકલજે.

મૂરનું "*The Fire-Worshipper*" પૂરૂં કર્યું—અરેરે! બિચારાં પ્રેમી! તેમાં ત્હેં લાલ લીટા તાણ્યા છે તથા ટીકા લખી છે તેની હવે વિશેષ કદર થઈ. પ્રેમી તે પ્રેમીજ—ભલા—પ્રેમીને હસવા કરતાં રડવું વધારે ગમતું હશે?

ત્હારૂં
"પુષ્પ"
વિયોગી—દુઃખી—બળતું.



૫

લાઠી,

૭ – ૧૦ – ૯૩.

વ્હાલા હૃદયાનન્દ,

ત્હારૂં પત્ર મળ્યું. તું તો ગયો! હું અહીં રહ્યો. એ પણ કુદરતની એક મહાન્ કૃતિ છે! એમ નહિ તો – ઈશ્વરની જ ઈચ્છા અથવા સંમતિ! આ બધાં બળ આગળ માનવીબળ નકામું છે તો રડવું એ ઘેલાઈ જ છે, પણ એ વિચાર શા માટે કરવો? પ્રેમ એ જ ઘેલાઈ છે, તો પછી તેના અંશ તો બીજું શું જ હોય? શું પ્રેમ ઘેલાઈ છે? હાલ તો એમ જ. "બધાં ગાંડાં તું ડાહ્યો તો – બધાં ડાહ્યાં તું ગાંડો હો." એ વાક્ય ત્હેં વાંચ્યું હશે. પ્રેમી ડાહ્યાં પણ ગાંડાં અને જગત ઘેલું પણ ડાહ્યું. શેલીમય જગત્ બને એ હાલ તો સ્વપ્ન પણ શા માટે રાખવું? ત્યારે હાલ તો રડવું જ.

રા * અતિ ઉદ્યોગી છે. મ્હને કહે છે કે આ * * ને લખજે કે પત્ર ન લખાય તો માફ કરે."

* * *

ત્હારો

સુરસિંહ



૬

લાઠી,

૮ – ૧૦ – ૯૩.

વ્હાલા હૃદયાનન્દ,

અરે ! બિચારાં માનવી હૃદય ! દુઃખ – દુઃખ – દુઃખ. ગરીબડાં મગજ. પછાડી દૃષ્ટિ કરે તો દાહ, વર્તમાન તો સ્પેશિયલ ટ્રેન, ભવિષ્યમાં – તે અંધારમાં – કાંઇક ઘૂરકતું, કાંઇક ડોળા ફેરવતું, કાંઇક રડતું દેખાય – સરસ્વતીચન્દ્રની "મહારાત્રિ."

* * * * * *

તે પૂજા અભણ આર્ય સ્ત્રીમાં જ છે. વિચાર કરી જોતાં લાગશે કે **તેને પ્રેમ આપવો** એ *Weakness* **નથી**, પણ **ધર્મ છે**. સૌભાગ્યદેવીનું ચિત્ર મનમાં રાખ.

* * * * * *

ત્હારી ટીકા * * * વંચાવી. ખૂબ (બન્ને) હસ્યાં. જવાબમાં લખાવ્યું છે કે:–

"આર્ય સ્ત્રી, પુત્રને અને પતિને બરદાવી લડાઈમાં મોકલતી, પણ બન્નેને – એકને વાત્સલ્યરસમાં અને બીજાને પ્રેમરસમાં – બાકીનો વખત તો રમાડતી. એકને હાલરડાં અને બીજાને પ્રેમગીત રચીને સંભળાવતી. ચાંપરાજ હાડાની રાણી – સોન રાણીનું ચિત્ર મનમાં લાવો. તેનો પ્રેમ અને તેનું શૌર્ય !!"

ત્હારો

* *.



૭

લાઠી,

૬ – ૨ – ૯૪.

વ્હાલા આનન્દ,

ત્હારા પત્રનું ઉત્તર ઘણા દિવસ નિરુત્તર રહ્યું તેને માટે ક્ષમા યાચું છું.

વ્હાલા, ત્હારા એક છોકરા – ચાકરની વર્ત્તણુંક પરથી આખા જગતનો વિચાર બાંધવો, એ જેવી ભૂલ છે તેવી જ ૧૦ – ૧૫ માણસની ચાલ પરથી દુનિયાનો વિચાર કાંઈ પણ બાંધવો, એ ભૂલ છે. ઘણું જો અને ઘણું વાંચ — અનુભવ — ત્યાર પછી કહે કે દુનિયા સારી છે કે ખરાબ છે. ખરાબ નીવડે, તો પણ દુઃખ શા માટે? જે છે તે છે, તેમાં સારૂં થાય તો કરવું, તેમ કરવા માટે મહેનત કરવી અને આખરે ફલ સાથે કે ફલહીન મરવું. **જગત્માં છતાં, જગતથી દૂર રહેવું, એ સુખનો ઉત્તમ ઈલાજ છે.**

કાવ્યો માટે લખ્યું તે સમજ્યો. મ્હને પણ "તુષાર" સારૂં લાગતું હતું.

વ્હાલા! ત્હારો

સુર.



૮

લાઠી,

૨૧ – ૩ – ૯૫.

મ્હારા વ્હાલા વ્હાલા રીસાએલા આનન્દ,

ત્હારૂં પત્ર એક બ * * * અને એક પત્તું અહીં મળ્યાં. ભાઈ, ત્હારે **માન** જોઇએ છીએ.

“જ્યાં માન નહીં ત્યાં લખવું એ શું?” —

હવે શું આપવું બાકી છે કે **માન** જોઇએ છીએ? પણ “**માન**” એ તો પરવશતા છે. સ્વતંત્ર પ્રેમમાં પણ એ બંધ કેમ ઠીક પડશે? હૃદયના ખરીદનારને માનથી તૃપ્તિ થશે? મ્હારૂં મન ઠેકાણે ન હતું. કાંઈ શાન્તિ મળી હતી. **સ** * * નો એક કાગળ ગઈ રાત્રે મળ્યો અને વળી જાણ્યું કે તેને હજુ દુઃખ છે. મ્હને કાંઇ જ રસ્તો સૂજતો નથી.

મ્હારી ઉછેરણી અને વિદ્યા તરફ જરા દષ્ટિ કરી, પછી *Expectation* બાંધતા હો, તો ઠીક પડે. ભાઈ, હું ત્હારા જેવો કે **સ** * * જેવો કે **બા** * * જેવો કેમ બની શકું? તમે તો સાગર જેવું પેટ રાખી, મ્હારી ભૂલો જ સુધારવાનું અને ક્ષમા રાખી દરગુજર કરવાનું રાખો, ત્યારે જ મ્હારા જેવા સાથે મૈત્રિ પોષાઈ શકે.

* * *    * * * મ્હેં તો ત્હને કહ્યું જ છે કે, આ સર્વ ત્હારૂં છે. હજુ ફરી ફરી કહું છું કે, આ સર્વ ત્હારૂં જ છે. તેનો યથેચ્છ ઉપયોગ કર કે ઉપભોગ લે. વિશેષ શું લખું?

તું અહીં આવી શકીશ ? હું તારથી બોલાવું કે તુર્ત આવી શકીશ ? કેટલીક વાત કરવી છે.

ત્હારો – સર્વદા ત્હારો

સુરસિંહ.



૯

લાઠી,

૩૧–૯–૯૫.

સુજ્ઞ ભાઈ,

સ * * પર લખેલો કાગળ મ્હેં સાંભળ્યો. આ કાગળ હું શા માટે લખું છું તે સમજાતું નથી.

* * * * * *

આ પત્રનું ઉત્તર હું માગતો નથી. * * * હજી પણ મ્હને તો તમારો જ ગણી શકો તો ગણજો. **એકતરફી પ્રીતિ કેમ ટકી શકે છે**, તે જ્યારે આંખ ઉઘડે ત્યારે જોજો, અને ત્યારે પણ ભૂલની **માફી માગશો નહિ**, કેમકે, " *I beg your pardon* " કહેવાથી, લાત મારી હોય તેનો ચમચમાટ ઓછો થતો નથી અને તે પણ બહુ વાર થઈ ગયું. હવે તો તમને સુખી જોઈશ તો દૂરથી પણ સુખી થઈશ – અને ભલે ઢોંગ લાગ્યો તોપણ ફરીથી:–

વદને બહુ નીર ભરાય, સખે!
તનુ ચેતન માત્ર હરાય, સખે!
જલને પડદે સઘળે નિરખું –
નિરખું નહિ નેહ જરા ય, સખે!

કંઇ વાર, સખે!
કંઇ સાર, સખે!
ભવમાં તવ એક સહાય, સખે!
નયનો હૃયને જ ચહાય, સખે!
હૃદયામૃત માર્દવ ધાર, સખે!
ભવમાં તવ એક જ સ્હાય, સખે!

એ જ દુઃખી

ત્હારો -

સુર.



૧૦

Lathi,

*April 15th, 1896.*

* ⁘ *

I am in fever-weakness when I write this, but am better than I was at *H* * * ⁘ * *, where I received your letter. I ought to have answered it earlier, but being caught by fever I could not do it.

I do not know what to write. I do not know whether I should write *what I feel* or *not*. I do not know what will be the meaning of my writing. I do not expect the answer of this letter for this is the answer of a letter.

I will send some copies of *the book* as soon as it is ready. I should say before I send it to you that it is meant for "આત્મેવર્ગ માટે" only, and it will even be written on *the book*. *Can you accept the book? for I fear the refusal.*

*P. S.*

If I do not get the answer I will understand that *it will be accepted*. G. S.



૧૧

લાઠી,

૨૧-૪-૯૬.

— ***,

પત્ર મળ્યું. મ્હારે જે કાંઇ લખવાનું હતું તે સ** ને મ્હેં એ પત્ર મળ્યા પહેલાં જ લખી નાંખેલ છે, અને અને તે પત્ર આપને મોકલવા લખેલ છે, એટલે જે કહેવાનું છે તે ફરી અહીં કહેવાની જરૂર નથી. **સુરસિંહને મિત્ર તરીકે ન સ્વીકારો**, તો મરજી, પણ, આપ જે કાંઈ ધારો છો તે દોષો તો તેના પર આપ નહિ જ રાખી શકો.

મ્હારા કાર્યનાં મ્હને માઠાં ફળ મળે કે સારાં તે હું ભોગવીશ. **મ્હારી જિન્દગી માટે** આપ **ચિન્તા** રાખો છો, તેને માટે આભાર માનું છું, પણ, કદાચ આપ ધારો છો તેવું હશે તોપણ આપ કાંઇ કરી શકો તેમ નથી, એટલે એ ચિન્તા વ્યર્થ રાખશો નહિ. જે ધાસ્તી

આપને છે તે જ મ્હને પણ હોત, પણ, હું તો એ સૌ માટે તૈયાર છું અને મ્હેં આપને ઘણી વખત કહ્યું છે તે જૂઠું નથી કહ્યું, કે તેમ થશે તો પણ અંત સુધી મ્હારો આનન્દ ઓછો થવાનો નથી અને એમ છે, તો વાવેલાં બીજનાં ગમે તેવાં કડવાં ફળ આવે, પણ તે બીજાની દૃષ્ટિએ. મ્હને તો એ કડવાશ જ નથી. જે મીઠાશ હમણાં છે તે જ મ્હારે માટે તો છેવટ સુધી નિર્માઈ છે, પછી તેનો અંત ગમે તે પ્રકારનો હો, પણ *** *** *** અને એ દોષો અને તે સાથે આંસુ સિવાય બીજી લાગણી તો સ્વપ્નમાં પણ કદી આવી નથી. તમે મ્હારા બૂરામાં છો એ વિચાર મ્હારા મનમાં કદી નહિ આવી શકે. હું તો જેટલો ત્યાં મરવા તૈયાર છું તેટલો જ આપ માટે કદાચ હઈશ – શંકા રહિત છું – આપ કે કોઈ તેને માટે શંકા ઉત્પન્ન કરાવી શકશો નહિ. જો કે કહેવું આપનું સાચું હશે – તોપણ – તેમ જ આપ માટે દુનિયામાં કોઈ એવું નથી કે જે મ્હારા મનમાં શંકા ઉત્પન્ન કરવી શકે, પણ

"અદૃશ્ય કે ઝીણો પડે ચીરો કો વીણામાં જરી
"ધીમે ધીમે તે મધુર સ્વરને કુન્દ કરી નાખે નકી –"

ને "આખરે – સ્વરહીણું" – થઈ જાય. તેમ જ થવું જોઈયે અને થયું છે, તેમાં હું કોઈને દોષ નથી દેતો – મ્હારો દોષ પણ હશે, તોપણ જોઇ શકતો નથી. હું દુ:ખી નથી, પણ બહુ સુખી છું. મ્હારી તબીયત હતી તેવી જ છે અને તે જશે કદાચ તોપણ સુખી તો રહીશ. હું કૃતઘ્ની નથી થયો તેમાં મ્હને સંતોષ છે. મ્હારાં કાર્યો

એવાં દેખાયાં હશે પણ હૃદય તો એવું જ નથી જ થયું અને તેનો મ્હને સંતોષ છે – પણ કદાચ આ લાંબું લાંબું લખવું, એક નાયકાના છળભેદ જેવું આપને લાગશે. તેમ પણ ભલે હો! તેમ હો, તોપણ તેમાં આપનો દોષ નથી. મ્હને તોપણ જરા વસવસો રહી જાય છે અને તેથી આ મહેનત લેવી પડે છે. મ્હારો દોષ – મૈત્રિમાં દોષ – હૃદયમાં દોષ – તમારા પ્રત્યે ભક્તિમાં દોષ કાંઇ પણ – જરા પણ – બતાવશો? વીંધાએલા હૃદયે જે નુકસાન વહોરી, મુફત વીંધાતા બીજાને કાંઈ નુકસાન કર્યું છે, તેનું કાંઈ ભાન છે? ભૂલેલાને શા માટે સંભારવો હતો? કવિતા હું મિ. બા * * * ને મોકલવાનો હતો તે આપ જાણતા ન હતા? આપ ત્યાંથી મેળવી શકત, પણ મ્હને એ અક્ષર આટલી મુદતે ફરી જોતાં શું થયું હશે, તેનું કાંઇ ભાન છે? ઈશ્વર ત્હારૂં કલ્યાણ કરે.

* * *

❧

૧૨

લાઠી,

તા. ૨૬ – ૬ – ૯૬.

વ્હાલા આનન્દ,

અરેરે! એવું લખી શકાય ખરૂં? અને સહીમાં:– "ત્હારો સુરસિંહ" એવું લખવા મન થાય છે, પણ

એ કોને સાચું લાગશે ? હમણાં તો કાંઇ નહિ . " — "
આવી જ સહી ચાલશે .

આજે કાંઈ લખાયું છે . કાંઈ વાંચવા મોકલવા જેવું નથી , તો ય તેવું છે માટે જ મોકલવાની ઇચ્છા થાય છે . શા માટે મોકલું છું , તે તો ઈશ્વર જાણે .

## એક ઉદાસ દિવસ

આકાશે છવરાઇ છે રજ અને વાયુ વહે આંચકે,
ના છે વાદળ, ના રવિ, પડી ગઈ મેલી દિશાઓ બધે;
આ નીલાં ભુખરાં દિસે તરુ અને ડાલી રહ્યાં સુસ્ત કૈં,
ના છે તાપ પરન્તુ આ જ્વર સમી ઉન્હી હવા લાગતી.

* * *     * * *     * * *

[ કલાપીનો કેકારવ , પૃ . ૨૫૬ . ]

અમે પરમ દિવસે મુંબઈ જઈશું . કાગળ જો લખો તો ,

C/o Karimbhai Adamji *Esquire* ,
New Imambax Babula Tank Road ;
*Bombay* .

એમ કરશો . મ્હારો ઉતારો ત્યાં ક્યાંઇક વાલકેશ્વર પર કે કોટમાં હશે , પણ હું જ્યાં હઈશ ત્યાં એ ગૃહસ્થ મ્હને કાગળ પહોંચાડશે .

સુ .

૧૩

લાઠી,

તા. ૨૧-૮-૯૬.

વ્હાલા આનન્દ,

"વ્હાલા આનન્દ!" હું એમ લખવાને લાયક રહ્યો છું? ભાઈ, ત્હને હું કાગળ તો લખું પણ શું લખું? ત્હને લખતાં મ્હારૂં હૈયું કામ નથી કરતું. કાંઈ કાંઈ સાંભરી આવતાં મ્હને દુ:ખ થાય છે અને મ્હારા અક્ષર જોઈને ત્હને દુ:ખ થશે એમ લાગે છે. કાગળ લખવા શા માટે? માત્ર ત્હને દુ:ખ દેવા? શું મળવાની ઈચ્છા થાય છે? મ્હારા દોષને માફી મળી છે? અરેરે! બીજું ગમે તેમ હો – દુનિયા જહાન્નમમાં જાય – પણ, ભાઈ! ત્હને આ હૃદય હજી સુધી તો એક દિવસ પણ પૂજતું મટયું નથી. પણ એ કોને કહું? લાંબું ટુંકું લખવાથી – કહેવાથી શું લાભ? મળવાની ઈચ્છા થાય છે, તો કયાં મળીશું? મળીને ય શું? ભલે કાંઇ ન હો પણ જો ઈચ્છા થાય છે તો કયાં મળીશું? "મળીને ય શું?" ભલે, કાંઇ ન હો પણ જો ઈચ્છા થાય છે અને એ **ઈચ્છા પાપી ન હોય** તો પૂરી કરવી એટલું તો મળવાંમાં છે જ.

ત્હારૂં "કવિગુરુ"નું સંબોધન મ્હને શરમાવે છે. **કવિતામાં** વળી ગુરુ કોણ હોય? અને હોય તોપણ શું? પણ એનું શું કામ છે?

" Do write, pray, in your *Charming style*. I like to read *your language*." મ્હારી *language* વાંચવાથી આનન્દ થતો હોય તો આ રહી. *Charm* ભાષામાં ન હતું, પણ, જો હૃદયમાં હતું તો હતું. એ *Charm* તો હવે ઉડી ગયું. હવે તો મ્હારે *language* લખવી અને ત્હારે વાંચવી એટલું જ રહ્યું. ઈશ્વરની જેવી ઈચ્છા. એ જ ઇચ્છા છે, તો હૃદય શા માટે લખું? *Heart* હશે, તો પણ તે *Language* જ દેખશે.

કાવ્ય વાંચ્યું. બહુ ગમ્યું – કાંઈ દુઃખ થયું, પણ " વીંધાએલું હૃદય " નથી થયું.

અત્ર કુશળ છે. તબિયત કેમ રહે છે?

એ જ

સુ.

૧૪

૨૬ – ૧૦ – ૯૬.

ફૂલ વીણ, સખે!

ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજી તો ફૂટતું જ પ્રભાત, સખે!
અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે.
સુમહોજ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજી તો નભ ઘુમ્મટમાં,

ન વિલમ્બ ઘરે !
કંઇ કાળ જતે
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શીર સઉ કુસુમો કરશે,
પછી ગંધ પરાગ નહિ મળશે !
ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ, સખે !
હજી તો ફૂટતું જ પ્રભાત, સખે !

* * * * * * * * *

[ કલાપીનો કેકારવ પૃ. ૨૬૭. ]

* * *

હાલ તો એ જ.

ત્હારો – સુ.

૧૫

લાઠી,

૩–૧૧–૯૬.

પ્રિય ભાઈ,

પત્ર મળ્યું.

મો * * * ને હું મળ્યો. તેનો ચહેરો જોઈને, ઈશ્વર જાણે છે, મ્હને શું દુઃખ થયું છે. તેના હૃદયમાં, તેના ચહેરામાં હું ત્હને જોતો હતો. કાંઈ કહેવાની ઇચ્છા થઈ, હમણાં જ કાંઈ લખવાની ઇચ્છા થાય છે, ત્હને આ હૃદયની પાસે લાવવાની ઇચ્છા થાય છે પણ કરવાનું કાંઈ

જ નથી. હવે કોઇ નવીન હૃદયને આ હૃદય અર્પવાની ઇચ્છા થતી નથી.

[અત્યાર સુધી મ્હારૂં હૃદય ગરીબ મૃગલાંને હણનારૂં જ નીવડયું છે. મ્હારા હૃદયમાં કંઇ એવું છે કે કોઇ તેને લાંબો કાળ સાચવી શકતું નથી અને અન્તે દુઃખી દુઃખી થાય છે. કોઇને આ પ્રમાણે દુઃખી કરવાની ઇચ્છા શા માટે? તે મ્હારો થઇને, જે સ્થિતમાં આવશે તે કરતાં અત્યારે તેની સ્થિતિ સારી છે. એકલા રહેવાની જ હવે ઇચ્છા છે. સર્વને એક પછી એક વિદાયગીરી આપી દેવી એ, જો બની શકે તો, મ્હારે અને મ્હારાં માટે તે જેવું અન્ય કોઇ લાભવાળું નથી. ઠીક છે. થવાનું હશે તે થઇ રહેશે.]

હું રા *** આવી શકીશ નહિ. ત્હારે શું કહેવું છે? મ્હારે તો કશું કહેવું નથી. આપણે સ્ટેશને મળીશું — કદાચ — પણ તેથી શું? સાત આઠ દિવસ નવું દુઃખ વહોરવું એ સિવાય તેમ થવાથી બીજું શું?

ત્હારા તરફ, આ હૃદય બતાવવા કરતાં હજી ઘાતકી થવાની ઇચ્છા થાય છે — જો એમ કરવાથી, તું મ્હને ભૂલી જઇ શકતો હો તો. તું મ્હારે માટે દુઃખી છે એ મ્હને બહુ લાગે છે.

"ફૂલ વીણ, સખે!" એ પણ એ જ લાગણીનું પરિણામ છે.

"લાઠી આવો —" એ તો કહી શકાય તેમ જ નથી. રાક્ષસો તો રાક્ષસો, પણ તેનો ભોગ થવામાં ચે

શો આનન્દ છે એ મ્હારૂં હૃદય જાણે છે. તેવી મનાચેલ સ્થિતિના સ્થાનમાં આવવાને, બાધ ન હોય તો આવો. દૂર રહેશો તોપણ મ્હને તો આનન્દ જ છે. હવે મ્હારા **આનન્દમાં કોઇ એવું તત્ત્વ આવતું દેખાય છે કે તેનો ધ્વંસ વિધિથી પણ થઈ શકે તેમ નથી.** સુખી રહેશો, એ સિવાય કશું કહેવાનું નથી.

એ જ

સુ.

૧૬

મહાબલેશ્વર,

૨૫ – ૫ – ૯૭.

વ્હાલા ભાઈ,

ઓહો! આ પત્રે મ્હને કેટલો આનન્દ આપ્યો હશે? ઓહો! શું **આ ફકીરને** મળવાની ઈચ્છા થાય છે? મ્હારી ઉત્સુકતાનું શા માટે પૂછો છો? **ક્ષુધા લાગી લાગીને હવે મરી ગઈ છે.** પણ આપણે મળશું? હું અહીંથી તા. ૧૪મી જુને નીકળીશ. ત્રણ ચાર દિવસની રજા ધારશો તો શું નહિ મળી શકે? મ્હારા હૃદયમાં તો હતું તે જ થશે એવી કોણ જાણે શા માટે આશા રહે છે?

રોતું અન્તરનું રોનારૂં!
રોતું ભીતરનું જોનારૂં!
લ્હોનારૂં હૈયું એ લ્હોતું! —
પણ વિત્યાંને શું રોવું?

મળતાં પ્રેમજમાતી ખાખી,
હજુ યે ના રોશું પડ રાખી,
ભર સમુદ્દરિયે સાથે વ્હેશું ! —
તો યે વીત્યાંને રોશું !

હૈયાનાં દુઃખ કોને દેવાં ?
પૂરાં ઘાયલ ક્યાં છે એવાં ?
લાખ મળે છે જેવાં તેવાં ! —
કોને છાનાં કૂહેવાં રે ? !

હૈયાના તો તારો તૂટ્યા,
ગાવાના સૂરો યે ખૂટ્યા,
આંખલડીના તારા ફૂટ્યા ! —
કૂહેવું કોને રે ? !

* * *　　* * *　　* * *

બાળબચ્ચાં સૌ આનન્દમાં હશે.

આજે શિવાજીના પ્રતાપગઢ પર જવાનું છે તેથી હાલ એ જ.

આપનો માની શકો તો

એ જ

સુરસિંહ.



૧૭

લાઠી,

૫ – ૧૦ – ૯૮.

વ્હાલા આનન્દ,

ત્હારૂં પત્ર વ * * માં મળ્યું હતું.

અહીં હું આવ્યો ને તુર્ત મણિભાઇ (દ્વિવેદી) બિમાર છે અને ભય ભરેલી સ્થિતિ છે તેવા સમાચાર મળ્યા. હું નડિયાદ એમને મળવા જવાની તૈયારી કરતો હતો, તેટલામાં સમાચાર મળ્યા કે, એ તો ગયા. મ્હારૂં રાજ્ય, મ્હારૂં ગૃહ, મ્હારો ધર્મ – તે સર્વમાં દોરનાર મ્હારો તો એક પરમ કૃપાલુ ગુરુ ગયો અને તેની સાથે મ્હારા હૃદયનું સર્વ જાણનાર એક મિત્ર ગયો. કદાચ આખી ઝિન્દગીમાં તેની ખોટ કદિ પૂરી પડશે નહિ. ત્હને તો આ સમાચાર મળ્યા હશે. ભાઇ, હવે તો આ બિચારા ત્હારા એક પ્રાણી ઉપર ઘણી વીતી ગઈ – તે ઘરડો જ થઈ ગયો છે.. તેને એક વખત મળવા તો આવ. મ્હારા હૃદયને અત્યારે શું થાય છે તે કશું સમજાતું નથી.

ત્હારો

સુરસિંહ.



૧૮

લાઠી,

તા. ૬-૧-૯૯.

વ્હાલા આનન્દ,

ત્હને રડવાનું શું છે તે સમજી શકાતું નથી. કોઈ કોઈ વખત તો ત્હને એક લપાટ મારવાનું મન થઈ આવે છે. ત્હારે જોઇએ છીએ શું? દુનિયા આખીને સુધારી નાખવી છે? એકદમ બડા શ્રીમન્ત થઈ જાવું છે? – કે કરવું છે શું? પણ રડે છે શાનો? આ બધો કળકળાટ શાનો? ઘી પી અને થા જાડો – નહીં તો થોડા દિવસ આવ અહીં. કાંઇ ન ગમતું હોય તો પછી, કહે તો, બગસરાનો એક સારો ચોફાળ મોકલી દઉં? થાય તો કાંઈ ઉપાય કર, અને નહિ તો, બસ નીરાંતે આઠ કલાક ઊંઘ્યાં કર – ખૂબ ઉપર ઘીના લાડુ ચડાવીને. ત્યારે બીજું શું – વળી?

ત્હારો

સુ.

૧૯

લાઠી,

૨૫-૧-૯૯.

વ્હાલા આનન્દ,

ત્હારૂં પત્ર મળ્યું. મ્હેં ત્હને જે લખ્યું હતું તે અર્ધ મશ્કરીમાં જ હતું – તો પણું, ત્હારા દુઃખમાં

અને મ્હારામાં બહુ ફરક છે. મ્હારા દર્દના ઇલાજમાં સ્થિતિ ફેરવવાની વાત હતી પણ ત્હારા દર્દમાં સ્વભાવ ફેરવવાની વાત સમજાય છે. તું ચોપાનિયાં વાંચતો હશે જ. એમાં નિત્ય જે ખૂનો, જે આત્મઘાતો તું જોતો હઈશ તે સર્વ તું શી રીતે અટકાવી શકશે? * * * * * * * * એને માટે તો દેશોના ભૂખમરા કરતાં બહુ ઓછું લાગવા જેવું છે. છતાં એ સ્થિતિ ન્હાની પણ સરખી જ અનિવાર્ય છે. દુનિયા હજુ બાલક છે, તેને તું પુખ્ત શી રીતે કરી નાંખીશ? છતાં, દુનિયાનાં પાપ પણ, કાલે હતાં તે કરતાં આજે મ્હોટાં પુણ્ય છે અને તેને માટે કે કોઈને માટે દુઃખી થવા જેવું કાંઈ જ નથી. સ્વીડનબૉર્ગમાં મ્હેં જે કહ્યું છે તે જ સર્વ સ્થાને મ્હારે કહેવાનું છે. એ લેખ અને આ જીવન એ સત્ય પર જ લાંબા કાળથી ટકી રહ્યું છે અને ત્હેં જે વાંચ્યું તે બધી વાતમાં આ એક જ સત્ય હતું. લગ્નની વાત તો તેનો એકાદ ભાગ જ છે. બીજામાં કવિતા છે કેમકે સ્વીડનબૉર્ગ પોતે એ રીતિએ લખે છે અને તેની વિચારપદ્ધતિને અનુસરીને જ મ્હેં લખ્યું છે, છતાં, એ કવિતા જેવું જે દેખાય છે તે પણ અસંભવિત નથી; કદાચ, આપણાથી ઉપલો સંસાર એ જ પ્રકારનો હશે. પરન્તુ અત્યારે તો હું તેને કવિતા જ કહીશ અને ઘણું વાંચ્યા વિચાર્યા પછી, બહુ કાળ જતાં, કદાચ, તે જ વાત કે તે બદલીને કંઈક

બીજું હું વધારે સ્પષ્ટતાથી કહી શકીશ. હું થિયૉસોફી અને સ્વીડનબૉર્ગ વાંચવા ધારૂં છું. અઠકેકાની બાર બાર ચોપડીઓ વાંચવા ધારૂં છું - પરન્તુ, તે કાર્ય હાથમાં લેવા હાલ અવકાશ નથી. હાલ તો થોડો કાલ મગજને રાજ્યમાં રોકાવા દેવું પડશે અને તે અરસામાં રામાયણ અને કદાચ મહાભારત વાંચી લઇશ. ભાઈ, તું એક વખ્ત અહીં આવ, જરૂર આવ અને થોડો કાળ નીરાંતથી રહે. *** ***

ત્હારો

સુર.

૨૦

લાઠી,

૭-૨-૧૯૦૦.

વ્હાલા આનન્દ,

ત્હારી તબિયત હવે સારી થઇ ગઈ હશે.

લખી લખીને થાકી ગયો અને દુનિયાના ઘસારામાં, હૃદયને પત્રોમાં મૂકવાની ટેવ પણ ભૂંસાઈ ગઈ. મળવાની ઇચ્છા શી રીતે બતાવું? આવાં ટુંકાં આમંત્રણ પણ હૃદયનાં છે એમ સમજાય તો સમજજે. આવજે. હાલ તુર્ત ન અવાય તો ક્યારે આવશે તે લખજે કે રાહ જોવાનું ઠીક પડે.

ત્હારો -

સુર.

૨૧

લાઠી,

૧ – ૪ – ૧૯૦૦.

વ્હાલા આનન્દ,

પત્ર અને પત્તું મળ્યાં. ઘણાં વર્ષો પછી ઉન્હાળો અહીં ગાળવો પડશે. બહુ જ શુષ્ક અને સુસ્ત લાગે છે. એક ન્હાની ઇંગ્રેજી નૉવેલ પરથી, તેમાં થોડો ફેરફાર કરી, એક ન્હાની વાર્તા હમણાં લખું છું. તેમાં બપોરના કલાક ગાળું છું અને તેટલા જ કલાક શુષ્કતાના લાગણી વિના જાય છે.

તું જે વાતનું લખે છે તેનું હાલ તુર્ત તો કાંઈ જ છે નહિ, પણ તું મશ્કરી ન કરતો હોય અને ખરી જ ઇચ્છા બતાવતો હોય તો વળી કાંઇક કરૂં.

વૅકેશનમાં અહીં જરૂર આવજે. એવડી લાંબી વૅકેશનમાં શું થોડા દિવસ ન આવી શકે?

ત્હારો

સુરસિંહ.



૨૨

લાઠી,

૧૦ – ૪ – ૧૯૦૦.

વ્હાલા આનન્દ,

ત્હારૂં પત્ર મળ્યું. * * * સાથે બહુ આનન્દ આવે છે તેમાં તો કાંઇ જ શંકા નહિ. પરન્તુ, મ્હારી

કવિતા માટે તું લખે છે તે સાચું નથી. મણિભાઈની કવિતા માટે તું માનતો હતો, તે જ હું થોડા કાલ પહેલાં માનતો પરન્તુ હવે એમ માનતો નથી. સમઝ્પની દૃષ્ટિથી કવિતા લખી શકાય છે અને ઉર્દુ ગઝલો બધી એવી રીતે લખાઈ છે. અત્યારે હું કવિતા લખું છું અને જે તું "સુદર્શન"માં વાંચે છે તે ***ને સંબોધીને નથી લખાતી, કોઈ વ્યક્તિને સંબોધીને નહિ, પણ પ્રભુ તરફ દૃષ્ટિ રાખીને લખાય છે. આ તો મ્હારો પોતાનો હું અનુભવ કહું છું કે તેવી રીતે લખવાથી જીવન પવિત્ર બને છે અને ઉર્દુ ગઝલો લખનારા, ખરેખર, બહુ જ પવિત્ર માણસો હશે અને તેઓ તરફ માનવૃત્તિ થયા વિના નથી રહેતી. દુનિયામાં પ્રભુ ન હોય તો કશો આરામ મળે તેમ નથી, તેના વિના કાયમ કશું નથી એ કોઈ કાળે ત્હને પણ લાગશે – અને ત્યારે મ્હને લાગે છે તે જ ત્હને લાગ્યા વિના નહિ રહે.

તું ત્હારા શ્રેયનો માર્ગ મ્હને સોંપે છે, પણ, ત્હારી બધી હકીકતથી હું વાકેફ નથી.

*** ***

મ્હારી કવિતા ફરીથી વાંચજે. ખરેખર, તેમાં કાંઈ જ ડોળ નથી, તેમ કરવાને કાંઇ કારણ નથી.

ત્હારો

સુ.



૨૩

— જુન — ૧૯૦૦.

શનિ,

*Lathi*

प्रेमधर्म



વ્હાલા આનન્દ,

અહીં કૉલેરા નથી.

પ્રભુ કૃપાથી બિલકુલ નથી. આસપાસ છે ખરૂં અને ત્યાં પણ ઓછું થતું જાય છે. મ્હને કોઈ પણ જાતની તસ્દી નથી. તસ્દી હોય તો તો અવશ્ય આવવું જોઈએ કે આરામ મળે પણ નથી જ એટલે એ બીક રાખવાની નથી.

ધારશો તો આવી શકશો.

પછી મરજી. જેવી મહેરબાની.

તમારો સુ.

આવશો કે નહિ તે લખશો પછી તો કહેશો કે રજા થઇ રહી એટલે બગસરાનો ચોફાળ.

# શ્રી "કલાપી"ના પત્રો

(૮)

"લલિત" - રા. રા. જન્મશંકર મહાશંકર

બુચ ઉપરના

ઇ. સ. ૧૮૯૮ - ૯૯.

૧

લાઠી,

૧૬ – ૧ – ૯૮.

પ્રિય ભાઈ,

આપ હાલ કહીં છો? રા * * * આવી ગયા હશો એમ ધારી તહીં જ લખું છું.

કાવ્યો લખતા હશો. આપને સારાં લાગે તે મ્હને કૃપા કરી મોકલતા જશો. વાંચી બહુ આનંદ આવશે.

દુનિયાનાં દુઃખસુખમાંથી કાંઇ અમૃત જોનાર અને બતાવનાર **ઋષિ એમર્સનનાં** બે પુસ્તકો આજે મોકલું છું તે સ્વીકારશો અને અવકાશે વાંચશો. મ્હને પોતાને જે કાંઇ એ વાંચતાં થયું છે તેથી હું એટલું તો કહી શકું છું કે **એ હૃદયનું મનન** કરતાં, **એ** હૃદયને ઉકેલતાં **કોઇ પણ હૃદયનું દર્દ, પોતાની કટુતા છોડી, કાંઇ માધુર્ય ધર્યા વિના રહેશે નહિ. દુઃખમાં સુખ છે – સુખ જ** છે અને દુઃખ એ તો માત્ર **જ્ઞાનનો માર્ગ છે, કુદરતમાં વિષમતા સંભવતી જ નથી: એ** જ એ પુસ્તકનો **ઉદ્દેશ છે**. આપને તો એમાંથી નક્કી બહુ આનંદ આવશે.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

શુભચિન્તક

**સુરસિંહ.**



૨

લાઠી,

૧-૨-૯૮.

પ્રિય બંધુ,

આપ ઈચ્છો તેમ જ કાલે મ્હારા જન્મદિવસે પત્ર મળ્યું. એ હૃદયની લાગણીઓ માટે આભાર માનું છું.

ગી * * * અને બા * * * અહીં છે. બા * * * પણ છે અને તેથી જ પત્ર ઉતાવળે અને ટુંકું લખું છું. દીર્ઘ પત્રની જરૂર પણ શી છે?

કાવ્યો લખતા રહેશો. મ્હને તો એ કાવ્યો વાંચી ખરેખર બહુ જ આનંદ થાય છે. કાંઇ લખવાની ઇચ્છા થાય છે પણ અવકાશ નથી અને લખવાની શી અપેક્ષા?

એમર્સનનાં બીજાં બે પુસ્તકો મોકલું છું. પ્રથમ તો Talks with Emerson (ટૉક્સ વિથ એમર્સન) વાંચશો – એ ઋષિ કોણ હતો તેની સમજણ પડશે – પછી પહેલું જ વૉલ્યુમ શરૂ કરશો. વિશેષ તો અન્ય વખ્તે –

સ્નેહાધીન

સુરસિંહ.



૩

લાઠી,

૧૦ – ૨ – ૯૮.

પ્રિય જન્મભાઈ,

પત્ર મળ્યું. જે કાંઇ હૃદયનું હોય છે તેને ગમે તેવા નીચ કે ઉચ્ચ હૃદય સાથે સામ્ય હોય છે; કેમકે એ જ સુધારણાની આશા છે અને આપનાં કાવ્યો સદા જ હૃદયનાં છે અને તે મ્હને – કોઈને પણ રુચશે. મ્હને રુચે છે એમ કહેવામાં ઉત્તેજન જેવું કશું નથી. કવિતાને પોતાના હૃદય સિવાય કોઈ જ ઉત્તેજન આપી શકતું નથી કેમકે એ પ્રવાહ જ્યારે જ્યારે અટકે છે ત્યારે કોઈ પણ બાહ્યોત્તેજન તેને ઉત્પન્ન કરી શકતું નથી: એ તો આપે પણ અનુભવ્યું હશે.

હું હજુ કવિતા લખી શકું છું. પુસ્તક છપાવવું જ છે એટલે અને કાંઇ આળસથી મોકલતો નથી – છતાં એક કાવ્ય, તે સારૂં હોવાને લીધે નહિ, (પ્રભુ જાણે એ કેવું હશે) પણ ટુંકું હોવાને લીધે લખું છું. એમર્સન વાંચી રહો ત્યારે કહેશો. એથી કોઇ મહાન્ હૃદય હમણાં મ્હારા હાથમાં આવ્યું છે. તે – સ્વીડનબર્ગ – પછી મોકલીશ.

સુખી હશો.

સ્નેહાધીન

સુરસિંહ.

## વ્હાલાં સૈયારી !



અશ્રુની સૈયારી ધારા,
સૈયારી નિઃશ્વાસે જ્વાળા;
પ્રેમીની સૈયારી ક્રીડા :
આ છે પીડા સૈયારી – વ્હાલાં સૈયારી ?

સાથી ના મૂકીને જાશે,
સાથી સાથે રોશે – ગાશે;
દિલની ખાક દિલે ચોળાશે :
ચોળો હર્ષે સૈયારી – વ્હાલાં સૈયારી ?

શાનાં સૈયારી વિણ સુખડાં ?
સૈયારી ત્યાં શાનાં દુખડાં ?
તોફાંને હસવીશું મુખડાં :
લાવો નૌકા સૈયારી – વ્હાલાં સૈયારી !

સૈયારી સપનામાં આવ્યાં,
કફની આ ભગવી ત્યાં લાવ્યાં;
પ્હેરાવી ને ના પ્હેરી કાં ?
આવો આવો સૈયારી – વ્હાલાં સૈયારી !

વ્હાલાં ! અર્પું જે પામ્યો તે,
વ્હાલાં ! પામું જે અર્પ્યું છે;
સૈયારી જગવી ’તી હોળી :
લેવી સૈયારી ઝોળી – વ્હાલાં સૈયારી !



૪

લાઠી,

૨૮ - ૨ - ૯૮.

પ્રિય જન્મભાઈ,

આપનું પત્ર મળ્યું. નિત્ય શું લખવાનું હોય? પરંતુ આપે પૂછેલા પ્રશ્નનું ઉત્તર આપવું જોઇએ. * * *

આપ સભ્યતા - અસભ્યતાની દુનિયા જેટલી દરકાર શા માટે કરો છો? બહુ સ્થાને એ જરૂરની નથી ગણાતી.

પણ, આપે કવિતાનો વિષય ચર્ચ્યો છે. કવિતા કેવી હોવી જોઇયે તે હું પોતે બહુ સમજતો નથી પણ જેઓને હું સારા વિવેચકો માનું છું, તેમના સહવાસથી એટલું સમજવા શીખ્યો છું કે કવિતા અવશ્ય કલા સાથે જ હોય, જે કલા હાલ અત્ર નથી. 'કવિ' અને 'કવિતા લખનાર' એ બે જુદાં જ પ્રાણીઓ છે. હૃદયનાં અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્ર છે, પરંતુ, એ હૃદયનાં અશ્રુ જેટલાં વધારે ઉદાર હોય તેટલાં કવિતામાં ગણાવાને વિશેષ પાત્ર હોય એ તો આપ પણ જાણો છો. કવિ કવિ છે કેમકે તે ઉદાર છે. હાલ અત્ર કવિતા નથી કેમકે હાલ અહીં ઔદાર્ય નથી. હું આમ કહું છું ત્યારે આપ કદાચ ચમકશો, પણ, આપ જાણી શકશો કે ડૅન્ટી કે ફ્લેક હાલ અહીં

જન્મતા નથી. આપણી હાલની સારામાં સારી કવિતા શું સંસ્કૃત કે યુરોપના કવિઓ, જે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે, તેની સાથે મૂકી શકાય તેવી છે? ટેનીસન કે મૂર જેવા પણ કવિઓ હાલ અહીં છે? કવિ તરફ આવી દૃષ્ટિથી જોનાર વિવેચક હાલની કવિતા માટે હલકું મત બતાવે એ શું સાચું જ નથી? પણ એમ થવાથી કોઈએ નાઉમેદ થવાની જરૂર નથી. જે માણસ એક સારી લીટી લખી શકયો છે, તેને વધારે લખવાનો હક મળી જ ગયો છે. પત્રમાં કેટલું લખાય?

શુભચિન્તક

સુરસિંહ.

ॐ

૫

લાઠી,

૪-૪-૯૮.

પ્રિય જન્મભાઈ,

આપનાં પત્ર મળ્યાં. આપ ભૂલાયા હતા એવી ક્ષણ પણ શંકા કરવાની જરૂર નથી. કાંઇ પણ સામ્ય જ્યાં એક વખત દેખાયું તે કદિ વિસરાતું નથી-તે સામ્ય સમય ફરતાં જતું રહે કદાપિ તો પણ. અને એથી જ સાચું છે કે:-

"દિલ જાતા હૈ — દિલકી મહોબ્બત નહીં જાતી."

મ્હેં હાલ કાંઇ નવું લખેલું નથી. હમીરજી અગાડી ચાલેલ નથી. ગોપનાથ હું પરમ દિવસ જઇશ અને ત્યાં તે શરૂ કરીશ. આપ એવું કાંઇ લખવા ધારો છો તે જરૂર લખશો. ઉદ્દગારો કલામાં ગોઠવાતાં બહુ મજા આવશે, સર્વાનુભવી થતું જવાશે.

હાલ હું સ્વીડનબોર્ગ વાંચું છું. બહુ આનન્દ આવે છે. પહેલું પુસ્તક લગ્નસ્નેહનું લીધેલું છે. અર્ધ વંચાયું છે. ગોપનાથ પૂરૂં કરીશ.

લાઠી બે ત્રણ માસ સુધી છોડવાનું હોવાથી, હાલ જરા વિશેષ પ્રવૃત્તિમાં છું.

સ્નેહાધીન

સુરસિંહ.

❧

૬

લાઠી,

૧૦ – ૭ – ૯૮.

પ્રિય જન્મભાઈ,

આપનું ૨૦ – ૬ – ૯૮નું પત્ર મળ્યું. ઉત્તર આટલા બધા વિલંબે લખાય છે તેને માટે ક્ષમા કરશો, પરન્તુ મ્હારી પ્રવૃત્તિ સૌ જાણે જ છે.

મણિભાઇ અહીં આવી ગયા. આપ હોત તો બહુ આનન્દ થાત પરન્તુ બા * * * ના કહેવાથી જણાયું કે

આપના ગૃહમાં કોઈ બિમાર હોવાથી આવી શકો તેવી સ્થિતિમાં ન હતા. સૌને હવે આરામ હશે.

શ્રાવણમાં મણિભાઈ ફરી આવવાના છે ત્યારે જરૂર બોલાવીશ અને પ્રતિકૂલતા ન હોય તો તો આવશો.

હવે તો મ્હને આપની કવિતા વાંચી બહુ આનન્દ થાય છે. મ્હારી પોતાની કવિતા તો હાલ પૂરી થઇ છે. હવે *Subjective* તો બહુ જ થોડું લખાશે.

સરસ્વતીચન્દ્રનો ત્રીજો ભાગ વાંચ્યો હશે. ગોવર્ધનભાઈ તરફથી કશું નકામું તો નથી જ આવતું, પરન્તુ, રસ બહુ ફિક્કો થતો જાય છે એમ તો લાગ્યા વિના રહેતું નથી.

અત્ર કુશલ – તત્રાસ્તુ.

શુભચિન્તક

સુરસિંહ.



૭

લાઠી,

૧૯ – ૭ – ૯૮.

પ્રિય જન્મભાઈ,

પત્ર અને કાવ્ય મળ્યાં. બન્ને વાંચી બહુ જ આનન્દ થયો છે. આપે જે કાંઈ સાંભળ્યું છે તે સર્વ સાચું છે. તમે જાણતા નહિ હો કદાચ મ્હેં મ્હારૂં સહેવું સર્વ કેવી શાન્તિથી સહ્યું છે તે. પરન્તુ એક ન્હાની સરખી છોકરી અને તે પણ સખ્ત કેદખાના જેવી સ્થિતિમાં અસહ્ય દર્દ શી રીતે સાહી શકે? તે મરી

જતી હતી અને ત્રણેક માસમાં કદાચ મરી જાત. કોઇ પણ કાયદાની કે નીતિની ખાતર તેને મારી નાખવા જેવું ઔદાર્ય મ્હારામાં રહ્યું નહિ અને ભ્રષ્ટ થઈને પણ મ્હેં તેને ઉગારી લીધી છે. મ્હારો સ્વાર્થ આમાં પુષ્કળ દેખાય છે અને તેની ઝિન્દગી એ પણ શું મ્હારો જ સ્વાર્થ નથી? મ્હેં પરાર્થે આ કાર્ય કર્યું છે એમ હું કહેવા માગતો નથી; પરન્તુ, મ્હારા કાર્યમાં - પાત કરતાં ઉત્થાનની દષ્ટિ મ્હને વધારે પ્રબલ લાગે છે. હું સહન નથી કરી શકયો અને મ્હેં આ કર્યું એમ હું માનતો નથી અને તેટલામાં જ મ્હારા અંતઃકરણને સર્વ શાન્તિ છે. તમે જ તે બાલાની સ્થિતિ જાણતા હો તો કદાચ મ્હારા કાર્યમાં મદદ કરવા ઉભા થાત. પરન્તુ, દુનિયાએ તો હાલ મ્હને પાપી જ માનવો જોઇએ અને તે મનાવાની તૈયારી કરી લીધા પછી જ તે બાલાને હું મદદનો હાથ આપી શકયો છું. આ તો મ્હારા હૃદયનો ઇન્સાફ થયો - બાકી સાચો ઈન્સાફ તો પ્રભુ ધારતો હોય તે ખરો.

હું આનન્દમાં છું. દુનિયાથી દુર છું. આનન્દમાં હશો.

"સાથે આવો તો સગપણ જાણીએ હો....જી!"

સ્નેહાધીન

સુરસિંહ.

૮

લાઠી,

૧૯ - ૧૦ - ૯૮.

પ્રિય જન્મભાઈ,

પત્ર અને કવિતા મળ્યાં. મણિભાઇને પ્રસંગે મ્હને જે લાગે છે તેને માટે મ્હારી પાસે કશી ભાષા નથી. કવિતા તો ઓલવાઈ ગઈ છે. હૃદય, દુઃખમાં પણ, જ્યારે સ્મૃતિનું સુખ લેતું થાય છે, ત્યારે જ કવિતા પણ રસ આપી શકે છે. ખેદની સ્થિતિમાં તો કાંઈ જ થઈ શકતું નથી.

તમારી કવિતા મ્હેં જટિલને આપી દીધી છે અને ચન્દ્રમાં મૂકાશે એમ તેમણે કહ્યું છે.

સુદર્શનનું કાર્ય આનન્દશંકરે ઉપાડી લીધું છે અને ગોવર્ધનભાઈ વગેરે તેમાં સહાય આપશે.

ગોવર્ધનભાઇએ પોતાનો ધંધો છોડી દેઈ, રિટાયર થઈ, નડિયાદમાં રહેવાનું નક્કી કર્યું છે. હવેની જિન્દગી લખવામાં જ ગાળવાનો એમણે નિર્ણય કર્યો છે.

હાલ તો એ જ.

શુભચિન્તક

સુરસિંહ.



૯

લાઠી,

૬ - ૧ - ૯૯.

પ્રિય જન્મભાઈ,

પત્ર મળ્યું.

હાલ રાજ્યકાર્યની પ્રવૃત્તિ - વિચારોની પ્રવૃત્તિ એટલી બધી છે કે કાંઇ લખી શકાય તેવી સ્થિતિ નથી. રા * * * થી આવ્યા પછી માત્ર એક ન્હાની કવિતા લખી છે - પરંતુ તે તો ગી * * * ની સૂચનાને અનુસરી એમની હાલની લાગણી બોલવાને લખી છે. એમાં હૃદયનું રક્ત નથી.

હાલ લખવા કરતાં વાંચવા તરફ વિશેષ મન દોડે છે પણ તે યે અનવકાશથી બહુ બની શકતું નથી. વાલ્મિકી રામાયણનું ઇંગ્રેજી પદ્ય ભાષાન્તર વાંચું છું - તેમાં બહુ રસ પડે છે. બાકીનો કાળ તો હજાર યત્ને ન મળે તેવા ઘડિયાળના કાંટા ફેરવ્યા કરવામાં જાય છે. પ્રભુ યે કાંઇ વિચિત્ર દેખાય છે. હૃદયને ન ગમતું એવામાં ફરજને મૂકવી એ એક જ માર્ગ તેને અનુભવ આપવાને મળ્યો હોય એમ લાગે છે; પરન્તુ એમ છે ત્યારે જ કાંઇ શિખી શકાય છે, એમ માનીને હું પણ ઘસડાયાં જાઉં છું - છતાં - સંસારમાં દુઃખ કરતાં સુખ વધારે છે એ મ્હારી જૂની

માન્યતા વધારે દૃઢ થતી જાય છે અને તેથી થોડો આનન્દ રહેતો નથી. પ્રભુ બહુ કૃપાલુ છે. મ્હારાથી ગવાય તે ગીત ગાવા હવે મન થાય છે, પરન્તુ તે લાગણી હજી બહુ બાલક છે.

બાકી તો કુશળ.

શુભચિન્તક

સુરસિંહ.

૧૦

લાઠી,

૧૫-૪-૯૯.

પ્રિય જન્મભાઈ,

૧૮મી તારીખે હું ચાલવાનો છું. ખાનગી પત્રો અને રાજ્યકાર્ય એટલું બધું છે કે આ લખવામાં પણ તાકીદ કરવી પડે છે.

હું ધારૂં છું તમારૂં શિરનામું "નાગરવાડો" હશે, અને તેમ જ લખું છઉં.

આનન્દમાં હશો. ઈશ્વરેચ્છા તો હમીરજી આ મુસાફરીમાં પૂરૂં કરીશ. વાંચવાને તો સ્વીડનબોર્ગ લઈ જાઉં છું.

શુભચિન્તક

સુરસિંહ.

૧૧

માથેરાન,

૩ – ૬ – ૯૯.

પ્રિય જન્મભાઈ,

પત્ર મળ્યું. ન્હાનું પત્ર વાંચીને આનન્દ થયો. કવિતાઓ વાંચીને વિશેષ આનન્દ થયો.

મ્હારાથી પણ થોડું ઘણું અહીં લખી શકાયું છે, પરન્તુ, હમીરજીનો તો એક સર્ગ પણ પૂરો થઇ શક્યો નથી. બીજું તો મળીશું ત્યારે વાંચશું.

હવે પંદરમીએ અહીંથી ચાલવા વિચાર છે. આનન્દમાં હશો.

શુભચિન્તક

સુરસિંહ.



# શ્રી "કલાપી"ના પત્રો

( ૯ )

સદ્‌ગત સા૦ શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

ઉપરના

ઇ. સ. ૧૮૯૨ થી ઈ. સ. ૧૯૦૦.

૧

લાઠી,

૨૭-૧૦-૯૨.

રા. રા. ગોવર્ધનરામભાઈ,

આપનું તા. ૮-૧૦-૯૨ નું પત્ર મ્હને મળ્યું અને છબિ પણ પ્રાપ્ત થઈ તેથી "ઉપકૃત થયો છું" તે કેટલી વખત લખું?

આપ અમારૂં અને અમારી વસ્તીનું શુભ ઇચ્છો છો અને કામના પૂર્ણ બોજા છતાં દેશની ઉન્નતિ માટે કાર્યો કર્યા જ કરો છો, એથી જ અમે સૌ આપના શિષ્યો થશું અને આપના વિચાર સમજી તે પર વિચાર કરીશું તો અમારૂં અર્થાત્ રાજાપ્રજા સમસ્તનું શુભ થશે.

સરસ્વતીચન્દ્રના ત્રીજા ભાગમાં હવે કઇ "જાળ" વર્ણીશે તે જાણવા ઘણાં મન આતુર છે.

સ્નેહાંકિત સુરસિંહના

દંડવત્ પ્રણામ.

❧

૨

લાઠી,

૩૦ - ૧૨ - ૯૨.

રા. રા. ગોવર્ધનરામભાઈ.

આપનું તા. ૨૬ મીનું લખેલ પત્ર મ્હને આજે મળ્યું. દર્શન માત્રથી આનંદ થશે પણ આપના કુટુમ્બમાં વ્યાધિ છે એ જાણી સ્નેહાર્દ્રતા સુલભ ખેદ થયો. ઈશ્વર આરામ કરશે.

ગુર્જર વર્ગ અને ખાસ રાજાઓ તો આપના અતુલ આભારી છે.

કોઇ એમ કહે કે, દેશહિત કરવા મ્હને અવકાશ નથી એ, આપ જેવા ઉદ્યમી ગૃહસ્થોએ, જૂઠું છે એમ સાબીત કરી આપ્યું છે.

"મણિરાજનું જનરાજ્ય" અમને બોધ આપનારૂં થશે અને "સરસ્વતીચન્દ્રનું મનોરાજ્ય" એ નામ જ બતાવી આપે છે કે સરસ્વતીચન્દ્રે કહેલ વાક્ય :-

"જહાંગીરી ફકીરી એ લલાટે છે લખાવી મ્હેં" સાચું પડશે, કરુણામાં ગ્રન્થસમાપ્તિ થશે. ચન્દ્રના કર કુમુદને વિકસાવશે નહિ. ચન્દ્રકાન્ત દ્રવતો જ રહેશે.

"એના માર્ગ જુદા હતા : દિશા એક હતી. અનેક આંખો એમની પાછળ ખેંચાતી હતી અને એમના માગ શોધતી હતી પણ દૈવની ઈચ્છા કઈ દિશામાં દોડે છે, તેના તો માત્ર કલ્પના જ હતી."

માર્ગ શોધતી આંખો ઘણી છે અને દિશાની

માત્ર કલ્પના જ છે. દૈવની ઇચ્છા જાણવા ઘણું આતુર છે માટે યોગ્ય લાગે તે કરવું.

"નવલ ગ્રન્થાવળી"નો કેટલોક ભાગ મ્હેં વાંચ્યો છે અને જીવનકથા વાંચી આપની ઉદારતાથી આનંદ પામ્યો છું. દુર્જન સાથે જન્મારો ગાળ્યા કરતાં, સજ્જન સાથેની બે ઘડીને બલિહારી છે. તે જીવનકથા મ્હને મોકલશો – આપ મ્હને સંભારો છો – તેથી હું ઉપકૃત છું.

રાજકુમારકૉલેજમાં મ્હેં અભ્યાસ કર્યો છે તે નામનો જ છે. રાજકુમાર કૉલેજમાં ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે. આ કૉલેજમાં ભણનારને વિદ્યાથી ભાગ્યે જ પ્રીતિ હોય છે એ દેશનાં નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો.

મ્હારો વિચાર મેટ્રિક પસાર કરી આર્ટ્સ કૉલેજનો વિદ્યાર્થી થવાનો હતો, પણ, રાજાઓ અને ગરાસીઆઓ વિદ્યાના ઓરમાન દીકરાઓ છે. પાંચ વર્ષથી નેત્રવ્યાધિથી હું હેરાન હતો, માત્ર અર્ધો કલાક વાંચી શકતો. મુંબઈના ડાક્ટર મૅકોનોકીની દવાથી આરામ થયો અને થતો જાય છે. ગ્રૅન્યુલેશનની વ્યાધિ મ્હને છે. દવા નિયમિત રીતે જારી વાપરવી પડે છે. હાલ હું પાંચ કલાક વાંચી શકું છું, અને તેટલું વાંચું છું. પણ મ્હારી આશા હવે પૂરી થશે નહિ.

દરરોજ એક કલાક કાયદાનો અભ્યાસ કરૂં છું. એક કલાક ઇંગ્રેજી પુસ્તકો વાંચું છું. હાલ સ્માઇલ્સનાં

પુસ્તકો વાંચું છું. ત્રણ કલ્લાક ગુજરાતી પુસ્તકો વાંચું છું. હજી સુધી મ્હેં ગુજરાતી જ વાંચ્યું છે. કૅાલેજ છોડ્યાં મ્હને એક વરસ થયું – ત્યાર બાદ "ડ્યુટી"નું પુસ્તક મ્હેં હમણાં જ હાથમાં લીધું છે અર્થાત્ મ્હેં ઇંગ્રેજી વાંચવું હમણાં જ શરૂ કર્યું છે. ગુજરાતી ઘણાં પુસ્તકો વાંચી ગયો – એટલાં વાચ્યાં છે કે ગુર્જર ભાષાનાં સારાં પુસ્તકોમાં એવું ભાગ્યે જ નીકળશે કે જેનું મ્હેં મનન ન કર્યું હોય. પ્રેમ અને પર્યેષક પુસ્તકો મ્હને અતિ પ્રિય છે. પ્રેમ વાંચવો એ આનંદ અને આંસુ લાવે છે, ફિલોસૉફી વાંચવી એ મ્હને ગમ્ભીર સુખ આપે છે. ગુર્જરગિરાથી સંતોષ ન થયો તેથી ફિલોસૉફી માટે ઇંગ્રેજી અને પ્રેમ માટે સંસ્કૃત શિખવા નિશ્ચય કર્યો છે. સંસ્કૃત "પ્રેમ માટે" કેમકે, સંસ્કૃત ફિલોસૉફી વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મ્હને જ્ઞાન મળશે કે નહિ તે શંકા ભરેલું છે.

ગુજરાતી વાચન તો જારી જ રહેશે. ગુજરાતીમાં હમણાં હું રા. રા. મણિલાલ કૃત "સિદ્ધાન્તસાર" વાંચું છું. આપ જે જે વાંચવા મ્હને સૂચવશો તે અવશ્ય વાંચીશ. આપ આવો સ્નેહભાવ રાખો છો તેથી હું આપનો કેટલો આભાર માનું ?

અત્ર સર્વથા કુશળ છે. ત્યાં પણ તેમ જ હશે.

લિ. આપના સુરસિંહના

સચ્ચિદાનન્દસ્મરણપૂર્વક

નમસ્કાર.



૩

લાઠી,

૧૧ - ૧ - ૯૩.

સ્નેહી ગોવર્ધનરામભાઈ,

આપનું તા. પત્રનું કૃપાપત્ર, પુસ્તકો - સ્નેહની નિશાની અને આશીર્વાદ સાથે સુબોધ મ્હને મળ્યાં તે સર્વ મ્હને શિરસા માન્ય છે; તેથી હું આપનો આભારી થયો છું. આપે મોકલેલ ગ્રન્થ તેમ જ પત્રમાં લખેલ ગ્રન્થ હું બધા વાંચીશ અને તેઓનું મનન કરીશ.

વિદ્યાને માતાને સ્થાને રાખવા કરતાં સ્ત્રીને સ્થાને રાખવી એ જ ઉત્તમ છે અને મ્હારૂં આખું આયુષ્ય વિદ્યાપરાયણ રહે એ જ હું ઈશ્વર પાસે માગું છું.

આ રાજ્ય - ( કાઠીઆવાડી રાજ્ય - ) ખટપટમાં ઉત્તમ મિત્ર વિદ્યા જ છે અને સુમાર્ગ બતાવનાર પણ પુસ્તકો સિવાય બીજું ભાગ્યે જ મળી આવે છે. આપે ટીપ્પણમાં લખેલ બધાં પુસ્તકો મ્હેં મંગાવ્યાં છે અને દરરોજ એક કલ્લાક હું ઈંગ્રેજી પુસ્તકો વાંચવામાં ગાળું છું, તેનો દોઢ કલ્લાક કરી, તે પુસ્તકો હું વાંચીશ.

" શાંતિપર્વ " મ્હેં વાંચ્યું છે અને " અનુશાસનપર્વ " વાંચી નાંખીશ. કાયદામાં મ્હેં ઘણું જ થોડું વાંચ્યું છે. " પિનલકોડ " પૂરો કરી " ક્રિમિનલ

પ્રૉસિજરકોડ" વાંચું છું. કાયદામાં તો હાલ બધા ચાલતા કાયદા એટલે

સિવિલ પ્રોસિજર
કૉન્ટ્રૅક્ટ ઍક્ટ
હીન્દૂ મોહમેડન લૉઝ

વગેરે વાંચવા વિચાર છે. અહીંના ન્યાયાધીશ સાથે હું વાંચું છું. સંસ્કૃતમાં તો માત્ર પહેલી પ્રાયમર જ વાંચી છે. પછી આર્યાવર્તપ્રવાસમાં જવાનું થયું અને વાંચવું બંધ રાખ્યું. બે ત્રણ માસ પછી પાછું શરૂ કરવું છે. સંસ્કૃત ભણવું એ મ્હારો નિશ્ચય છે.

સાહિત્યનાં પુસ્તકો મ્હારી મેળે જ વાંચું છું – શિક્ષક કોઈ નથી.

મ્હારા જેવાને આપ જેવા સ્નેહી મળવા મુશ્કેલ છે અને મળ્યા છે તો દર્શનનો અતિ અભિલાષી છું. મુંબઈ હું દોઢેક વર્ષ નેત્ર વ્યાધિ દૂર કરવા ડાકટર મેકૉનોકીની 'ટ્રીટમેન્ટ' માં રહ્યો છું અને ત્યાં જવા હવે તો આતુર છું, પણ બે ત્રણ માસ અથવા તેથી પણ ટૂંક મુદતમાં મ્હને રાજ્ય સોંપાશે, અને અત્રેની અવ્યવસ્થા દૂર કરવાનું કામ મ્હારા શિર પર આવી પડશે. ન્હાના રાજ્યમાં સારાં માણસો સાધારણ પદરે ગોઠવવાં તે જરા મુશ્કેલીનું કામ છે. આ બાબતમાં પણ સમય આવતાં આપને શ્રમ આપવો પડશે તો આપીશ. આવાં રાજ્યકાર્ય આડાં હોવાથી છ સાત માસ સુધી તો હું ત્યાં આવી

શકીશ નહિ – તોપણ – રાજ્ય સોંપાયા પહેલાં બનશે તો આવી જઈશ. અત્ર સર્વથા કુશળ છે. ત્યાં પણ તેમ જ હશે.

લિ. આપના સુરસિંહના

નમસ્કાર.



૪

ગોધા,

૧૯ – ૬ – ૯૩.

સ્નેહી ગોવર્ધનરામભાઈ,

હું જ્યારે આર્યાવર્તનો પ્રવાસ કરવા ગયો હતો, ત્યારે મ્હેં પત્રના રૂપમાં કાશ્મીરનું વર્ણન લખ્યું હતું. જે ગૃહસ્થને આ પત્ર લખ્યું હતું તેમણે તુરત જ છપાવી બહાર પાડી દીધું તેથી સુધારો વધારો કરવાનું કામ બાકી રહી ગયું. આ મ્હારા પહેલા પ્રયાસમાં ઘણી ખામી હશે. હોવી જ જોઇએ – તેથી આપ જેવા વિદ્વાન્ પુરુષો પાસે સુધારો કરાવી એક સંશોધિત આવૃત્તિ બહાર પાડવા મ્હારો વિચાર છે. જોડણીની ઘણી ભૂલો હોવાને લીધે તે સુધારવા આપને વિનતી કરવી એ આપને અતિશ્રમ આપી અયોગ્ય કાલક્ષેપ કરાવવા જેવું છે તેથી વિચાર અને શલીમાં આપને યોગ્ય લાગે તેવો સુધારો કરી મ્હને ઉપકૃત કરશો. જોડણી માટે હું અહીં જ બંદોબસ્ત કરીશ.

આપના ઘણા ઉપયોગી વખતમાં મ્હારી આવી માગણી માટે મ્હને ક્ષમા કરશો.

આવતા શુક્રવારે ૨૩મી તારીખે હું લાઠીએ જઈશ, માટે આ પત્રનું ઉત્તર ત્યાં લખવા કૃપા કરશો.

ઈશ્વરકૃપાથી અત્ર સર્વથા કુશલ છે. તત્રાસ્તુ.

લિ. આપનો

સુરસિંહ.

૫

લાઠી,

૧૯-૧૦-૯૮.

પ્રિય ગોવર્ધનભાઈ,

મણિભાઈ દ્વિવેદીનો સ્વર્ગવાસ એ આ પત્રનું મૂળ છે.

અમુક વર્ષો પહેલાં મ્હારૂં પહેલું પત્ર આપને મળ્યું હતું. તે જ અરસામાં મ્હારૂં તેવી જ જાતનું એક પત્ર મણિભાઈ પર પણ ગયું હતું. સમય જતો ગયો તેમ આપના તરફની મ્હારી ભાવના હતી તે જ રહી – કાંઈ વધતી પણ ગઇ – કાંઇ સ્પષ્ટ પણ થતી ગઈ. આપના દર્શનનો લાભ પણ ચાર પાંચ વર્ષ મળ્યો. પરન્તુ મણિભાઇને વિશેષ વ્યવસાય ન હોવાથી, કે પ્રભુ જાણે શાથી, એઓ આ હૃદયની બહુ જ પાસે આવ્યા

હતા. હું એમને મિત્ર કરતા ગુરુ વિશેષ ગણતો હતો, અને રાજ્યમાં દીવાન પર રાજા હોય છે પરન્તુ દીવાન અને રાજા બન્ને પર રહી શકે તેવા કોઇ પુરુષની મ્હને જે અપેક્ષા સમજાઇ છે તે એમનાથી પૂરી પડતી હતી. હું મ્હારૂં-હૃદય એમને કહી શકયો હતો અને એઓ દોરે ત્યાં થોડું ઘણું દોરાઇ શકયો હતો. પરન્તુ એ તો ગયા. એમના જવાથી મ્હને જે દુઃખ થયું છે, તે કોઇને કહેવાથી હવે લાભ રહ્યો નથી. હું ગમે તેમ પણ આનન્દમાં રહું છું પરન્તુ મ્હને આસપાસ ઘણી વખ્ત જે અંધાર લાગે છે, તેમાંથી કોઈ પણ માર્ગ બતાવનાર મળી આવે એવી તપાસ કરતી દૃષ્ટિ અન્તે આપ પર વિરમે છે. આપમાં એવું સ્થાન મળી આવતાં ખોવાયેલ માટે કાંઇ નવા પ્રકારનું દુઃખ પણ થાય છે. પરન્તુ-એ દુઃખની વાત ન કરૂં તો-એક પ્રકારનો સંતોષ પણ થાય છે. કારભારી અને રાજા વચ્ચે ઘણી વખ્ત ન્હાની મ્હોટી વાતોમાં મતભેદ રહે છે અને તેવે ગંભીર સમયે રાજા ઉપરિ હોવાથી તેના જ વિચારો અમલમાં મૂકી દેવા એ ઠીક લાગતું નથી. આવે સમયે રાજા કારભારી બંને જે પર વિશ્વાસ રાખી શકે તેવા તટસ્થ અને સમર્થ પુરુષની જરૂર જણાય છે. અહીં પણ તેવી જરૂરીઆત ઘણી વખ્ત આવે. એવે સમયે અમે હવે આપની પાસે આવીશું એમ જ ટૂંકામાં કહેવું ઠીક છે. મ્હને અને મ્હારા કારભારીને બન્નેને આપમાં એટલી શ્રદ્ધા

છે. વળી આપ હવે તુર્ત 'રિટાયર' થવાના છો, તેથી કોઈ કોઈ વખ્ત અત્ર પધારતા જશો, અને સૂચનાઓ પણ આપતા જશો. આવા કાર્યમાં આપને પણ આનન્દ મળશે એવી મ્હારી ખાતરી હોવાથી જ, કશા ઉપોદ્ઘાત વિના, આ પ્રમાણે લખું છું.

આપ આનન્દમાં હશો.

સ્નેહાધીન

સુરસિંહ.

✽

૬

લાઠી,

૧૨-૧૨-૯૮.

પ્રિય ગોવર્ધનભાઇ,

આપના સમાચાર તા * * * * માર્ફત મ્હને મળતા હતા અને મ્હારા એમની માર્ફત આપને મળતા હતા તેથી અને રા * * * ની પ્રવૃત્તિને લીધે મ્હેં પત્ર લખ્યું ન હતું. રા * * * થી આવ્યો કે તુર્ત વળી મ્હને બાંબલાઇ થઇ હતી. હવે તો આરામ છે.

આ પત્ર પણ આપને લખવાનો હેતુ એટલો જ છે છે કે આપ તાત્યાસાહેબ સાથે જરૂર પધારશો, એટલી વિનતી કરવી. વિશેષ તો મળીએ ત્યારે.

આપનો સ્નેહાધીન

સુરસિંહ.

✽

૭

લાઠી;

૫ – ૨ – ૯૯.

પ્રિય ગોવર્ધનભાઇ,

આપનું પત્ર મળ્યું. મ્હારી તબિયત સર્વ રીતે સારી છે.

મિ. તાત્યાસાહેબ આપે લખેલા ખાસાઓના તરજૂમા કરવામાં હાલ રોકાએલા છે. એ કાર્ય પૂર્ણ થઇ રહેતાં તેને અમલમાં મૂકવાનો કશો વિલંબ થશે નહિ.

દ્રવ્ય – એ શબ્દ જ આપણા જેવા સંબન્ધમાં મૂકવાને આપને નથી રુચતું તેમ જ મ્હને પણ તે દ્વારા તો કોઇને યે ઉપકારવશ મૂકવાની વૃત્તિ સરખી પણ ઠીક નથી લાગતી. ખરો ઉપકાર દ્રવ્યથી નથી થઈ શકતો. અહીં તો ઉપકારની પણ વાત જ નથી, છતાં સ્થૂલતામાં આપણે હોઈયે ત્યાં સુધી એટલે ઝિન્દગી પર્યન્ત આપણે એવા સ્થૂલ સંબન્ધને છેક છોડી શકતા નથી અને આપ અત્ર પધાર્યા તેની સ્મૃતિ ખાતર કાંઈક કરવા મ્હારી ઈચ્છા છે. તેમાં તો આપ પણ બાધ નહિ જ લ્યો અને દ્રવ્ય સંબન્ધે તો એટલું જ કહેવાનું કે મ્હારી જરૂરીને સમયે આપનો ઉપયોગ હું કરૂં છું તેમ જ જરૂર જણાતાં વગર સંકોચે આપ પણ મ્હારો ઉપયોગ કરશો. એથી વિશેષ કાંઇ કહેવાનું હશે તો તે વખ્તે અગાઉ કહીશ.

રા. રા. તાત્યાસાહેબ પરનું આપનું પત્ર વાંચ્યું. આપ સર્વ આનન્દમાં હશો. * * *

સ્નેહાધીન

સુરસિંહ.



૯

લાઠી ,

૯ - ૧૧ - ૯૯ .

પ્રિય ગોવર્ધનભાઈ,

આપનું કૃપાપત્ર મળ્યું. હાલ અહીંના સર્વ અમલદારો – આખું રાજ્ય – દુષ્કાળની પ્રવૃત્તિમાં પડી ગયું છે. એજન્સી પાસેથી લાખ ઉપર રૂપીઆ લેવા પડયા છે. ચાર ટકાનું વ્યાજ છે એ બહુ સારૂં છે. તાત્યા સાહેબ એ ગોઠવણ કરી પાછા આવી ગયા છે, અને હાલની બધી નવી બાબતોના આપને સહજ સમાચાર આપવા વાત પણ થઇ હતી, પરંતુ પત્ર લખી શક્યા નહિ હોય.

બધી મુશ્કેલી વેઠીને પણ, **એક પણ માણસ આ રાજ્યમાં ભૂખથી ન મરે તો પ્રભુનો મ્હોટો ઉપકાર.** ગરીબ માણસો માટે બે તળાવ ગળાવવાનું કામ ચાલે છે. દરેક ઘરમાં કેટલાં માણસો છે (આખા રાજ્યમાં), તેમાં કામ કરી શકે તેવાં કેટલાં અને ઘેર બેઠાં ખાવાનું આપવું પડે તેવાં કેટલાં તેની નોંધ થાય છે. બળદોનાં લિસ્ટ તો થઈ ગયાં છે અને ઘાસ પણ છે અને વાડીઓમાં રજકો પુષ્કળ થશે, એટલે કણબીનાં જાનવરને તો અડચણ નહિ આવે.

આપે આપેલા ધારા બધા બહુ વખતથી અમલમાં મૂક્યા છે. ડેપ્યુટી કારભારીની જગ્યા નીકળી ગઈ તેનાં

કામમાં ફેરફાર – એવા એવા થોડા – ફેરફાર થાય છે. ‘રિલીફ વર્ક્સ’ને જુદું રાખીને બજેટ ત્રાણું હજારનું થયું છે. તેમાંથી પણ કમી કરવાના વિચારો ચાલે છે. આ દુકાળથી મુશ્કેલી બહુ વેઠવી પડશે, પણ બોધ પણ ઘણો મળશે. **પ્રભુનો માર્ગ સારો જ હશે.**

હાલ **પ્લેટો** વાંચું છું. બે પુસ્તકો વાંચ્યાં અને ત્રીજું **રિપબ્લિકનું** લીધું છે. **કવિતા** પણ કોઇ વખતે લખું છું. એ સિવાય ન્હાના ન્હાના ‘ડાયેલોગ્ઝ’ લખવાનું શરૂ કર્યું છે. એમાંનું કેટલુંક સુદર્શનમાં કોઇ કોઈ વાર આવ્યા કરશે. ‘**કલાપી**’ના **નામથી** તે **આપ** વાંચશો અને કાંઇક સૂચનાઓ આપવાનું યોગ્ય લાગે તો આપવા કૃપા કરશો. **પ્લેટો** સાથે થોડું **થિયોસોફીનું** પણ વાંચું છું.

આપની તબીયત હવે સારી છે તો **સરસ્વતીચંદ્ર** અગાડી લખતા હશો. તે હવે વ્હેલું વાંચવાને મળે એવી આશા રહે છે. બાકી કુશળ.

સ્નેહાધીન

સુરસિંહના

પ્રણામ.



૯

લાઠી,

૪ – ૨ – ૧૯૦૦.

પ્રિય ગોવર્ધનભાઈ,

આપનું પત્ર ઘણા દિવસો નિરુત્તર રહ્યું છે. અહિં અનેક પ્રવૃત્તિઓ છે, અને આપના પત્રમાં ત્વરાથી ઉત્તર આપવા જેવું ન હોતાં વિલંબ થયો છે.

નાણાં સરકાર આપવાના હતા, તે હવે આપવાના નથી, તેથી, એ ગોઠવણમાં જે વિલંબ થયો તેથી ઉલટો ગુંચવારો વધ્યો છે. એ તો થોડા દિવસમાં ગોઠવણ થઇ જશે.

નવીનમાં તો, હાલ મણિશંકર ભટ્ટ અહીં આવેલા છે. * * * * * * સ્વીડનબોર્ગનાં સત્યો એમને એટલાં બધાં રુચ્યાં છે. આપ કદાચ તે લેખકને જાણતા હશો. પ્લેટો પૂરો કરી તેનાં થોડાં પુસ્તકો વાંચવા હું ધારૂં છું. તેની સાથે ઈતિહાસનાં પુસ્તકો વાંચવા જોઇયે એમ બહુ વખતથી ઘણાંનું કહેવું છે. થોડાં સારાં પુસ્તકોનાં નામ આપવા કૃપા કરશો. આપ સરસ્વતીચંદ્ર અગાડી લખતા હશો. એ પુસ્તક ક્યારે પૂરૂં થશે તેનો કાળ આશરે પણ જાણી શકાય તો જાણવાની ઘણાંની બહુ ઇચ્છા છે.

સ્નેહાધીન

સુરસિંહ.



૧૦

લાઠી,

૧૦ – ૪ – ૧૯૦૦.

પ્રિય ગોવર્ધનરામભાઇ,

આપનું કૃપાપત્ર બહુ દિવસ નિરુત્તર રહ્યું છે. જલદી જવાબ આપવા જેવું ન હોવાથી અને એક ઇંગ્રેજી વાર્ત્તા ઉપરથી વાર્ત્તા લખતો હતો તેથી મોડું થયું છે.

* * * ( મણિશંકરનું ) હૃદય નિખાલસ લાગે છે અને બાલક જેવું પવિત્ર છે. * * * * * * સ્વીડનબોર્ગ બહુ મોટો માણસ છે એમ તેનાં થોડાં પુસ્તકો વાંચવા પરથી લાગ્યા વિના રહેતું નથી. * * * * * *

સ્નેહાધીન

સુરસિંહ.



૧૧

લાઠી,

૨૯ – ૪ – ૧૯૦૦.

પ્રિય ગોવર્ધનરામભાઈ,

આપનું કૃપાપત્ર મળ્યું. તાત્યા સાહેબ પરનું આપનું પત્ર પણ મ્હેં વાંચ્યું.

પ્રથમ તો એ સવાલ છે કે મ્હારી વૃત્તિ અમલમાં મૂકવી એ **ધર્મ છે કે નહિ**. આપ એનો નિર્ણય કરી શકશો તેવો હું શી રીતે કરી શકું ? હું **બધા રાજાઓ માટે** કાંઇ જ કહી શકતો નથી. માત્ર મ્હારે માટે કહી શકું. મ્હને મ્હારે પોતાને એ વિચારમાં કશું **પાપ** હોય એમ લાગતું નથી. અધર્મ હોય એમ પણ લાગતું નથી. પ્રથમ એ તો **આપને** કહી જ લઉં કે આ દુકાળમાં તો એ વિચાર અમલમાં મૂકવાની ધારણા જ ન હતી. આ વર્ષે વરસાદ સારો થઈ જાય ત્યાર પછી એટલે દીવાળી પછી એ વિચાર અમલમાં મૂકવા મ્હારી ધારણા છે. મ્હેં આટલા વિચાર તો તે સંબન્ધે કર્યા છે :—

( ૧ ) રાજાની ગેરહાજરીથી દુશ્મનો ચડી આવવાના નથી. એ કાળ ગયો છે.

( ૨ ) રાજ્ય રાજા વિનાનું થતાં, સરકાર પોતાની સત્તા કાંઈ વધારે, એ પગલું વધારે ભરે એમાં દેશના થોડા ભાગને પણ કદાચ કાંઇ હાનિ થાય. આપે સ * * નો દાખલો આપ્યો છે. આ વાતનું ધ્યાન આપીને પણ કેટલું થઈ શકે તે વિચારવા જેવું છે. દેશની ચડતી હોય ત્યારે યોગ્ય સ્થાને યોગ્ય માણસો હોય છે — નહિ તો એથી ઉલટું હોય છે — એમ હું માનું છું. **હાલ વેપારી થવો જોઈયે** કે અન્ય કાંઇ **હોવો જોઇએ, તે રાજા જન્મે છે અને રાજા થવાને યોગ્ય** હોય તે અન્ય કાંઇ હોય છે એવું મ્હને લાગે છે. **પ્રભુની ઈચ્છા હશે તેમ થશે.** હું અહીં રહીશ કે જઇશ તેથી કાંઇ જ થવાનું નથી,

તોપણ એટલો જ વિચાર કરી ચાલ્યા જવું એ યોગ્ય નથી. લાઠી બંદરવાળું કોઈ રાજ્ય હોત કે કોઈ મ્હોટું રાજ્ય હોત તો, અલબત્ત, અમુક સ્થિતિમાં આવતાં * * * * * * અને એમ હોય તો પણ મ્હારી વૃત્તિવાળા માણસે રાજ્ય પર રહેવું તેમાં પેલી હાનિ કરતાં મ્હને વિશેષ હાનિ લાગે છે; પરન્તુ **લાઠી જેવા ન્હાના રાજ્યને સરકારને સોંપી જતાં તે હાનિ નથી દેખાતી.** * * * * * * હું જાઉં કે ન જાઉં, તેની અસર અન્ય રાજ્યોને નથી. અન્ય રાજ્યોને નથી તેમ તેવી હાનિ પણ આ રાજ્યને નથી. પણ બધું જોતાં **સરકારી રાજ્ય સારૂં છે** અને વસ્તી માટે અને રાજ્ય માટે '**મેનેજમેન્ટ**' ખોટું **નથી**. ઘણાં રાજ્યોને તો સરકારી 'મૅનેજમેન્ટ' થવાની ખાસ જરૂર પણ છે. અહીં પણ તેમ જ છે – એ હું કહેતો નથી પણ એટલું તો મ્હને લાગે છે કે મ્હારી ગેરહાજરીથી કશી હાનિ નથી. **જેનું મન કાર્યમાં નથી, જે કાર્ય જોઇ શકતો નથી, જે કાર્ય જોવા ઈચ્છતો નથી એવા અન્ય રીતે ગમે તેટલા સારા રાજાના રાજ્ય કરતાં, સરકારી રાજ્ય આવે એ ન્હાની જ હાનિ છે.**

(૩) પ્રથમ તો રાજ્ય હમેશ માટે છોડી દેવાની ધારણા હતી. આપનું પત્ર આવ્યા પછી તે વિચાર ફેરવ્યો છે. ત્રણ ચાર વર્ષ સુધી રાજ્ય છોડવું, પછી એમ લાગે કે મ્હને જંગલમાં વાંચવા લખવાનું તેમ જ રાજ્યમાં રાજ્ય કરવાનું સરખું જ સુખરૂપ છે, તો પાછું આવવું. એ લાગવું સહેલ નથી અને એમ લાગવાની જરૂર પણ નથી.

હું બીજી વાત કહીશ. મ્હને એમ લાગે કે મ્હારો સ્વભાવ રાજ્યકર્ત્તાને યોગ્ય થઈ શકયો છે તો પાછું આવવું. આમ થવાથી પાછળ રહેલા "કાર્યભારી મેનેજર" તેમ જ પ્રજા સાથે મ્હારો અમુક સંબન્ધ રહી શકશે અને તેટલાં વર્ષ પછી ઇચ્છા જ પાછું આવવાની થાય તો પશ્ચાત્તાપ કરવાનું રહે નહિ, જો કે હમેશ માટે રાજ્ય છોડી દેતાં યે મ્હને મ્હારી પોતાની ખાતર રાજ્ય કરવા પાછું આવવાનું મન થશે એમ હું ધારી શકતો નથી. કોઈ દુ:ખથી, કોઇ ક્ષણના વિચારથી હું રાજ્ય છોડી જતો હોત તો એ ધાસ્તી રહેત. પરન્તુ એમ નથી. મ્હને કાંઇ પણ વિચાર કરવાની શક્તિ ન હતી ત્યારની આ ઇચ્છા છે અને અનેક ઇચ્છાઓ, વિચારો ફરી ગયા છતાં તે તેવી ને તેવી જ રહી છે: વધતી ગઇ છે. એટલે આ ધારણા એક તોર જેવી નથી, તોપણ, અમુક મુદત પછી પાછું આવવું છે એ વિચાર રાખીને જવું વધારે ઠીક છે. મ્હારી પ્રજા સુખા રહેશે, પાછું આવવાની જરૂર નહિ લાગે તો પ્રભુની કૃપા, નહિ તો પાછો આવીશ. તે કાળે, આપ કહેશો તેમ કરીશ એ પણ અત્યારથી જ ખાતરીપૂર્વક કહી શકું છું. અત્યારે આપ મ્હારા વિચારથી ઉલટા વિચારના હશો તો અત્યારે પણ નાસી જવાનો નથી. પરન્તુ તેમાં એક ભય છે. મ્હને માફ કરશો, પરન્તુ મ્હને લાગે છે તે કહીશ. મ્હને એ કહેતાં સંકોચ પણ થાય છે છતાં મ્હારે એ કહેવું જોઇએ. આપ મ્હને કહેશો તો અહીં રહીશ, એ વિચારને કાઢી નાખવા પણ યત્ન કરીશ, હાલ એ વિચાર દૂર પણ થઇ શકશે.

પરન્તુ એ વિચાર ક્યારે ફરી આવશે અને જ્યારે ફરી આવશે ત્યારે આટલો વિચાર કરવા હું રાહ જોઇ શકીશ કે નહિ એ હું ખરેખર કહી શકતો નથી. ઘણી વખ્ત મ્હને એવું પણ લાગી આવે છે કે હું એક વખ્ત તો એજન્સીમાં લખી નાખું. પછી મ્હને કોઇ રોકવાનું નથી. એકાદ વખ્ત આશરે અઢી વર્ષ પહેલાં હું લખવા પણ બેઠો હતો. મ્હારા શુભેચ્છકો જે હમણાં મ્હને રજા નથી આપી શકતા તે પછી મ્હને માફ કરી શકશે એવું મ્હને લાગે છે. પરન્તુ, એવું પગલું ભરવું એ બાળકબુદ્ધિ લાગે છે અને હજી સુધી તો આખરે તેમ નથી કર્યું. હવે પછી હું એમ કરૂં એ મ્હારી ઇચ્છા પણ નથી. અત્યારે **ચિત્ત શાન્ત** છે, **આપ** અને **મ** * * * * * ભાઈ મ્હને **માર્ગ** બતાવી શકો તેમ છો અને **માર્ગ** કરી આપવામાં પણ સાહાય્ય આપી શકો તેમ છો તો એ સારો સમય છે. અત્યારે ગોઠવણ થશે તો તે ઉત્તમ થશે એમ મ્હને લાગે છે.

**તા** * * * * મ્હને એક સવાલ પૂછે છે, કે "તું આ બધું **વિચારી શકે** છે અને **છતાં** રાજ્ય **નહિ કરી શકે** એમ કેમ માને છે ?" હું આ બધું વિચારી શકું છું, એનો અર્થ જ પ્રથમ શું ? હું આ બધામાં કાંઈ પણ સાચું કદાચ નહિ વિચારતો હોઉં. હું મ્હારી અનેક સંસારની અને સંસાર બહારની ભાવનાઓમાં કેટલું સાચું વિચારતો હઈશ અને કેટલું જૂઠું તે કાંઈ જ જાણતો નથી. કદાચ હું દુનિયાની બહારની વાતોમાં સાચો જ વિચાર

કરતો હઈશ (જે હું તો નથી માનતો) તોપણ તેથી હું અમુક કાર્ય પર રહી શકું તેવી મ્હારામાં યોગ્યતા માનવી એ ભૂલ છે. દુનિયાની વાતોમાં પણ સાચું જ વિચારતો હોઉં તેથી પણ કાર્યમાં મ્હારી કશી યોગ્યતા માની લેવી એ ભૂલ છે. વિચાર કરનારાં અને કાર્ય કરનારાં માણસો એ બે જુદી જ જ્ઞાતિનાં માણસો છે. વિચારનારાંના બધા વિચાર કાર્ય કરનારને અનુકૂલ નથી હોતા. એકને દેશકાળ સાથે બહુ થોડો સંબન્ધ છે, અન્યને પગલે પગલે દેશકાળનો વિચાર કરવો પડે છે. એક જ્ઞાતિના માનવીને અન્ય જ્ઞાતિના કાર્યમાં યોજવો – એમાંથી જ સૌથી ખરાબ વર્ણસંકરતાનો જન્મ છે જે વર્ણસંકરત્વ આત્માનું છે. એ બંને જ્ઞાતિના વિરોધીને એક બનાવનાર જનક જેવા બધા જ થઇ શકે એ આશા બહુ માનવીમાં અસ્થાને છે. હું રાજ્ય છોડીને બુદ્ધ જેવો નથી બની શકવાનો તેમ હું રાજ્યમાં રહીને જનક જેવો નહિ બની શકું. મ્હારા જવાથી જે હાનિઓ લાગતી હોય તે મ્હોટી અને નિત્ય રહે તેવી ન હોય તો મ્હને જવા દેવો એ ઠીક છે. તા * * * * ને હું આવું ઉત્તર આપું તો હું ધારૂં છું કે જૂઠું નથી કે :– "હું કાંઇ સારૂં વિચારૂં છું એમ હું માનતો નથી. મ્હારા આ જન્મમાં હું એક ન્હાની વાતનો પણ બરાબર સાચો વિચાર કરી શકું છું એવું મ્હને જ્યારે લાગશે ત્યારે મ્હને કૃતાર્થ માનીશ અને પ્રભુનો બહુ જ આનન્દથી ઉપકાર માનીશ.

કદાચ હું સાચું વિચારતો હોઉં તો તેથી હું તે પ્રમાણે વર્તી શકીશ એમ માનવું એ ભૂલ છે."

મ્હારા મનમાં બહુ કહેવાનું છે અને બધું કહીને પણ મ્હારૂં મન હું બતાવી શકીશ એમ મ્હને લાગતું નથી. મ્હારા હૃદયને કોઇ પ્રકારે પણ આપ પાસે પૂરૂં બતાવી શકું તેવી મ્હને બહુ ઇચ્છા થાય છે પણ હું એ શી રીતે કહી શકું? કોઈ પણ રીતે કાંઇ જ કહી શકાતું નથી અને મ્હને ધાસ્તી રહે છે કે આપ મ્હારા મતને અનુકૂળ થશો કે નહિ. હૃદય જો કાગળ પર મૂકી શકાતું હોય તો મ્હને ખરેખર ખાતરી છે કે આપ મ્હારા વિચારને અનુકૂળ જ થાઓ. જે કાંઇ મ્હારે કહેવાનું તે આપ જાણો છો એમ માનીને આપના પ્રશ્નોનો જ ઉત્તર આપીશ. તેમાંથી થોડાંનો મ્હેં પ્રથમથી જ વિચાર કર્યો હતો, બાકીનાંનો આપનું પત્ર મળ્યા પછી કર્યો છે.

૧ – પત્નીઓમાંથી જેને સાથે રહેવા વિચાર હશે તેને સાથે રાખીશ. અલબત્ત સાથે રહેનારે પોતાનાં માણસોને બદલે હું આપું તે અને તેટલાં જ માણસો સાથે લેવાં પડશે. એક પત્નીને આટલી છૂટ આપ્યા પછી વિશેષ બોલવાને તેને આપ અધિકાર નહિ જ આપો. નિવૃત્ત થઇને હું શું કરવા માગું છું તે તો તા **** પરના મ્હારા કાગળથી આપે જાણ્યું છે. હું એકાન્તમાં રહી વાંચીશ, લખીશ, પ્રભુનો વિચાર કરીશ; ગરીબોમાં, દર્દીઓમાં, તનનાં અને મનનાં દર્દીઓમાં ભળીશ અને તેઓને બની શકશે તો કાંઈ

આરામ આપીશ – નહિ તો તેમાંથી હું તો આરામ લઇશ. નિવૃત્ત થયેલાની શાન્તિથી મળતી શુદ્ધ ભાવનાઓ પ્રભુ મ્હને આપશે તે લઇશ. પંચગની કે નીલગિરિમાં રહેવા ધારૂં છું. જ્યાં બહુ વૃષ્ટિ ન હોવાથી આખું વર્ષ રહી શકાય તેવા પર્વતમાં રહેવા ધારૂં છું. મ્હને કૉલેજમાં દર માસે તેરસો રૂપિયા મળતા અને તેટલા મ્હને મળે તો મ્હને કાંઈ જ તંગી રહેશે નહિ. સરકાર તેથી કમ પણ આપશે તો યે ચાલશે. એક સામાન્ય ગૃહસ્થથી કશો વિશેષ ખર્ચ રાખવા મ્હારી ઇચ્છા નથી. સામાન્ય ખર્ચ નીકળે અને દર માસે કાંઇ અણુ-ધાર્યાં ખર્ચ માટે સો સવાસો રૂપિયા વધી શકે તો બસ છે. તેટલું થયા પછી અને એકાદ વર્ષ તેમ ચાલ્યા પછી વધારે રકમ રાજ્યમાંથી લેવી મ્હને ઠીક નહિ લાગે તો મ્હારી મેળે હું મ્હને મળતી રકમમાંથી ઓછી લઇશ – અને એ લેવાની રકમ રાજ્યને ભારે નથી એમ લાગશે તો તેટલી લીધા કરીશ. વધેલી રકમનું શું કરવું એ તો એ વખ્તે નક્કી થઇ શકે. મ્હારે એક પુત્રી છે, તેનો સારા રાજ્યમાં સંબન્ધ કરી ગયા પછી જ હું જવા ધારૂં છું. પુત્રના સગપણના સંબન્ધમાં તો કશો વિચાર કરવા જેવું નથી. તે ગમે ત્યારે થઇ શકે અને ગમે તે કરી શકે. તેમાં ખર્ચ પણ નથી અને તરખડ પણ નથી. અભ્યાસ માટે તો તેઓને રાજકુમારકૉલેજમાં મોકલવા પડશે. ફટાયા કુમારને અન્ય સ્થાને ભણાવવાનું બની શકે અને આપણે સર્વ તે સંબન્ધે નક્કી કરી શકીએ અને આપણે નક્કી કરીએ તે પ્રમાણે તેને અભ્યાસ

કરાવવાનું બની શકશે. એક વખત મ્હારી વાત નક્કી થાય તો પછી તેનો નિર્ણય કરવાનું અઘરૂં નથી. મહારાજની પેઠે, રાજ્યમાં રહ્યા છતાં, મ્હારાથી નિવૃત્ત નહિ રહી શકાય. મહારાજની દૃઢતા કે દુનિયાદારીનું જ્ઞાન અંશ માત્ર પણ મ્હારામાં નથી. દુનિયાદારીના તે કાળ જેવા મ્હોટા નહિ તો ન્હાના ન્હાના પણ અનેક સવાલો અહીં આવવાના. ગા * * * * ની પેઠે હું શ્રદ્ધા રાખી શકતો નથી એવું નથી અને છતાં તેના સ્વભાવથી રાજ્યને થતી હાનિ જેવી હાનિ મ્હારી હાજરીથી થયા કરશે એમ મ્હને લાગે છે. હાલ મ્હને એકલા રહેવું જોઇયે. એકલા વિચાર કરવો જોઈયે, દુનિયાના સર્વ પાશથી દૂર થઈ જવું જોઈયે. તો જ કોઇ કાલે પણ હું રાજ્ય પર ફરી આવી અહીં રહીને નિવૃત્ત રહી શકું એવું બનવાનો સંભવ છે. ગા * * * * જે કોઈ પર શ્રદ્ધા ન રાખીને કરે છે તેનું તે જ હું ઘણી વાર સર્વ પર શ્રદ્ધા રાખીને કરૂં છું – એ પ્રકૃતિ કાંઈ એકદમ બદલી જવાની નથી, પ્રકૃતિ એકદમ બદલવી એ એ મ્હારી શક્તિની વાત નથી અને એની એ પ્રકૃતિ મ્હારી કાયમ હોય ત્યાં સુધી હું રાજ્યમાં રહેવા માગતો નથી. મ્હારી જવાની વાત જેટલાંએ જાણી છે તેથી વિશેષ હવે જાણશે નહિ. હું વાત નહિ કરૂં. સરકારમાં મ્હારી કલ્પનાને કેટલી સંમતિ મળશે અને કેટલી નહિ, ક્યાં મળશે અને ક્યાં નહિ, એ અત્યારે બરાબર કહી શકાય નહિ પરન્તુ હું જઈશ – તેને ખાસ જરૂરની જે વાતો છે તેમાં સંમતિ મળી શકશે એમ હું

માનું છું અને તા * * * *ની અને આપ સર્વની મદદથી સર્વ સાધી શકાશે એમાં મ્હને શંકા લાગતી નથી. સરકાર પાસે કયી વાતો કેવા રૂપમાં મૂકવી તે આપ સૌ નક્કી કરી શકશો, અને તે પ્રમાણે ઘણું કરીને બની આવશે. મ * * * * * ભાઈ, તા * * * *ના વડિલો, આપ – એ સૌ એકમત થઈ કરવા ધારશો તો સરકારની વાતમાં વાંધો રહેશે નહિ.

આ બધી વાતોનો અને અન્ય જે કાંઇ માર્ગમાં આવતી હોય તે વાતોનો આપ અને મ * * * * * ભાઈ વિચાર કરશો. પ્રથમ તો મ્હારી વાતનો વિચાર કરવાનો છે અને તેનો નિર્ણય થશે તો અન્ય સર્વનો થઇ શકશે.

હાલ આથી વિશેષ કાંઈ કહેવાનું નથી.

આપનો સ્નેહાધીન

સુરસિંહ.



# શ્રી "કલાપી"ના પત્રો

( ૧૦ )

"તાત્યાસાહેબ"-રા. રા. ગિરધરદાસ મંગળદાસ દેશાઈ
ઉપરના.

ઈ. સ. ૧૮૯૮ - ૧૯૦૦

૧

માથેરાન,

ગુરુ.

પ્રિય રા. રા. તાત્યાસાહેબ,

કાલે બપોરે અહીં આનન્દથી પહોંચી ગયો છું. હવાપાણી ઘણાં સારાં છે અને ઋતુમાં તો વર્ષા ચાલે છે. આપ પણ લાઠીમાં ઠંડી રહે તેવી કોઈ ગોઠવણ કરાવશો જ. અહીંથી થોડી શી રીતે મોકલી આપવી તેની ગોઠવણમાં છીએ. ૨ * ને ગિરનાર જવું છે તેની ગોઠવણ કદાચ આ પત્ર પ્હોંચશે ત્યાં કાંઇક થઈ ગઈ હશે. —આ પ્હેલી જ વખ્ત તેને આ પ્રમાણે હું છોડી ગયો છું— વળી આવવાનું હતું તે અળસાવીને છોડી ગયો છું એટલે તેને દુઃખ તો થતું જ હશે. તેની સાથેની અત્યાર સુધીની મ્હારી વર્ત્તણુકથી ઉલટું જ કરવું પડયું છે. હવે જે બની શકે તે તેને ગિરનારની મનગમતી ગોઠવણ કરી દેવામાં છે. * * * * * *

હાલ તો એ જ.

શુભચિન્તક

સુરસિંહ.



૨

માથેરાન,

૩૧ – ૫ – ૯૯.

પ્રિય રા. રા. તાત્યાસાહેબ,

પરમ દિવસે શિવુભા, હું, સર્વે લાનોલી ગયાં હતાં. કાલે શિવુભા ઘેર ગયા અને હું અહીં આવ્યો, હજુ ઘાટ સુક્કા હતા પણ મુસાફરીમાં બહુ આનન્દ આવ્યો હતો.

* * સંબંધી આપે લખેલું વાંચ્યું. એ સર્વેને શાંત કરવાની જરૂર જેટલી આપને લાગે છે, તેટલી જ મ્હને લાગે છે. પેલો કરાર થઇ જાય એટલે તે સર્વે બની રહેશે. તે સંબંધી હાલ શું ચાલે છે?

મ્હારે મુંઝાઈ ન જવા માટે આપ લખો છો. આપ પેપરથી જોશો કે પ્લેગ શરૂ થયા પછી કોઈ વર્ષ ન થયેલ તેવી સંખ્યા હાલ ઓછી છે. જ્યાં મ્હારે રહેવાનું ત્યાં તો પ્લેગની, જોશમાં પણ ધાસ્તી ન હતી, તેવું સ્થાન મળવાનું છે. મુંબાઈ ઘણા વર્ષથી જોવાયું નથી. એ વાત તો ગૌણ જ છે. કૃ * * * ના સમયમાં મ્હને સત્ય કહેનારા, * માટે, ૨ * માટે સત્ય કહેનારા, એમાંથી કાંઈ ન મનાતાં રીસાયલા અને હાલ ફરી તાજા સંબંધમાં આવતા હોય તેવા તે આ * * * શેઠના કુટુંબને એમને મુંબઈ

આવવા આપેલું વચન પાળી સંતોષ આપવો, એ મુખ્ય હેતુ છે. આ * * * શેઠને ઘણાં વર્ષો પછી આ સમયે મ્હારે મળવું જ જોઇએ એમ મ્હને લાગે છે. કોઇ પણ પ્રકારની ધાસ્તી હોત તો એ લોકો જ મુંબાઈમાં પગ ન મૂકવા કહ્યા વિના રહેત નહિ. * * *

શુભચિન્તક

સુરસિંહ.



૩

પ્રિય રા. રા. તાત્યાસાહેબ,

આપના કુટુંબમાં જે સર્વથી દીર્ઘાયુ થયેલ હોય, તેમાં આયુષનું, અને જે કીર્ત્તિવાન થયેલ હોય તેમાં કીર્ત્તિનું, અનુકરણ કરી બંનેમાં પુત્રે વડીલોથી સવાયાં થવું જોઇએ તેવી રીતે થાઓ.

અષાડ વદી ૫ - સં. ૧૯૫૫. ગુરુવાર.

તા. ૨૬ - ૬ - ૯૯.

સુ.



૪

લાઠી,

૧૭ – ૮ – ૯૯.

પ્રિય તાત્યા સાહેબ,

જમી લીધું – રકેબીઓ શું ફરતી હતી અને કેમ તેની કાંઇ ખબર ન હતી – એવા ગંભીર વિચારમાં પડચો હતો. છેવટ કાંઇક અજવાળું મળ્યું. પ્રભુ પરની શ્રદ્ધા માથેરાનથી જે કાંઈ નવી જ મ્હારા હૃદયમાં આવી છે તેને માટે પ્રભુના હજારો ઉપકાર ગાવાનું મન થાય છે. કાલ સવાર એ મ્હને ઝિંદગીનો એક મ્હોટો ફેરફાર લાગે છે. કેવો સ્નેહ! અને કેવો અંત! પ્રભુની ઈચ્છા – પણ જે કાંઇ નિર્ણય આટલા વખતમાં કર્યો તે જ અત્યારે લખવાનો છે. બે કલ્લાક પણ પરાણે મ્હોં હસતું રાખી કોઇને છેતરવું એ બહુ ખેદ થાય તેવું લાગે છે, અને હવે અત્યારથી જ હું અહીં રહીશ. ન્હાવાનો અને કસરતનો સામાન અહીં સવારમાં આવી જાય તેવી ગોઠવણ કરાવશો.

* * *  * * *

સુરસિંહ.



૫

પ્રિય રા. રા. તાત્યાસાહેબ,

આ સાથે ગોવર્ધનભાઈનું પત્ર મોકલ્યું છે. આટલા દિવસમાં તેમના પર લખવા વિચાર આવતા, પણ આ પત્ર એમને પુનર્લગ્ન જેવું જેવું કાંઇક લાગતું, જે સંસારમાં, અગાડીનું લગ્ન લગ્ન જ હોય તો, બની શકતું નથી, એમ પણ લાગી આવતું અને કાંઇ લખી શકાતું નહિ અથવા લખવાનો નિર્ણય જ થઇ શકતો નહીં. પરંતુ છેલ્લે સ્નેહની ખાતર નહિ, પણ ઉપયોગની ખાતર – જે માન વિ. તરફ મણિભાઈ તરફની જે લાગણી હતી તેવી તો નહિ, પણ માન દૃષ્ટિ છે અને તે તો બહુ છે તે – ગોવર્ધનભાઇ પર આ પત્ર લખેલ છે, તે વાંચીને મોકલી દેશો.

આટલા દિવસમાં રાજા અને કાર્યભારી વચ્ચેના સંબંધમાં પણ મ્હને ઘણા વિચારો આવતા હતા. એ બન્ને મિત્ર હોવા જોઇએ, બન્ને અન્યોન્ય શ્રદ્ધાવાન હોવા જોઇએ. પરંતુ એ બન્ને વાતો પછી પણ ખાનગી અને રાજકીય બાબતોને જૂદી જ રાખનારા હોવા જોઇએ, એમ મ્હને લાગ્યું. બન્નેએ મ્હોટી બાબતો પર જુદા જુદા રહી વિચાર કરવા જોઇએ અને ઑફિશિયલ રસ્તેજ બન્ને મળવા જોઇએ. આ વાત અમલમાં મૂકવા માટે આપણે બન્નેએ કાંઈ કરવું જોઇએ. આપે આપની સેન્સિટિવનેસ

ઘટાડવી જોઇએ અને મ્હારે મ્હારી બેશફુલનેસ ઘટાડવી જોઇએ. કેટલાંક કાર્યોમાં હું તમને સૂચનાઓ આપી શકું અથવા વિચારો પણ આપી શકું તેને માટે મ્હારે જૂદાં જૂદાં કાર્ય જોઈ લાયકી મેળવવી જોઇએ. આમ થવા માટે હું તમને પૂછું, કાંઈ કાગળો મંગાવું તેમાં આપ તરફ મ્હારો કશો અશ્રદ્ધાનો અંશ છે એમ આપે કહિ માનવું નહિ. કૃ * * * ના પ્રસંગમાં મ્હારી શ્રદ્ધાની રીતિ આપ જોઈ શકયા હશો. તો તેમ અહીં પણ કાયમ જ છે. એટલે જેવું કે કાંઈ લાગી આવવા જેવું કોઇ વખત બને તોપણ તેમાં મ્હારો હેતુ શો હશે તે શાંત રહી વિચારી જોશો એટલે કશું લાગશે નહિ. આ ચીઠી હાલ તુર્ત હેતુ વિના જ લખાય છે અથવા તેમાં હાલ તુર્ત માટે બહુ થોડું છે. પણ સમય જતાં કોઈ કોઈ વખત એવા પ્રસંગો ન્હાના મ્હોટા બની આવે છે તેમાં તમને ખેદ ન થાય અને કોઈ પણ વખ્ત મ્હારી જરા પણ અશ્રદ્ધા છે એવું ન લાગી આવે તેને માટે કાર્ય શરૂ કરતા પહેલાં આટલું કહી લેવું એ ઠીક છે.

હાલ તો આપણા કાર્યનો નિયમ આ પ્રમાણે રાખવા ધારૂં છું. મંગળ, ગુરુ અને શનિએ બપોરે બે વાગે આપણે મળવું અને બુધ અને શુક્રે મ્હારે જુદી જુદી ગમે તે ઑફિસનું કાર્ય તપાસવું.

તેટલા સમયમાં મણિભાઇએ આપણે માટે પ્રથમ જે કાંઈ ધોરણો બાંધ્યાં હતાં તે એમણે લખેલાં તમારી પાસે

હોય તો મ્હને મોકલી દેશો. સૌથી જુદા રહી એકાંતમાં માત્ર વિચાર કરવાને દિવસમાં એક કલાક તે જ પ્રકારનો બની શકે તો નિત્ય કે કોઈ કોઈ વખ્ત આપવા મ્હારી ધારણા છે. તેમાં તે કાગળો મ્હને ઉપયોગી થઈ શકશે.

સુરસિંહ.

*Note* — ઉપલી બાબતમાં ભૂલ થઇ હતી એટલું તો મ્હને પણ સાંજે **મા** * * કહ્યું ત્યારે લાગ્યું હતું. પરંતુ જેટલું તમને લાગ્યું છે તેટલું લાગવા જેટલું તેમાં કાંઇ હતું નહિ એમ તો મ્હને હજુ લાગે છે. " ગામની વાતોમાં અને અમુક માણસો ગામમાં વાતો ફેલાવે " એમાં રાજ્યને લાભહાનિ શું હશે તે ખરેખર હું હજુ સુધી સમજી શકયો નથી અને તેથી અમુક બાબતોમાં મતભેદ રહ્યાં કરે છે અને આપણે એ વિષયની ચર્ચા પણ કરીએ છીએ. " નોકરી કરનારને નાઉમેદી થવાનાં પગલાં " જેવું તો કદાચ એ મતભેદ ઝિંદગીભર રહે તોપણ, અને આવી ન્હાની વાતો ઝિંદગીભર થયાં કરે તોપણ કાંઇ જ ભાસતું નથી. તમે સ્પષ્ટ લખ્યું છે તેમાં તો માફી માગવા જેવું ગણાય જ નહિ, એ તો અન્યોન્ય રાજ્યમાં રહેનારા સૌની ફરજ છે.

સુ.



૬

લાઠી,

૨૨-૪-૦૦.

પ્રિય તાત્યાસાહેબ,

લોકો વાતો કરતાં હતાં કે આપ જશો, મ્હારે રજા આપવી છે ને આપ જશો. સાચી હકીકત લોકો જાણતાં નથી અને છતાં એમાં-શું સત્ય છે અને શું અસત્ય છે તે આપ આ વાંચી જાણી શકશો.

આપને બીજું ત્રીજું લખી શું મૂલ લખવાનું હશે અને શું નહિ તેની ચિંતામાં નહિ રાખું. રાજ્ય છોડવું એ મ્હારે માટે નક્કી થયું છે.

જે મ્હારે માટે નિર્માણ પ્રભુનું છે તે થાય છે; મ્હારાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં ત્યારથી જે વૃત્તિનું બીજ રોપાયું તેનું આ ફલ બેસવાનો સમય આવે છે. આપને અને દુનિયાને કારણો જોઈએ; કારણો મ્હારી પાસે દુનિયાને સમજાવવાને નથી. આપને કારણો કહો કે જે કહો તે મારા દિલમાં છે તે કહીશ.

દુનિયા તર્કવિતર્ક પર ચાલે છે. *Sentiment* (ભાવના) શુદ્ધ હોય તો પ્રભુ પર શ્રદ્ધા રાખી ચાલે છે. દુનિયાને પ્રભુ જુઠો છે, ભાવનાને દુનિયા જૂઠી છે. ભાઈ! જે કાર્ય કરવામાં વૃત્તિ નથી તે કાર્યમાં-જે કાર્ય

કરવામાં વૃત્તિ છે તે છોડાવીને - બાંધી રાખવાથી શો લાભ છે? સુધરવા યત્ન કરવો જોઇએ એ વાત સાચી છે. પણ એક પ્રકૃતિને એક સ્થાને દોષ હોય અને અન્ય સ્થાને ગુણ હોય ત્યાં સુધરવા કરતાં સ્થાન બદલવું એ વિશેષ ઠીક છે અને પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય છે એટલે બહુ સુધારાની આશા પણ નથી. બુરાઇમાંથી ભલાઇમાં આવવું એ સુધારો છે. એક પ્રકારની બુરાઈમાંથી બીજા પ્રકારની બુરાઇમાં કે એક પ્રકારની ભલાઇમાંથી બીજા પ્રકારની ભલાઈમાં આવવું એ સુધારો નથી. સ્વભાવમાં જે શુભ બીજ હોય તે બાળી નાંખી અન્ય શુભ બીજ રોપવું એમાં ત્રિશંકુની સ્થિતિથી વિશેષ સારી સ્થિતિની બહુ થોડી આશા છે. ફકીરીના હૃદયને રાજાનું હૃદય બનાવવા મથવું એ એવું જ છે. મ્હારામાં દોષો બહુ મ્હોટા છે, ઘણા છે, તેમાંના ઘણાને હું ઓળખું પણ છું અને તે કાઢવા યત્ન કરવો - એમાં જ જીંદગી ગાળવાની છે પરંતુ મ્હારી પ્રકૃતિને એ તપ રાજ્યમાં તપવા કરતાં જંગલમાં તપવું વિશેષ અનુકૂળ છે. મ્હારામાં જે કંઇ સારૂં છે તેને ત્યાં પોષણ મળી શકશે. મ્હારા કેટલાક દોષો જે અહીં દોષો છે તે ત્યાં દોષો નહિ રહે અને કેટલાક દોષો જે બધે જ દોષો રહે તેવા - અહીં કરતાં ત્યાં વધારે જલદી સુધરી શકશે એવી મ્હને ખાતરી છે. હું લખીશ, વાંચીશ અને પ્રભુનું ભજન કરીશ - એ મ્હારા સ્વભાવનું કાર્ય છે અને અન્ય પ્રવૃત્તિ મ્હારા આત્માને વ્યભિચાર છે. બધાં વૃક્ષ એક જ ખાતરથી

અને એક જ ધરતીથી પોષાતાં **નથી**. **પ્રભુએ** પોષણ તો સંસારમાં મૂકયું છે તો જે જીવને જ્યાં પોષણ મળતું હોય ત્યાં તેને જવા દેવામાં વિઘ્ન નાખવું શા માટે? મૃત્યુ પછી જીવન છે, એ વાત ઘણાં બોલે છે – પરંતુ બોલનારાંમાંથી થોડાં જ જાણે છે અને જાણનારાંમાંથી થોડાં જ માને છે, અને માનનારાંમાંથી પણ થોડાં જ એ વાત પર લક્ષ રાખી શકે છે. જેનું લક્ષ ત્યાં નથી તેને માટે મ્હારી આ વાત ઘેલાના બકવાટ માત્ર છે. જે માણસ **આત્માને** જુદી જુદી રીતે પોષણ મળે છે એટલું માનતો હશે તે મ્હારો નિર્ણય સાંભળી સુખી થશે. પછી તો **પ્રભુ** જાણે.

રાજ્ય **છોડી જવામાં** રોકવા આવનાર કેટલાક તો હું દુઃખી થવા જતો હોઉં અને મ્હને દુઃખમાંથી બચાવવા આવતાં હોય એવા હૃદયથી આવશે, કેટલાક વિવેકની ખાતર અને કેટલાક શુદ્ધ અંતઃકરણથી. ભાઈ! કોઇને દુઃખ ગમે છે? મને પણ નથી ગમતું. સુખદુઃખ મ્હને સમાન છે – એ મ્હારો દાવો નથી. હું સત્તા ખોઇશ, **રાજ્યપદ** ખોઇશ, કદાચ કીર્ત્તિ ખોઇશ, કેટલાક વૈભવ ખોઈશ – તેને માટે દયાની ખાતર કેટલાક મ્હને કહેવા આવશે. **સત્તા**, **કીર્ત્તિ**, **રાજ્યપદ**, વૈભવ, એમાં મ્હને **રસ નથી** અને ઉલટો બોઝો છે. એ બધું હું ખોતો નથી પણ મ્હને ગમતું નથી એટલે ફેંકી દઉં છું, મ્હારા માર્ગમાં વિઘ્ન કરે છે એટલે તેને ખસેડી મ્હારો માર્ગ કરી મ્હારે **માર્ગે** હું ચાલ્યો જાઉં છું.

નકામું દુઃખ શા માટે? કોને માટે? રાજ્ય માટે પ્રભુ છે, જે આખા બ્રહ્માંડ માટે છે. મ્હારા જવાથી નહિ, પણ રહેવાથી રાજ્યને હાનિ છે તેની પણ મ્હને ખાતરી થઈ છે. હું કામ કરવાનો નથી અને બધી બાબતોમાં અન્યની સલાહ માનવાનો નથી અર્થાત્ એ બેમાંથી એકે હું કરી શકું – તેમ નથી – મ્હારા સ્વભાવને લીધે. અજમાયશ કર્યાં કરૂં, પ્રભુ પર વિશ્વાસ રાખી ગમે તે સહ્યાં કરૂં, મ્હારો પોતાનો – મ્હારા સ્વાર્થનો – વિચાર ન રાખું: એથી રાજ્યને બહુ હાનિ છે. મ્હારા આત્માનું અકલ્યાણ અને રાજ્યનું અકલ્યાણ – એટલું જ ફલ હું અહીં રહું – તો છે. રાજ્યમાં હું એક બોઝો છું, નડતર છું અને તે નીકળી જવું જોઇએ, કાં તો મ્હારા સ્વભાવને કાઢી નાંખીને કે મ્હને પોતાને કાઢી નાંખીને. મ્હારો સ્વભાવ જઈ શકશે નહિ અને જશે નહિ. હું જઇ શકીશ તેથી જઇશ.

હું જઇને શું કરીશ? શા માટે જાઉં છું? નિત્ય ત્રણ કલ્લાક વાંચવા, ત્રણ કલ્લાક લખવા, પ્રભુનું ધ્યાન કરવા અને જે 'એક ગાલ ઉપર લપાટ મારે તેને બીજો ગાલ ધરવા.' જે અકલ્યાણ કરે તેનું હૃદયપૂર્વક કલ્યાણ રાજા શિક્ષાથી કરી શકે છે, ફકીર કોમળ ઉપદેશથી અને ઘણી વાર માત્ર શાન્ત મૌનથી અને શુભેચ્છાથી કરી શકે છે. રાજાની રીતિએ કલ્યાણ કરવાના ગુણ મ્હારા સ્વભાવમાં નથી, ફકીરની રીતિએ કલ્યાણ કરવાના છે તો તેને વધારીશ. જે અન્યના દોષો જોઇ શકતો

નથી, જોઇને સુધારી શકતો નથી તે રાજા થવાને નાલાયક છે. હું બંને રીતિએ રાજા થવાને નાલાયક છું. ફકીરને એક શુદ્ધ ભાવનાની અપેક્ષા છે અને તે મ્હને પ્રભુ આપશે.

હૃદય ઉઘાડું છે તો કહેવાનું ઘણું છે પરંતુ મુખ્ય જે કહેવાનું તે ટુંકામાં મ્હેં કહ્યું છે, એટલું બસ છે. હવે તો એટલું જ કહેવાનું કે દુઃખી ન થશો. તમે સીધે માર્ગે જનારા છો, પાપથી દૂર રહેનારા છો, પ્રભુ પર વિશેષ શ્રદ્ધા રાખી તેનું જ આ નિર્માણ માની સુખી રહો. તમારૂં સુખ તમારી ભલાઇમાં છે – મ્હારૂં સુખ મ્હારી ભલાઈમાં છે – ગમે તેનું – સૌનું સુખ સૌ સૌની ભલાઈમાં છે, તે વધારવા કોઇ કાંઇ કરતું હોય તેમાં સુખી રહો અને તમારી પોતાની ભલાઈ વધારી સુખી રહો. અન્ય સ્થાને સુખ નહિ મળે એ સુખ તમે તમારૂં જાળવી રાખો. પછી મ્હારા જવાથી દુઃખ નહિ થાય. દુઃખ થશે તો તે બહુ દિવસ રહેશે નહિ કેમકે તમારી પ્રકૃતિ પ્રમાણે તમે ભલાઈમાં વર્ત્તી શકો તેમ છો. એટલું સ્વાતંત્ર્ય દરેક માનવીને મળવું જોઇએ અને હું પણ એ જ માગું છું. તમને અને સૌને એ સ્વાતંત્ર્ય આપવામાં હું કદિ આનાકાની કરતો નથી.

તમારે શું કરવું? હું કહું છું તે અનુકુળ હોય તો ખુશીથી અહીંના મૅનેજર થાવ. તમારે મૅનેજર નથી થવું – એ વિચાર હજી સુધી ન ફર્યો હોય તો તેમાં

મ્હારે આટલું કહેવાનું છે . તમારી પ્રકૃતિ દુનિયાદારીમાં વિકાસ પામી શકે – તેવી હોય તો – જ્યાં ત્યાં તમારે દુનિયાદાર જ બનવાનું છે – પછી અહીંનું મૅનેજમેન્ટ શું ખોટું છે ? છતાં હજુ એ જ નિશ્ચય હોય કે નથી રહેવું , તો બેલાશક તેમાં તમે સ્વતંત્ર છો . મ્હારે અન્યની શોધમાં પડવું પડશે , કેટલીક તરખડ કરવી પડશે , મ્હારો વિચાર અમલમાં મૂકવામાં વિલંબ થશે પણ તેની ખાતર જેને તમે દુઃખ માનતા હો તેમાં તમને નાખવાને મને કશો હક નથી . તમને સુખ લાગતું હોય અને આત્માનું કલ્યાણ લાગતું હોય તે તમારો માર્ગ તમે લ્યો તેમાં હું કાંઇ જ કહી શકું નહિ . તમારે જવું છે કે રહેવું છે , તેનો જવાબ હજુ મ્હને મળ્યો જ નથી એમ માનીશ અને છેવટના તમારા નિર્ણયને સાંભળવાની રાહ જોઈશ .

જ્યારે તમને આ રાજ્યમાં ન રાખવાની વૃત્તિ થાય ત્યારે અગાડીથી ખબર આપવા મ્હેં વચન આપ્યું હતું – પ્રભુએ સ્થિતિ અહીં ઉલટાવી નાંખી છે . તમારી શી ઇચ્છા છે તે મ્હારે જાણવાનું છે . રહેવાની ઇચ્છા થાય તો કાંઈ કહેવાનું નથી , ન રહેવાની ઇચ્છા થાય તોપણ કાંઇ કહેવાનું મ્હારે નથી ; પછી તો એટલું જ કહેવાનું કે જે ખબર આપવા મ્હેં કહેલું તે અહીં જ આપી લેવાની ફરજ પડે છે . આપ મેનેજર બનવા નારાજ હો તો અન્ય માણસે આવવું જ જોઇએ – જે મેનેજર થવાને યોગ્ય હોય અને સાથે રાજી પણ હોય . રહેશો તોપણ આપણે મિત્ર

રહી શકીશું - નહિ રહો તોપણ મિત્ર રહી શકીશું. જ્યાં હશો ત્યાં મ્હારી વાત સાચી હતી એમ કોઇ કાલે લાગશે - જો પ્રભુ પર મ્હારી અને તમારી શ્રદ્ધા હશે તો.

સ્નેહાધીન

સુ.

તા. ક :-

મ્હારી ડાયરીમાં આ ચીઠીની નકલ ટાંકવાની છે એટલે આ ચીઠી પાછી મોકલશો - અથવા આપણા સંબન્ધની આ એક નિશાની સાથે રાખવા ઇચ્છા થાય તો આપને હાથે સારા અક્ષરે આવી નકલ કરી મ્હને ફુરસદે મોકલી આપશો. હું રાત્રિએ આ ચીઠી મોકલી આપની નિદ્રામાં કદાચ વિઘ્ન કરીશ. હું પોતે તો જે કહેવાનો બોઝો હતો તે ઉતાર્યો છે એટલે વધારે નિરાંતે સુઇશ, અને આપ પણ મ્હારી દૃષ્ટિથી જોઈ શકશો તો કદાચ નિરાંતે સુઇ શકશો.

સુ.

૭

૨૩ – ૪ – ૦૦ .

પ્રિય તાત્યાસાહેબ ,

ખરૂં , મ્હેં એક વખ્ત લાંબી વાત કરવા કહ્યું હતું અને છતાં આવો વિચાર કેમ કર્યો ? વાત કરીને હું જે કહેત , તે જ મ્હેં લખીને કહ્યું છે . એથી વિશેષ કહેવાનું નથી .

રાજ્ય માટે મ્હારામાં કયાં અયોગ્યતા છે તે આપથી જરા પણ અજાણ્યું નથી . શું આપને એ વાત ઘણી વખ્ત નથી લાગી આવતી ? એ જ રીતે સ્નેહને લીધે કદાચ નહિ લાગેલું હોય પરંતુ જે કાંઇ આપને લાગે છે તે એનું એ જ છે .

મ્હારા મનમાં દૃઢ ઇચ્છા છે , વ્હેલી મોડી એની એ વાત અમલમાં મૂકવા દૃઢ નિશ્ચય પણ છે અને એ બની શકે તો ત્વરાથી . " ત્વરાથી " એટલે આજ કાલમાં નહિ , મ્હારી ત્વરાનો બહુ આધાર આપની ઈચ્છા ઉપર રહે છે . આપ અહિં રહેશો એવો નિર્ણય કરો તો એ વાત અમલમાં વ્હેલી મૂકી શકાય . આપ નહિ રહો એવો નિર્ણય કરો તો પ્રભુ જાણે કેટલો સમય જાય . પછી તો આટલી વાતનો નિર્ણય કરવાનો છે : –

૧ : યોગ્ય માણસ કયાં છે ?

૨ : તે મળ્યા પછી તે આવશે ?

૩ : એ બંને થાય તોપણ આ સમયમાં એવો મ્હોટો ફેરફાર કરવો ઉચિત છે ? અને ન્હાના મ્હોટા ઘણા સવાલો રહે. તોપણ આપનો નિર્ણય મ્હારે જલદી જાણવો જોઇએ કે જેથી ત્યાર પછીના માર્ગને હાલ મગજમાં ગોઠવી જવાનું બની શકે.

આપ મ્હારી સલાહ માગો છો. ખરૂં જોતાં આવી બાબતો અન્યની સલાહથી નહિ પણ પોતાના વિચારથી જ નક્કી થઇ શકે. આપ મ્હારે માટે કશું સ્વાર્પણ કરો એવું નહિ થવા દઉં. સ્વાર્પણની વૃત્તિથી નહિ, મ્હારી ખાતર નહિ, મ્હારા આરામની ખાતર નહિ, પરંતુ રાજ્યની ખાતર આપે રહેવું કે ન રહેવું તેનો વિચાર કરવાનો છે. વળી તે પણ બે રીતે કરી શકાય. એક તો પોતાની પૂર્ણ ઇચ્છાથી અને બીજું અનિચ્છા છતાં સ્નેહ વિ-અનેક દાબથી. ઇચ્છાથી રહેવું તેમાં હૃદય સુખી થઈ શકે છે અને તેમાં આપ રહો તો તેમ રાખવા એ મ્હને પણ યોગ્ય છે. અનિચ્છાથી પણ આપને રહેવા કહું તો અનિચ્છા છતાં મ્હારે પણ કાં ન રહેવું જોઇએ ? હું માણસ અને આપ નહિ ? "આપને દુઃખ થતું હશે તો ત્યાં તે સુખ માટે દુઃખ સહન કરીશ" – નહિ; એ અન્યાય છે : અને છેવટે એમ બાંધી રાખી હું નહિ જાઉં. એવી રીતે જો હું આપને બાંધી શકું તો એવી જ રીતે આપ પણ મ્હને કાં ન બાંધી શકો ? મ્હારૂં તો એટલું જ કહેવાનું છે કે આપના આત્માને શાંતિ મળે ત્યાં આપ રહો, મ્હારા આત્માને શાંતિ મળે ત્યાં હું રહું. એટલે હું શું

સલાહ આપી શકીશ ? નિર્ણય કરી આપ જ મ્હને કહેશો. એમ ન સમજશો કે આપનું ઉત્તર મળ્યું કે હું નાસી જવાનો છું. ઉત્તર મળતાં કેટલા ગુંચવારાનો માર્ગ હશે તે જોઇ શકાશે, જે દૃષ્ટિ મળવી એ માત્ર વડામાં આંગળી તૈયાર હોય એટલી જ તૈયારી અથવા સાધન છે. બીજું, મ્હારા સુખ માટે દુઃખ આપ સહેશો એમ લખી લખો છો કે "પણ આપને વસ્તુતઃ સુખ જ છે એમ આપને બતાવી આપવું પડશે" કોને બતાવી આપું? આપને? દુનિયાને? મ્હારામાં એ તાકાદ નથી. બુદ્ધ કે ગોપીચંદ કે હાલ તો કોઇ પણ નિઃસ્વાર્થ સંન્યાસી પોતાના ભાઇને કે પોતાની માને દુનિયા છોડવામાં પોતાનું સુખ છે એમ સમજાવી શકયો છે ? એ તો મ્હારૂં હૃદય સમજી શકે અને કહો તો તેને ફરી ફરીથી એનું એ બતાવી આપું.

હાલ તો આટલું. આપનું ઉત્તર મળ્યા પછી વળી બીજી વાતો કરવાનું પ્રાપ્ત થશે. ત્યાં સુધી અગાડી માત્ર અંધારૂં છે.

સ્નેહાધીન

સુ.



૯

૨૪ – ૪ – ૦૦.

તમે કહો છો તે બરાબર છે. અત્યારે "જવું" એવો વિચાર કરતો નથી. એ 'જવું' 'ન જવું' એ બંને વિચાર બાજુએ મૂકી દીધા છે, પરંતુ એટલું તો છે કે એ વિચાર મ્હને વારંવાર અત્યાર સુધી આવ્યાં કર્યો છે. શા માટે આવ્યાં કરે છે, એ હું પોતે કહિ બરાબર સમજી શક્યો નથી.

It may be a *disease* of the mind or it may be *Destiny* – (કાં તો એ મનનો રોગ હોય કે પ્રભુનું નિર્માણ હોય). પ્રથમ તો એ વિચાર છેક બચપણથી શા માટે આવ્યાં કરે છે, અને દિવસે દિવસે વિશેષ બલથી આવે છે. એ શા માટે, તેનું મૂલ પકડવું જોઇએ. એ વિચારને શું કહું? ઉધામો? તેનો ઇતિહાસ આવો છે. કૉલેજમાં હતો – મુસાફરીએ ગયો ત્યારે લીંમડી ઠાકોર સાહેબે તેને અટકાવ્યો, પછી, મણિભાઇએ સારી ગોઠવણ થતા સુધી રાહ જોવા કહ્યું અને પછી અમલમાં મૂકવા – તે અત્યારે ગોઠવણ પૂર્ણ થાય છે અને ફરીથી એ વિચાર આવે છે. હવે આપ એ વિચારને શું કહો છો? સંકટ હોય છે ત્યારે નાસવાનું મન થાય એવો વિચાર તો નથી જ. પ્રભુ જાણે શું?

શ્રી.

૯

લાઠી,

૨૫-૪-૦૦.

પ્રિય ભાઈ,

રાજ્ય છોડવાના વિચારમાં મ્હારે શું કહેવાનું છે, તે જેટલું સ્પષ્ટ મ્હારા મનમાં છે તેટલું કહું.

પ્રથમ તો રાજાનું મન નિશ્ચયાત્મક હોવું જોઇએ, કાર્યમાં સ્પષ્ટ હોવું જોઇએ, અન્યના દોષ જોઈ શકે તેવું અને જોઇને સુધારી શકે તેવું હોવું જોઇએ. આમાંનું કશું મ્હારામાં નથી એમ મ્હને લાગે છે. એ ન હોવાથી રાજ્યે ઘણું જ સહન કર્યું છે, અને અત્યારે સારા નસીબે એવા સંજોગો છે કે તેમ થતું નથી, છતાં જો મ્હારા પોતાના જ મનની વાત કરૂં તો અત્યારની હાનિ તેનાથી બંધ રહી છે તેમ નથી. પરંતુ અન્યના સહવાસબળથી – એ સહવાસ કાયમ જ હશે એ કહી શકાય નહિ. અને મ્હારી પ્રકૃતિ તો એની એ જ હશે – અત્યાર સુધી રાજ્યને શી અને કેટલી હાનિ થઇ છે, તે તમે જાણો છો. એક તરંગ આવ્યો, કે કોઇ મિત્રે મગજમાં તરંગ મૂક્યો એટલે કાંઇ વિચાર વિના, મન તેને પકડી લે છે, અને એ માર્ગે ધસી નિકળે છે. અત્યારે કાર્યભારની વાતમાં મ્હારૂં મન તો એનું એ જ કરે છે અને તમે ન હોત તો અત્યાર સુધીમાં વળી એકાદ ઉથલપાથલ થઇ ગઇ હોત, અને

પ્રભુ જાણે, સારી કે ખરાબ. બીજો દાખલો જોઇતો હોય તો મ્હારા મનની બીજી વાત કહું. કોઇ અપીલ છે, કોઈ વેચાણ છે, કોઈ રાજ્યકાર્યની વાત છે, કામ ચાલી રહ્યું હોય, મન કોણ જાણે ક્યાં ભમ્યાં કરે છે કે શું વંચાયું કે બોલાયું તે પ્રભુ જાણે. દુનિયાદારીની કાંઈ પણ વાત આવતાં ત્યાં રસ તો નથી જ પણ ધ્યાન જ ત્યાં ચોટતું નથી. આ બધી વાતો ન્હાની છે, સુધરી શકે તેવી છે, એ આનું ઉત્તર કોઇ પણ આપે અને તે મ્હારે કબુલ કરવું પડે છે. પણ મ્હેં બંધ થાય ત્યાં હૃદય બંધ થતું નથી. એમાંનું કશું સુધરી શકતું નથી. હુકમ ચલાવવામાં તો મ્હારૂં મન કેવું છે એ જાણો જ છો. કોઈ કહેશે કે એવા હુકમ ચલાવવાની મ્હને શી જરૂર છે? મ્હને તો લાગે છે કે સૌથી વિશેષ એ તત્ત્વની રાજામાં જરૂર છે – જેનાથી તેજીને ટકોરો લાગે છે અને યોગ્ય હોય તેને ધોકો લાગે છે. હું કોઇને પણ દંડ આપી શકું તેવો એક પણ અંશ મ્હારા મનમાં હું જોઈ શકતો નથી. સારાં માણસોને હું ચાહી શકું છું પણ ખરાબ માણસોને સારાંથી કેવી રીતે જૂદાં પાડવાં એ હું જાણી શકતો નથી. આ માણસ ખરાબ છે એમ દશ વખત સાબીત થયું છતાં ખરેખર હું એ વાત ભૂલી જાઉં છું. ન ભૂલી જાઉં ત્યારે 'તેને ખરાબ માનવામાં, પ્રભુ જાણે, મ્હેં ભૂલ કરી હોય', એમ લાગે છે. ઘણી વખત ઉલટું એવા માણસને મ્હેં એમ માન્યો તેની ખાતર તેની પાસે માફી માગવાની વૃત્તિ થાય છે. ટુંકામાં આ માણસ ખરાબ છે એમ હું દૃઢ કદિ માની શકતા નથી, કે એવું માન્યું હોય તો તે માન્યતા

જાળવી શકતો નથી. ખરાબ માણસને જોવામાં હૃદયમાં કોણ જાણે શું ગડબડાટ થઈ જાય છે. સારાં માઠાંની તારવણીની રાજાને બહુ જરૂર છે, એમ તો તમે કહેશો જ અને તે હું રાખી શકતો નથી એ પણ તમે કહી શકશો. હું મ્હારૂં પોતાનું ઘર સારી રીતે મ્હારા પોતાથી ચલાવી શકું નહિ, પછી રાજ્યનું શું કહેવું? આ બધી વાતો મ્હારા હૃદયમાં છે, હમેશાં છે, સ્વભાવમાં છે; એથી ઉલટી ક્રિયાની રાજ્યને જરૂર છે, હમેશાં જરૂર છે. ઈશ્વર-કૃપાથી બધું ચાલ્યું જાય છતાં એ કાર્ય, તેનાથી વિરોધી સ્વભાવ, હમેશાં એક પ્રકારનો બોજો રાખે છે. એવો બોજો શા માટે રહે છે એમ મ્હને કોઈ પૂછે તો હું તેનું શું ઉત્તર આપું? એટલું જ ઉત્તર કે એ મ્હારા પોતાના સ્વભાવનો બોઝો છે. એ ઉત્તર અસ્પષ્ટ લાગે એમાં નવાઇ નથી પણ એ જ સાચું છે.

રાજ્ય છોડવાથી શું થશે? પ્રથમ તો એ જ થશે કે અહીંના મ્હારા દુર્ગુણો એ સ્થિતિમાં દુર્ગુણો નહિ રહે. એ જ નબળાઈથી - એ જ બેદરકારીથી હું પ્રભુની વિશેષ નિકટ ત્યાં રહી શકીશ. મ્હને કોઇ એક લપાટ મારે તો, બીજી લપાટ લેવા બીજો ગાલ હું ત્યાં ધરી શકીશ, અને લપાટ મારનારનું કલ્યાણ પ્રભુ પાસે માગી શકીશ ત્યાં મ્હારી પાસે કોઇ પાપી આવશે, તો મ્હારા માર્ગને અનુસાર હું તેની દવા કરી શકીશ, અને તે દવા આપતાં મ્હને પોતાને દવા મળશે. હું ભીખારીઓ સાથે, દર્દીઓ સાથે ગમે તેની સાથે ભળી શકીશ. અને મ્હારી

એક સરખી વર્તણુંકથી, મ્હને અને તેઓને થોડો લાભ કરી શકીશ, ટુંકામાં ત્યાં મ્હારૂં ચારિત્ર્ય હું જે છે તે જાળવી શકીશ, તેનો વિકાસ કરી શકીશ, કેમકે તેની પાસે હું મ્હારૂં હૃદય ઉઘાડું રાખી શકીશ. એ કાર્યમાં – જો તમે એને કાર્ય કહો તો – મ્હને પરમ સુખ મળી શકશે અને વધારે સુખનો, અને તે પણ મ્હારા સ્વભાવને અનુકૂળ, માર્ગ મળી શકશે. મ્હારાથી લખાશે તે વિશેષ સ્વતંત્ર અને સ્વચ્છ હૃદયથી લખાશે, અને વંચાશે, તે પણ, બીજી સ્થિતિના હૃદયથી વંચાશે. રાજા તરીકે અગાડી ગતિ કરવામાં, કોઇ ઉચ્ચ લક્ષ રાખી ત્યાં પહોંચવામાં મ્હને જે પ્રતિકૂળતા છે તે ફકીરની સ્થિતિના લક્ષે પહોંચવામાં અનુકુળતા થશે. આથી વિશેષ સ્પષ્ટ વિચાર મ્હારી પાસે નથી, પણ, મ્હને મ્હારે માટે એ બસ લાગે છે. એ સ્થિતિ આવશે ત્યારે મન વિશેષ સ્પષ્ટ વિચાર બાંધી શકશે.

હવે વિચાર કેટલો જૂનો છે તે જુવો, મ્હારાં મા ગુજરી ગયાં, ત્યારે હું ચૌદ વર્ષનો હતો ત્યાં સુધી તો અલમસ્ત હતો. તે ઉમ્મરથી મ્હને આ વિચાર આવે છે. મ્હારા બાળક મિત્રો બાળક મનથી રાજ્યના, સત્તાના વિચારો કરતા, ત્યારે હું મ્હારા જંગલના વિચારો કરતો. એ વિચાર ગાંડા છે, ન બની શકે તેવા છે એવું મ્હને ત્યારથી તે આજ સુધી કદિ લાગ્યું નથી. હું પરણ્યો. નવાં લગ્નનાં સુખમાં પણ મ્હને એ વિચાર ન્હોતો આવતો એવું બન્યું નથી. પરંતુ એ વિચાર બહાર મૂકીશ તો સૌ મ્હને ગાંડો કહેશે અને થવાનું કાંઇ નથી એમ મ્હને

ત્યારે લાગતું. થોડા સમય પછી હું મુસાફરીએ ગયો ત્યાં પ્રથમ એ વિચાર મ્હેં બહાર મૂક્યો. લીંબડી ઠાકોર સાહેબ પાસે અને એમનાં રાણી * * નાં ફોઈ પાસે મૂક્યો, એમણે કહ્યું કે 'હજુ વાર છે, હાલ તો એ વિચાર ગાંડાઈ છે.' મ્હેં પણ માનવા યત્ન કર્યો કે એ વિચાર ગાંડાઈ છે. લાઠીએ આવ્યો. રાજ્ય સોંપવાનો સમય પાસે આવતો ગયો. મ્હને બહુ દુઃખ થતું અને એ વિચાર મ્હેં મણિભાઈ પાસે મૂક્યો. ત્યાં પણ તેને એમણે અટકાવ્યો. રાજ્ય સોંપાયું. ફરીથી કૃ * * * ના સમયમાં એ વિચાર મણિભાઈ પાસે મૂક્યો. રાજ્યની સારી ગોઠવણ થતા સુધી રાહ જોવાનું ઠર્યું. અત્યારે પણ ફરીથી એનો એ જ વિચાર અમલમાં મૂકવાનું મન થાય છે. મ્હેં જે બીનાઓ ગણાવી તે તો અમલમાં વિચારને મૂકવામાં અન્યની સલાહ માગેલી તે છે – વિચાર તો હમેશાં કાયમ જ રહ્યા છે. આ વખતે મ્હને લાગ્યું કે કોઈની સલાહ લેવી એ નકામું છે અને મ્હારે પોતે જ નિર્ણય કરવો જોઈએ. પરંતુ એ બની શક્યું નહિ અને નિર્ણય જરા વ્હેલો કહેવાયો. તમને મ્હારા વિચાર યોગ્ય લાગશે તો મ્હારા મતમાં ભળી શકશો એમ લાગવાથી આટલું કહ્યું છે. દુનિયાદાર તો મ્હારા વિચારને ગાંડો જ કહેશે, અને ત્યાં કાંઈ કહેવું કે સલાહ માગવા જવું એ નકામું છે. પરંતુ હું મ્હારા વિચારને શું કહું? કાં તો મનનો એ કોઈ રોગ છે અથવા પ્રભુનું નિર્માણ છે. રોગ હોય તો તે વધતો ગયો છે અને હાલ કદાચ ગતિ નહિ કરે પણ અંતે અસાધ્ય છે.

પ્રભુનું નિર્માણ હોય, તો તે વધારે દૃઢ થતું જાય છે. જે હશે તે હશે–તેમાં શુભાશુભ શું હશે તે પ્રભુ જાણે.

સ્નેહાધીન

સુરસિંહ.

તમારે જોઇતું હતું તેવું સ્પષ્ટ કહી શકયો છું કે નહિ, તમે મ્હારે કહેવાનું છે તે આટલા પરથી બરાબર સ્પષ્ટ સમજી શકશો કે નહિ, એ જાણી શકાતું નથી. ટુંકામાં દરેક પ્રકૃતિને સુધરવાનો માર્ગ હોય છે, અને એક માર્ગ અન્ય કરતાં વિશેષ અનુકૂલ હોય છે–જે તે પ્રકૃતિ માટે ઉત્તમ હોય છે. મ્હારી પ્રકૃતિને અનુકૂળ માર્ગ હું લેવા માગું છું.

સુ.



# શ્રી "કલાપી"ના પત્રો

(૧૧)

મહેરબાન કૅપ્ટન એ. ઓલ્ડફીલ્ડ સાહેબ
ઉપરના

ઈ. સ. ૧૮૯૮.

1

*Lathi*,

August 25th, 1898.

**Dear Captain Oldfield,**

In reply to yours of the 20th Inst. the facts of the matter are as follows :-

One * * * ( a * * * girl ) aged about 17 in the retinue of my wife has for sometime past been at variance with her husband and their separation was a matter that sooner or later would have come about according to caste rules, when some one the girl desired better to have her, took upon himself the responsibilitis connected with the dissolution of the first marriage. I admit I have a liking for the girl and it was arranged that the first husband should be settled with in the usual way and the girl should be married to me. Some one (not her husband) intersted in stopping this has now taken steps to put an end to this arrangement and has put the girl's father forward to petition you. The girl is willing to become my wife, her husband in the presence of witnesses was prepared to give her up in the

usual way, her father also consenting, and the husband's Razinama ( *Fargati* ) or formal separation according to caste rules was all that was wanted to lawfully entitle the entry of the girl into my *Zanana*.

The girl is at liberty to do as she pleases as far as remaning in my palace is concerned and I can say nothing more than that.

I am sorry you should have been troubled to make any enquiry about the matter.

Your Sincere Friend

*Sursinhji*.



૧

લાઠી,

ઑગસ્ટ ૨૫મી, ૧૮૯૮.

પ્રિય કૅપ્ટન્ ઓલ્ડફીલ્ડ,

આપના ચાલુ માસના તા. ૨૦મીના પત્રના જવાબમાં એ બાબત હકીકત નીચે મુજબ છે:-

મ્હારાં પત્નીના અંતઃપુરનાં માણસોમાંની એક *** *** આશરે સત્તર વર્ષની છોકરીને ગયા કેટલાક સમયથી તેના ધણીની સાથે જુદાગરી હતી અને નાતના શિરસ્તા મુજબ એના પહેલા લગ્નને રદ કરવા સંબન્ધી

જવાબદારીઓ માથે લઇને તેને પોતાની કરે એવું એની અરજી પ્રમાણે કોઈ વધારે સારૂં મળે એટલે વહેલું મોડું એમને છુટા પડવાનું જ હતું. હું કબૂલ કરૂં છું કે એ છોકરી મ્હને ગમે છે અને એના પહેલા ધણીની સાથે હમેશના શિરસ્તા મુજબ સમાધાન કરીને એનું લગ્ન મ્હારી સાથે કરવું એવી ગોઠવણુ કરી હતી. આને અટકાવવામાં જેને સ્વાર્થ હોય તેવા (તેના ધણી નહીં પણુ) કોઈ બીજાએ આ ગોઠવણુનો અંત આણુવાને હમણાં પગલાં ભર્યાં છે અને આપને અરજ કરવાને તેના બાપને આગળ કર્યો છે. મ્હારી સ્ત્રી થવાની છોકરીની ખૂશી છે–તેને છોડી દેવાને તેનો ધણી સાક્ષિઓની રૂબરૂમાં તૈયાર હતો–તેના બાપની પણુ સંમતિ હતી અને એ છોકરીને મ્હારા ઝનાનામાં રહેવાના કાયદેસર હક માટે એના ધણીનું રાજીનામું (ફારગતી) અથવા નાતના ધારા પ્રમાણે રીતસરના છુટાછેડા જ બસ છે.

મ્હારા મહેલમાં તેને રહેવાની બાબત સંબન્ધી તો એ છોકરીને રાજી મુજબ કરવાની છૂટ છે અને એથી વિશેષ હું કશું કહી શકું એમ નથી.

હું દિલગીર છું કે આ બાબત વિષે કંઇ તપાસ કરવાને આપને તકલીફ અપાઈ છે.

આપનો સાચો મિત્ર

સુરસિંહજી.



# શ્રી "કલાપી"ના પત્રો

(૧૨)

રા. રા. હરિશંકર નરસિંહરામ પંડયાજી વકીલ

ઉપરના

ઈ. સ. ૧૮૯૫ - ઇ. સ. ૧૮૯૮.

૧

લાઠી,

૨૨-૩-૯૫.

પ્રિય પંડ્યાજી,

કેટલો આનન્દ? મ્હારા પંડ્યાજી એક મ્હોટા વકીલ સાહેબ થાય છે. *** *** તમને પગાર મળ્યો તેથી વિશેષ આનન્દ, મ્હને તો, સો ગળણે ગાળીને પાણી પીનાર *** *** સાહેબે તમને પસન્દ કર્યા તેથી થાય છે. તમારી જિન્દગી બહુ સારી રીતે શરૂ થાય છે. આવાં રંગીન કુસુમો, શરૂવાતમાં જ, થોડા પર જ ઢોળાય છે. મ્હને હવે તમારી જિન્દગી સંબન્ધી બહુ મ્હોટી આશા આવે છે. ઈશ્વર તમને આવો જ હમેશાં સાનુકૂળ રહે. શું લખું? દુનિયાના પડદા બહુરંગી છે— કડવા રંગ તમારા પરથી ઉતરી ગયા છે, હવે તો જે મીઠાં પડ આવે તેનો યોગ્ય ઉપયોગ કરો એટલું જ રહ્યું. જે વિદ્યાનો તમને શોખ હતો અને જેને લીધે જ તમે આ પ્રમાણે આ સ્થિતિએ પહોંચ્યા તેનો સંગ કદિ છોડશો નહિ. એક ઉત્તમ વકીલ અને એક ઉત્તમ લેખક તરીકે હું મ્હારા પંડ્યાને જોવા ઈચ્છું છું.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

સ્નેહાધીન

સુરસિંહ.



૨

લાઠી,

૨૦ – ૬ – ૯૫.

પ્રિય પંડયાજી,

પત્ર મળ્યું.

ખરેખાત, હું બહુ જ કામમાં છું. મ્હારૂં ટાઇમ ટેબલ હું તમને લખું:

સવારમાં સ્નાન, કસરત વિગેરે કરી આઠથી અગિયાર સુધી રાજ્યકામ, જમવું – એકથી ત્રણ સુધી કવિતા, સવા ત્રણથી સાડાચાર સુધી સ્પેન્સરની ફિલોસોફી, સાડાચારથી સાડાપાંચ સંસ્કૃત ભણવું – એક શાસ્ત્રી રાખેલ છે – પછી ટેનિસ, પછી ફરવું, પછી વાંચવું, પછી સુઈ જવું. આ પ્રમાણે સવાસાત કલ્લાક કામ કરૂં છું. હમેશાં રાજ્યકાર્યના ત્રણ કલ્લાકમાંથી થોડો વખ્ત મળે છે તે ટપાલ લખવા માટે રાખેલ છે – પણ તેટલો વખ્ત પૂરો થતો નથી.

* * *     * * *

હાલ એટલું જ. વર્ષાદ હજુ નથી. ત્યાં કેમ ચાલે છે?

સ્નેહાધીન

સુરસિંહ.



૩

લાઠી,

૧૩ – ૧૦ – ૯૫.

પ્રિય પંડયાજી,

પત્રો મળ્યા.

*** *** એમને ભેંશ જોઇયે છે તે હું તુર્તમાં મોકલી દેઇશ.

નોકરી કરવી કે વકીલાત (?) એ પ્રસંગ પર આધાર રાખે છે. નોકરી સારી મળતી હોય તો તે પણ સ્વીકારવા જેવું છે અને વકીલાતની મુશ્કેલીઓ ઓળંગી જવા જેટલું જોર રાખી તે પણ ખેતર ખેડવા જેવું છે. સ્વાતંત્ર્ય વકીલાતમાં છે. ફુરસદ, વખતે, નોકરીમાં હશે. જો તમારો ભાષાન્તરો કરવા નિશ્ચય હજુ તેનો તે જ હોય તો ફુરસદની જરૂર છે પણ વકીલાતમાં જય મેળવો અને એવી સારી વકીલાત છતાં ફુરસદ મેળવી સાહિત્ય માટે કંઈ કરી શકો તો હાલની સ્થિતિમાં એ એક બહુ સારો દાખલો થઇ પડશે. આ બધી બાબતોમાં યોગ્ય લાગે તેમ કરવું. ***

"સબજેક્શન ઑફ વીમેન" માટે મ્હને પણ લાગે છે. તેની નકલ તમારી પાસે છે? કહો તો હું એક નકલ જે મ્હારી પાસે છે તે તમને મોકલી દઉં? ******

શુભચિન્તક

સુરસિંહ.

૪

લાઠી,

૨૩ – ૩ – ૯૭.

મિ. હરિશંકર,

તમારો તા. ૧૩ – ૩ – ૯૭ નો પત્ર પહોંચ્યો છે. જે શ્રમ લીધો છે તેથી તેમજ * * * * પણ વખતો વખત અહીંના કામ માટે તમારી લાગણીની પ્રશંસા કરે છે તેથી ખૂશ થાઉં છું.

* * * તમારા લખવા પ્રમાણે પત્ર * * * * * * ને લખ્યો છે.

કે * – મો * * કમિશનના કામમાં આપણે મદદ કરી તેમાં વિશેષ કર્યું નથી. અન્યોન્ય તેમ કરવાની જરૂર છે – તેથી પત્રમાં એ સંબન્ધી ઈશારો કરવો ઠીક લાગ્યું નથી. * * * * * *

હું કુશળ છું. તમારી કુશળતા ચાહું છું.

શુભચિન્તક

સુરસિંહજી.



૫

લાઠી,

૧૦ – ૭ – ૯૮.

પ્રિય પંડ્યાજી,

પ્રથમ તો જે લગ્નને માટે હું પોતેજ રાહ જોતો

હતો તે પ્રસંગમાં મ્હારાથી કશો વિવેક સરખો પણ ન બની શકયો તેને માટે મ્હને વારંવાર ક્ષમા યાચવા દો. મ્હારો એવો અવિવેક હું બહુ કાળ સુધી વિસરી શકીશ નહિ. હકીકતમાં મ્હારો જ દોષ બન્યો હોવો જોઇએ.

* * * * * *

હવે તમારી ચોપડીનું શું થયું?

અત્ર કુશલ. તત્રાસ્તુ.

શુભચિન્તક

સુરસિંહ.

૬

લાઠી,

૧૫-૧૧-૯૮.

પ્રિય પંડયાજી,

તમારૂં એક પત્ર નિરુત્તર રહ્યું છે. આટલો કાળ રહેવું જોઇતું ન હતું. જો કે તેમાં ઉત્તરની ત્વરા કશી ન હતી છતાં ખાસ **એ પત્ર** તો નિરુત્તર ન જ રહેવું જોઇએ, કેમકે, એમાં તમારો અભિપ્રાય છે. મ્હેં જે કર્યું તે છોડી દેવા તમે સલાહ આપો છો. પૂર્ણ હકીકત જાણતા નથી, તેમ મ્હારા હૃદયની વાત મ્હારે શી રીતે કરવી તે હું સમજી શકતો નથી – ટૂંકામાં હજી પણ સ્નેહસ્થાનની ઝિન્દગી અને સુખ ખાતર મ્હેં જે ખોયું છે તેને, પ્રભુ પાસે કાંઈ મેળવ્યું છે એમ જ હું તો માનું છું. જેને કદર

કરવા ઈચ્છા કે સાધન કશું નથી એવી દુનિયા ખાતર અને તે પણ જેમાં તેને હાનિ નથી એવી વાતમાં તેનાથી કે તેની જીભમાત્રથી ડરીને, કોઇને મરી જવા દેવું - એ કેમાં શી યોગ્યતા છે? એવે કાળે, ભલું કહેવાવા કરતાં બુરૂં કહેવાવું એ શું સારૂં નથી?

*** ***

સ્નેહાધીન

સુરસિંહ.



# શ્રી "કલાપી"ના પત્રો

(૧૩)

કુમાર શ્રી વિજયસિંહજી તખ્તસિંહજી ગોહેલ

ઉપરના

ઈ. સ. ૧૮૯૫.

૧

લાઠી,

તા. ૧૮-૧૧-૯૫.

પ્રિય વજુભા,

હું અને સૌ અહીં આનંદથી પહોંચ્યાં છીએ.

આવતા શુક્રવારે એટલે છઠને દિવસે બાલુ વિ. સૌ અહીં આવશે. તે પ્રસંગે વસ્તીની ઈચ્છા પ્રમાણે શનિવારે દરબાર ભરાવાનો છે અને રાતે આતશબાજી વિ. કેટલીક ગમત કરવાની છે. એ પ્રસંગે તમે અહીં હો એવી તમારાં ભાભીની ઈચ્છા છે અને એ ઈચ્છા વાજબી લાગવાથી આ પત્ર લખું છું. તમારે અહીં આવવું કે નહિ તે સંબંધે મ્હેં બહુ વિચાર કરી જોયો - તમારા અભ્યાસની જરા ચિંતા થાય છે; પરંતુ કદાચ અહીં આવો અને રજા માગો તોપણ શુક્ર, શનિ અને રવિ એ ત્રણ જ દિવસની રજા માગજો - તેમાં છેલ્લો કોલેજમાં પ્હોંચવાનો દિવસ રવિ હોવાથી અભ્યાસમાં તો માત્ર શુક્ર અને શનિ એની ખામી આવશે અને હજુ વર્ષની શરૂઆત છે એટલે એ બે દિવસની રજા તમારા અભ્યાસમાં બોજારૂપ નહીં થઇ પડે; તોપણ એ બે દિવસનાં લેસન અહીંથી ગયા પછી એક જ દિવસમાં કરી નાખવાની તમારી હીંમત હોય તો જ સાહેબ પાસે રજા માગજો, નહીં તો પૂછશો પણ નહિ. આ વર્ષમાં શરૂઆતથી જ સાહેબે મહેરબાનીથી

બહુ રજા આપી છે. હું રાજકોટ હતો ત્યારે પણ લાઇબ્રેરી કેટલીક વખ્ત સાહેબે માફ કરી હતી. તો મહેરબાનીનો ગેરઉપયોગ થાય તો બહુ શરમ જેવું છે. એથી ઉલટું જ જો તમારા માસ્તરો અને સાહેબને વિશેષ સંતોષ આપશો તો એવી મહેરબાનીને વિશેષ પાત્ર થશો. બે દિવસ અહીં તમારી જરૂર તો છે પણ સાહેબ પાસે હઠ કરીને રજા માગવી નહિ અને ખુશીથી રજા આપે તોપણ અહીં માત્ર બે જ દિવસ રહો એવી એટલે ત્રણ રોજની રજા માગવી અને અભ્યાસ બહુ જ મહેનત લેઇને કરવો. આ ટર્મ આખરે અને વર્ષ આખરે કલાસમાં સારી રીતે ઉપર નામ રહે તો જ મને આનંદ આવશે અને આ પ્રમાણે આવા પ્રસંગોમાં અહીં આવવા લખવાની મ્હારી હીંમત ચાલશે. નહિ તો હું રાજકોટ આવીશ ત્યારે પણ ઉતારે આવવા દેવાની હું સાહેબ પાસે રજા માગીશ નહિ. સાહેબ તમારી વર્તણુક માટે સંતોષ બતાવે છે પરંતુ અભ્યાસ માટે – જો કે ગયાં વર્ષો કરતાં સારૂં છે તોપણ જોઇએ તેવી મહેનત નથી કરતા એવી – ફરિયાદ કરે છે. આવી ફરિયાદને બદલે હું સાહેબને બીજી વખ્ત મળું ત્યારે તમને સાબાશી આપું તેવું મ્હને કહે તો બહુ સારૂં, અને અહીં આવવા પણ એટલા જ માટે લખું છું – તમે મ્હને રાજકોટમાં બહુ જ કાળજીથી અભ્યાસ કરવા વચન આપ્યું હતું તેથી જ અહીં બોલાવું છું. ટુંકામાં, સાહેબ તમારાથી રાજી રહેશે તો જ હું રાજી રહીશ.

બીજું, સાહેબે હમેશાં સવારમાં દોડવા કહ્યું હતું

તે શરૂ કર્યું હશે અને ન કર્યું હોય તો આ પત્ર મળે કે તુર્ત બીજે જ દિવસથી શરૂ કરી દેજો. જરા મહેનત તો પડશે પણ તમારા હિત માટે છે – બાકી તમને તકલીફ આપવામાં સાહેબનો કે મ્હારો કશો સ્વાર્થ તો નથી જ. તમે થોડા દિવસ – આશરે ત્રણ ચાર માસ – દોડી જોશો તો તેનો ફાયદો સમજાશે. મ્હેં તો દોડવું શરૂ પણ કરી દીધું છે. અને જમવામાં પણ જરા ધ્યાન આપજો – ભૂખથી વિશેષ સ્વાદ માટે જમવું નહિ.

રજા માગી અને મળી કે નહીં તેના મ્હને તારથી ખબર આપજો. તમે આવો તેમાં મ્હને બહુ આનંદ થાય તેમ છે પણ રજા આપવી ન આપવી એ સાહેબનું કામ છે અને કોઈનું કામ બીજાથી ન સમજી શકાય. તોપણ મને ખાતરી છે કે સાહેબ રજા આપશે પણ તેના બદલામાં સાહેબને અને તેથી મ્હને સંતોષ આપવો એ તમારી ફરજ છે.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

શુભચિન્તક

સુરસિંહ.

# શ્રી "કલાપી"ના પત્રો

(૧૪)

નામદાર રોહાવાળાં બા શ્રી રાજબા સાહેબ

અથવા "રમા" ઉપરના

ઈ. સ. ૧૮૯૦ – ઇ. સ. ૧૯૦૦.

૧

રાજકુમાર કૉલેજ,

રાજકોટ;

૯ – જાનેવારી – ૧૮૯૦.

આણુ પ્રિયા,

તમારો પત્ર પહોંચ્યો, જેણે મ્હને પહેલાં તો ઘણો જ ખુશી કર્યો, પણ જ્યારે મ્હેં વાંચ્યું કે તમારી તબિયત સારી નથી ત્યારે મ્હારી એ ખુશાલી દબાઇ ગઇ. દીનબન્ધુ.......જલદીથી આરામ કરી નાખશે. મ્હારી તમને હમેશની શિખામણ એ જ છે કે જ્યારે તમને જરા પણ તબિયત નાખુશ માલુમ પડે ત્યારે તુરત જ દવા લેવી, કારણ કે એટલા વખત સુધી નકામું દુ:ખ શા વાસ્તે સહન કરવું. વળી જેમ વધારે વખત જાય તેમ ડાકટરને વધારે વખત લાગે કારણ કે દરદ વધતું જાય. પ્રિયા! મ્હને ઘણી જ દિલગીરી થાય છે કે તમારી તબિયત સારી રહેતી નથી. તમને વારંવાર કાંઇ નહિ ને કાંઇ હરકત કર્યાં જ કરે છે.

મ્હને આથી શું મોટો સંતોષ? માણસને મોટામાં મોટું સુખ શું? દોસ્ત સારા મળે તે. તો મ્હને તમ જેવા સારા મનના, પ્રેમી અને આજ્ઞાંકિત મિત્ર મળ્યા છે જે આ દુનીયામાં મળવા સૌથી મુશ્કેલ છે. અરે જેને હું સ્વપ્નમાં પણ ઓળખતો નહોતો અને મ્હને સારા ભાગીદાર

મળશે કે નહિ એની મોટી શંકા હતી તે શંકામાંથી ઈશ્વરે મ્હને મુક્ત કર્યો. આથી મોટું સુખ શું? કાંઈજ નહિ. તમારા વિષે અને તમારી વર્તણુક વિશે મ્હને પૂરેપૂરો સંતોષ છે અને તેવો ને તેવો રહે એવું જગતનિયંતા પાસે માગું છું. ઈશ્વર આપણું સુખી જોડું સુખી જ રાખે એવી હું પ્રાર્થના કરૂં છું.

દિલજાન! તમારામાં એક જાતનો લોહચુંબકનો ગુણ મૂકયો છે જે મ્હારા મનને ખેંચી હમેશાં તમારી પાસે જ રાખે છે. જોર કરવું એ એક જાતનું કષ્ટ છે તો જેમ લોઢું લોહચુંબકને નહિ મળે ત્યાં સુધી લોઢું અને લોહચુંબક એ બન્નેમાંનું એક પણ સ્થિર રહેશે નહિ તેમ જ્યાં સુધી આપણે નહિં મળીએ ત્યાં સુધી આપણામાંનું એકેનું મન સુખી રહેશે નહિ.

દરેક ચડાણને ઉતરાણ હોય છે તેમ દરેક દુઃખને સુખ હોય જ છે. વાસ્તે દુઃખ આવે ત્યારે ગભરાવું નહિ પણ તેની સામે થવું.

મ્હેં તમને પરમ દિવસ કાગળ લખ્યો છે જેમાં કાગળ નહિ લખવાનો જરા ઠપકો લખ્યો છે પણ મ્હેં કાગળ લખ્યો ત્યાર પછી બીજી સવારે જ એટલે કાલે તમારો કાગળ મળ્યો.

ખરે! હું અધરામૃતથી હમેશાં તૃષિત છું તે મ્હારી તૃષા ક્યારે મટે? જ્યારે મ્હારી પ્રાણથી વધારે પ્રિય એવી મારી રંભાને મળું ત્યારે. એ મધથી ઈન્દ્ર જેવા પણ તૃપ્ત થયા નથી તો હું કોણ માત્ર? હવે મ્હારા મનના અને

પ્યારના બે ભાગ થયા છે. પહેલાં તો ચોપડીઓ એ જ મ્હને શાંત કરતી પણ હવે એનું પરાક્રમ તમે છીનવી લીધું છે. અહો વલ્લભા! આ સાડા ત્રણ માસ ક્યારે વીતી જશે કે જ્યારે હું તમને આવી આલિંગન કરૂં. અરે આ વિચાર મારૂં મન મુંઝાવી દીએ છે. મેકનોટન સાહેબ કહેતા તે મ્હેં તમને કહ્યું હતું, તે મ્હને આજ સાચું લાગે છે. હવે મારા મનને શું લખવું એ જડતું નથી. માટે થોડું લખી બંધ રહું છું. હું તમારાં માવતરોથી જુદાઇ બિલકુલ રાખતો નથી કારણ એમ થવું અસંભવિત છે. હાલ તો કાંઈ મંગાવવું નથી. તેમનો મારા પર પ્રેમ છે એ અમૂલ્ય છે.

હવે કાગળ વારંવાર લખતાં રહેજો. આજ માસ્તરના કાગળમાં ઈંગ્રેજીમાં રાજકોટ એવો શબ્દ કુવર પર તમે લખ્યો હતો?

હું ખુશીમાં છું. ઈશ્વર તમને સારાં કરી નાખે.

હું છું તમારૂં અધરામૃત ઉત્કંઠિત

સુરસિંહ.



૨

તા. ૧ – સપ્ટેમ્બર – ૧૮૯૦

પ્રિય પ્રાણ,

જી * * * નો એક કાગળ મ્હને પહોંચ્યો છે જેમાં તેણે લખ્યું છે કે હવે તમારૂં માથું દુખતું નથી. અહા!

મ્હારા મનમાં જેવા વિચાર છે તેવું લખાયે જાય છે કારણ કે તેણે એમ લખ્યું છે કે માથું હવે ઓછું દુઃખે છે.

* * *

પ્રિયા ! જ્યાં સુધી તમારા કાગળ નથી ત્યાં સુધી તમને સુવાણ છે તે હું કદિ પણ માનનાર નથી.

વલ્લભા ! કાલ રાતે મને સ્વપ્નું આવ્યું તેની અંદર મ્હેં તમને વિયોગથી સહેલા દુઃખની વાત કહી, અને પછી તમારી સાથે સમાગમસુખ ભોગવ્યું. વળી બીજું સ્વપ્નું સવારે આવ્યું જેમાં હું પાછો તમને મળ્યો અને આપણે બિઝીક્ રમતાં હતાં ત્યાં ઉઠવાનો ઘંટ વાગ્યો અને મ્હારા માણસે ( મેરૂ ખવાસે ) મ્હને ઉઠાડયો. હવેના કાગળમાં અથવા ત્યાર પછીના કાગળમાં આ વિશે એક કવિતા જોડી તમને લખી મોકલીશ. હવે કયા રાગમાં લખવી તેનો વિચાર કરૂં છું, કારણ કે તને કયા રાગ પસંદ છે તે હું જાણતો નથી.

દિલજાન ! આજ પ્હેલી તારીખ થઈ – હવે મ્હને લાઠીએ આવી તને મળવા આડા ૨૩ દિવસ રહ્યા છે જે હું આવી રીતે ત્હારા પર પત્રમાં કવિતાઓ લખી જેમ તેમ સુખેદુઃખે કાઢી નાખીશ. વિયોગના દિવસ ખરેખાત કાઢવા બહુ જ મુશ્કેલ પડે છે કારણ કે જેના વિચારો મ્હારા મનમાં છે તે વસ્તુ મ્હારા કરતાં ઘણે જ દૂર પડી છે.

વલ્લભા ! ત્હારી રજા નથી તો આ શરીર આવી બાબતમાં કેમ આઘું જઈ શકશે ? આ વખતે જવાનો હેતુ એટલો જ હતો કે આપણા વિયોગનો હવે છેડો આવે.

હવે મ્હારો વિચાર એવો છે કે બે માસ ત્હારી સાથે રહી અને પછી મુંબઇ જવું એટલે રાજકોટમાં પાછું આવવાને બદલે મુંબઈ જવું. ઈશ્વર મ્હને સહાય થાઓ કારણ કે બીજાની સહાય તેની સહાય વિના વ્યર્થ છે.

હવે મારે મુંબઇ જવાનું આળશ્યું છે, માટે ત્રેવીશ દિવસ પછી મને મળવાને તૈયાર રહેજો.

મ્હારી તબિયત તેમ જ આંખો ઈશ્વરકૃપાથી સારી છે. તમારા હાથ અક્ષર જોવાને અને છાતી સાથે દાબવાને ઉત્સુક છું પણ જ્યાં સુધી તેની પણ જુદાઈ લખી હશે ત્યાં સુધી નહિ મળે.

લિ: સુખ કે દુ:ખની વચે પડેલો

સુરસિંહ.

૩

તા. ૪ – સપ્ટેમ્બર – ૧૮૯૦.

પ્રિય હૃદય,

હે પ્રાણ, ત્હારાથી બે દુ:ખ સાથે સહન નહિ થઇ શકે, શા માટે 'હું મુંબઈ જઈશ' એવો વિચાર પણ રાખે છે. મ્હારા મનમાં મુંબઇ ન જવું એવો નિશ્ચય તો હતો જ, તેમાં આજનો કાગળ વાંચીને મનમાં એમ જ થઈ ગયું છે કે હું માત્ર મ્હારી ખુશી પાર પાડવાને એક જીવ જે મ્હારો જ થઈને મ્હારી સાથે રહેવાને ઇચ્છે છે અને જે મારે દુ:ખે દુ:ખી ને સુખે સુખી માને છે, વળી

જે મ્હારે માટે દુઃખ ભોગવે છે અને જે મ્હારૂં જ અર્ધું અંગ છે તેને દુભવી, તેને આવી સ્થિતિમાં મૂકી તેને મળ્યા વિના અને આ દુઃખ ભોગવતું અને બીજાને દુઃખી કરતું એવા નિરર્થક શરીરથી પ્રિયાને જેટલી અપાય તેટલી શાંતિ આપ્યા સિવાય ક્યાં પણ જવું એ કેવું ક્રૂર કૃત્ય છે? હે પ્રિયા, તું નક્કી ખાત્રી રાખજે કે, કદાપિ ત્હને સુખ આપવામાં આ પ્રાણ મ્હને છોડી ચાલ્યો જાય, કદાપિ આ દુઃખનો છેડો મૃત્યુ પાસે લાવે, કદાપિ હજારો સંકટો માથે આવી પડે, તોપણ હું કોઈ દિવસ ત્હને આવી સ્થિતિમાં મુકી સુખે બીજી જગ્યા પર રહીશ નહિ. હું તને વચન આપું છું કે ત્હને મળ્યા વિના મુંબઈ જઇશ નહિ.

ત્હારી નબળાઇથી ધ્રુજતા હાથે લખેલો કાગળ વાંચી મ્હારો પ્રાણ તેમજ વિચારો ત્હારામાં જઇ વસ્યા છે. તેમાં ત્હેં ખરે! ત્હારૂં ઓછું મન બતાવ્યું છે. આમ નિરાશ થઇ જવું એ ત્હને ઘટિત છે? હું અઢાર દિવસ પછી, ઈશ્વરની ઇચ્છા હશે તો, ત્હને મળીશ. જીવરામને કહેજો કે તમારી તબિયતના સાચા સમાચાર મને આપે કારણ કે જીવરામે એમ લખ્યું હતું કે, હવે સારૂં છે ને તમે લખો છો કે આંખ ઉંચી થતી નથી. આમ ખોટા સમાચાર આપવાથી મ્હને સાચું પણ ખોટું લાગશે અને તેથી હવે વ્યાસના કાગળ પર વિશ્વાસ રહેશે નહિ અને તેથી મારૂં દુઃખ ઓછું થશે નહિ. હવે તમારી તબિયત કેવી છે તે લખજો અથવા લખાવજો પણ

મહેરબાની કરી સાચા સમાચાર આપજો. ડાકટરની દવાથી કેટલો ફાયદો છે તે લખાવજો. પ્રિયા! જલદી સારાં થઇ જાઓ.

લિ. દુઃખમાં દુઃખ ઉમેરાવાથી

બેભાન સુરસિંહજી.

❧

૪

ડાક બંગલો;

તા. ૪-૧૦-૯૧.

જીવન,

મ્હારા કાગળ પહોંચ્યા હશે. અહિં આજ વરસાદ આવે છે. મોર હેરાન કરે છે. ઘાસ અને ઝાડ લીલાં દેખાય છે-પણ ત્હારા અક્ષર વિના શાંતિ થતી નથી. અરે ત્હારો એક કાગળ આવે તો તેને રાખી મેલું પણ કમનસીબી પ્રમાણે એ પણ કયાંથી હોય! શું ત્હારા હૃદયમાંથી પ્રીતિ ગઈ? અરે રે, આશારામને ત્યાં ખાવા ગયો પણ કોઈ ઝેર પણ આપતું નથી. આ દેહ કેટલાં દુઃખ ભોગવશે? ધિઃક્કાર છે આ જીવનને. ધિઃક્કાર છે આ મનને. ધિઃક્કાર છે આ દુનિયાને.

દુઃખી, મુંઝાતો, કમનસીબ, કાગળ વિના હેરાન

સુરસિંહ પર કાંઈ દયા કર.

❧

૫

રાવલપીંડી,

તા. ૧૬-૧૦-૯૧.

પ્રાણ,

કાગળ આજ મ્હારા ઓછામાં ઓછા ત્રણચાર હશે એમ હું ધારતો હતો. આ બધા કાગળ ત્હારા જ હશે એમ મ્હને આશા હતી, પરંતુ દિલગીર છું કે એક્કે ન મળે. હજી સુધી માત્ર એક જ કાગળ આવ્યો છે. હવેથી તમે કાગળ લખો તેની પોસ્ટલ સ્ટેંપ લેતાં જશો. પોસ્ટલ સ્ટેંપ એટલે:– જાણે કે ત્હેં મ્હને એક કાગળ લખ્યો, તે બીડવો, તે પર શિરનામું કરવું, તેના તે જ અક્ષરોથી એક ચોપડી પર શિરનામું કરવું. આ ચોપડી પર કરેલા બીજા શિરનામા પર કવર પર લગાડેલી હોય તેવી એટલે તેટલી કિમ્મતની ટિકીટ અથવા ટિકીટો ચોડવી. આ કવર પરનું શિરનામું અને ચોપડી પરનું શિરનામું એ બન્ને પોસ્ટમાસ્તરને બતાવવાં. તેને કહેવું કે ચોપડી પરના શિરનામાની ટિકીટ પર છાપ મારી દે અને તેનો જે પ્રમાણે ધારો હોય તે પ્રમાણે સહી વગેરે જે કાંઇ કરવાનું હોય તે કરે. દરેક કાગળ પર આટલા સંસ્કાર કરવા. કોઇ કાગળ જો બહુ જ જરૂરનો અથવા ખાનગી હોય તો રજિસ્ટર્ડ કરાવવા ચુકવું નહિ. આવી રીતે કરવાથી ઘણું કરી મ્હને દરેક કાગળ મળશે અથવા પાછા તમારી પાસે આવશે પણ ગેરવલ્લે જશે નહિ.

! જીવન, ત્હારા વિયોગના દુઃખ સાથે મ્હારા મન પર કાંઇક બીજું જ વાદળ છવાઈ રહેલું છે, કાંઇક બીજા જ વિચાર મનમાં ઘોળાયા કરે છે, કેટલીક બાબતનો નિશ્ચય કરાવે છે અને તે જ પ્રમાણે વર્તવા ઉશ્કેરે છે, ત્હારી મ્હારી પ્રીતિ વધારે નિર્મળ કરે છે, સ્ત્રીપુરુષના સંબંધ કરતાં મિત્રના જેવો ભાવ હૃદયમાં નાખે છે, મ્હારા મનને ત્હારામાં લીન કરી દે છે. ગઈ રાતે એક વાગ્યા સુધી આવા વિચાર કર્યા કીધા. દુનિયા એટલે શું? આખરે નક્કી કર્યું કે દુનિયા એટલે ગતિ. તે ગતિ કયી? જન્મવું, મરવું અને મર્યા પછી કીધેલાં કામના પ્રમાણમાં એક વસ્તુ અમુક વખત સુધી દુનિયાની આંખ આગળ મૂકી જવી. આ વસ્તુ જરૂરની નથી, પણ એક વસ્તુ જે ખરી હાનિ અને ખરો નફો કરે છે તે માત્ર ફરજ અને તેમાં થતી ભૂલો. હવે ફરજ મ્હારે મ્હારી બજાવવી જ જોઇએ. મ્હારે રાજ્ય કરવું જ જોઇએ. પછી મ્હારી ઈચ્છા હો કે ન હો. આ વિચારથી મ્હને દુઃખ થયું. ધ્રુવ આદિ મહાપુરુષો પર ઘડીક દોષિત નજરે જોયું, વળી વિચાર કર્યો કે જે માણસ ફરજ બજાવતો નથી, તેનો ઈશ્વર કદી હોય જ નહિ. આ સિદ્ધાંત ધ્રુવનો તે કેમ થયો? કમાડ ઉઘડયું — મન પરનો અંધકાર અને તેની સાથે દુઃખ દુર થયાં. ફરજ જે બાપદાદાની હોય તે જ આપણી છે એમ નથી, કારણ-કે દરેકનાં મન અને વિચારો આસપાસની બાબતો અને સહવાસને લીધે સરખાં હોતાં નથી. મ્હારા ધારવા પ્રમાણે

તો જન્મ સાથે જ દરેક માણુસને એક ઈશ્વરી બક્ષીસ મળે છે. કોઈ મન સાત્વિકતા લઇને જ જન્મ લે છે, કોઇ જન્મથી જ ક્રોધી થાય છે, કોઇ શાંત હોય છે, આ અસર જુદા વિચારોના પરિચયથી અને મળતા આવતા સહવાસથી વધારે મજબુત થાય છે. એક દેખાવ અને બાબત જેટલી અસર સાત્વિક મન પર કરે તેટલી તામસી પર ન જ કરે. વૈરાગી મન એક જ બાબત જોઈ વૈરાગ્ય ગ્રહણુ કરે અને તે જ બાબત પર ખેંચાય. કોઈ ખટપટ જોઇ વૈરાગ્ય લે અને કોઈ પોતે સામી ખટપટ કરે, આ પૂર્વના સંસ્કાર પર આધાર રાખે છે. દુનિયા હમેશાં બીજા પ્રકારના માણુસને વખાણે છે, તેનાથી દબાતી રહે છે, તેને ભાવથી અથવા પરાણે માન આપે છે, અમુક મુદત સુધી તેની કીર્તિ ગવાય છે, પણ દુનિયા એટલે શું? એ યાદ કરો, હે મન, આ બધી મોહજાળ! શું જંગલમાં બેઠેલાને કોઇ નહિ યાદ કરે? તેની કીર્તિ શું નહિ ફેલાય? હું તો કહું છું કે, તે દુનિયાની નજરમાં વધારે આવશે અને તેની કીર્તિ વધારે ફેલાશે, જે વસ્તુ હમેશાં અનુભવમાં આવતી હોય અને નજરે પડતી હોય તે સર્વને સામાન્ય લાગે છે અને તેને કોઇ તપાસી જોવા મન કરતું નથી. ખટપટ સામે ખટપટ કરનારા ઘણા હોય છે. વૈરાગ્ય ગ્રહણુ કરી રાજ્ય, દોલત વગેરે છોડી ચાલી જનાર વિરલા જ. એક બાબતમાં કીર્તિની દરકાર રાખવી પડે છે અને બીજામાં વગર દરકારે મળે છે. પહેલી બાબતમાં

કીર્તિ અને દુનિયાનું ગુલામ બનવું પડે છે, બીજીમાં કીર્તિ ગુલામ થાય છે અને દુનિયાથી ઉંચું ચડવાનું છે. વળી ઘડી એમ માનો કે વૈરાગ્ય લેવાથી આ બાબત પ્રાપ્ત થતી જ નથી તો પણ શું! દુનિયાની વ્યાખ્યા ફરીથી વાંચવી. કીર્તિ માત્ર મૃગજળ! માણસ ત્રણ રીતે દુનીયામાં રહે છે અને ત્રણ રીતે વૈરાગ્ય ગ્રહણ કરે છે: માત્ર નકામી દોલતને જ અમૂલ્ય માની તેમાં જ મચેલા ક્ષુદ્ર જનો કનિષ્ટ છે, આબરૂ માટે મથતા એ મધ્યમ અને બન્નેનો ત્યાગ નહિ કરતાં તેની દરકાર ન રાખી પોતાની ફરજ બજાવનાર એ ઉત્તમ. મ્હારા ધારવા પ્રમાણે પોતાની ફરજ પોતે, પોતે જ પસંદ કરવી. હું સુતાર છું તેથી મ્હારાથી સુતારનું જ કામ થાય અને સોનીનું કામ ન કરવું કારણ કે એમ કરવું એ મ્હારી ફરજની વિરુદ્ધ છે એમ માનવું એ ભૂલ છે અને તે જ પ્રમાણે હું રાજા છું તેથી મ્હારે વૈરાગ્યને આદર ન આપવો એ ભૂલ છે. આ તો ખરૂં જ કે જ્યાં સુધી હું રાજા છું ત્યાં સુધી વૈરાગ્યને સત્કાર ન આપવો પણ જો હું રાજા મટું અને મ્હારી પ્રીતિ કોઇ બીજી જ બાબત પર લગાડું અને મ્હારી ફરજ પણ બદલાવું તો પછી મ્હને તે પ્રમાણે વર્તવામાં કાંઈ બાધ નથી. ઈશ્વરે ત્હને મ્હને સોપી છે. ત્હારી સંભાળ રાખવી એ મ્હારૂં કર્તવ્ય છે. ત્હારાથી મરતાં સુધી જુદાં ન પડવું એવી મ્હેં અગ્નિદેવની આગળ પ્રતિજ્ઞા લીધેલી છે તે જ્યાં સુધી તું ત્હારી ફરજ બજાવે છે અને જ્યાં સુધી તું ત્હારી પ્રતિજ્ઞા પ્રમાણે વર્તે છે ત્યાં સુધી—મ્હારે પાળવી જોઈયે જ.

મ્હારી ઇચ્છાઓ જ્યાં સુધી વાજબી હોય ત્યાં સુધી મ્હારે પૂરી પાડવી જ જોઇયે. તેમ કરવા મન, વચન, કર્મથી બંધાણો છું. માણસના વિચાર બદલાવા જ ન જોઇએ, એવો નિયમ નથી. એક વખત મ્હારો વિચાર એમ હોય કે મ્હારે દુનિયાદારીમાં રહેવું છે અને તેથી કેટલાંક ઘટિત અઘટિત પગલાં માત્ર તેની સામે ઢાલ તરીકે વાપરવા મ્હેં લીધાં હોય તો તે મ્હને વૈરાગ્યમાં કોઇ પણ રીતે અડચણ કરતા નથી. સ્થિતિ બદલાઈ જાય તે પ્રમાણે વિચારો બદલાઇ જાય. ભર્તૃહરિનો સ્વપ્નમાં પણ દુનિયામાંથી દેશનિકાલ થવા વિચાર ન હતો, પણ સ્થિતિથી એક ક્ષણમાં બદલાઇ ગયો. તેની આડો જે પડદો હતો તે ખસી ગયો. માણસ સહજ વૈરાગ્ય લે છે, બોધથી લે છે અને દુઃખ અને ખરાબ સ્થિતિથી લે છે. આ ત્રણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એ પ્રમાણે છે. ત્રણેથી મુક્તિ મળે છે અને આખરે ત્રણેનું પરિણામ એક જ છે. માત્ર શરૂઆત અને રસ્તા જુદા છે. મ્હારૂં ન ગણવું એવો મ્હારો વિચાર નથી, પણ બધું જ મ્હારૂં છે એમ માનવું. તું અને લા * * એ મ્હારાં જ છો. તેમનું યથાશક્તિ ભલું કરૂં તો જ મ્હારૂં ભલું થાય. દુનિયા છોડતાં કોઈને દુઃખ ન આપવું કારણકે એમ કરવું એ નીચ સ્વાર્થ છે. હું દુનિયા ન છોડું એ માત્ર બે જીવને માટે જ. મ્હારાં બે રત્નને માટે જ. બીજાને કોઇને એથી વ્યથા થાય તેમ નથી. કદાપિ આ મ્હારી સ્થિતિ જોઈ આપણાં ** અને આપણાં માતુશ્રીઓને જરા ખેદ થાય પણ એમને હું કારણોથી

શાન્ત કરી શકીશ. પછી મ્હારે શું જોઈએ ? મ્હને સુખ, ત્હને સુખ, લા * * ને સુખ, મ્હને શત્રુ ગણનારને સુખ અને મ્હને મિત્ર ગણનારને પણ સુખ હું આપું; પછી મ્હારે શું જોઇએ ? ઈશ્વરભજન કરૂં, મ્હારૂં કલ્યાણ કરૂં, દેહનું સાર્થક કરૂં. મ્હારા લા * * ને સાત્વિક વિચારનાં બનાવું જેથી એને અગાડી દુઃખ ન થાય. ત્હારી મનમાની અસંતુષ્ટતાનું જડમૂળ કાઢું, ત્હારો વિશ્વાસ મેળવું, ત્હારૂં દુઃખ કાપું, ત્હારૂં કલ્યાણ થાવ, (એ તો થયું જ છે—જો તું મારામાં સ્નેહ રાખતી હઈશ તો), વિદ્યા મેળવી દુનીયાનું કાંઇ કલ્યાણ કરૂં, ઈશ્વરની અને દુનિયાની બન્નેની પ્રાપ્તિ મેળવું. પછી મ્હારે શું જોઇએ ?

જીવન, જીવન, બે દિવસથી આ જ વિચાર મ્હારા નબળા, કોમળ, માંદા હૃદયમાં ઘુંચવાયા કરે છે. ત્હારા પરની પ્રીતિથી સંતોષ પામું છું, માત્ર ત્હારો મ્હારા પરનો અવિશ્વાસ કોઇ વખતે સળગી ઉઠે છે અને દિલ બાળી મૂકે છે પણ તેને પણ હું શાન્ત કરૂં છું, કારણ કે તેમાં પણ હું મ્હારો જ દોષ ગણું છું. આ મ્હારા દોષને માટે તું મ્હને ખરા મનથી માફ કર અને ત્હારા મનની જુદાઇ કાઢી નાખ. એથી ત્હારૂં ઈશ્વર કલ્યાણ કરશે અને મ્હારા મનમાં જે હવે માત્ર એક દુઃખ રહ્યું છે તે મ્હને છોડી દઈ ચાલ્યું જશે. જીંદગી સુખમાં ગાળીશ, આપણે એક થશું, મરતાં સુધી શરીરો તો એક નહિ થાય પણ મૃત્યુ પછી આત્મા મળી જશે. આટલી જુદાઈથી હમેશ જુદાઇ જ રહેશે અને બન્નેના મનમાં આશા અથવા તૃષ્ણાનો કાંટો હોવાથી આત્માના

કલ્યાણમાં ખુંચશે, એકવાર શરમ મૂકી ચોખ્ખું – મ્હને સુખી કરવા સારૂ – ચોખ્ખું લખ કે 'હું માફ કરૂં છું.' હવે વધારે મ્હારાથી લખાતું નથી, મન અતિશય શાન્ત થવાથી વિચારો અટકે છે.

* * *

* * *

મ્હારે માટે સારી ગૌમુખી એક જ જાતની ત્રણ જલ્દી મોકલી આપજે. હું ખુશીમાં છું.

લિ: માફીના અક્ષર વાંચવા અને પ્રીતિથી બે આત્મા અને શરીર એક કરવાને આતુર સુરસિંહ.



૬

હિમાલય, ઉટી,

૨૭ – ૧૦ – ૯૧.

મારી વ્હાલી તન મન ધન પ્રાણ,

'મ્હને છોડી ગઈ તું – તું – જીવું તો શું મરૂં તો શું ?!' પણ

'સદા સુખ યે જીંદગીમેં મિલતા નહિં –
'સદા સુખમેં આદમ ફિરતા નહિં !'

તો પછી

'સદા દુઃખ યે જીંદગીમેં મિલતા નહિં !
'સદા દુઃખમેં આદમ ફિરતા નહિં !'

એમ શા માટે ન હોય ?

'સબસેં ભલી વિપતડી જો થોરે દિન હોય.'

પ્રાણ, હું ખુશીમાં રહીશ કે નહિ અથવા મ્હારી તબિયત સારી રહેશે કે નહિ અને આખરે શું પરિણામ આવશે એ તો ઈશ્વરના હાથમાં છે; કારણ કે મ્હારા વિચારો મ્હારા હાથમાં નથી પણ મ્હારે હાથે હું મ્હારો જ ઘાત નહિ કરૂં, એ ત્હને વચન આપું છું.

* * * નો પાસવાન અને અમારી સાથે એક ડાકટર છે તે આજ ખાઈમાં જાત. ઈશ્વરની કૃપાથી એ બે જીવ બચ્યા છે. અમારે પણ શું અડચણો સહન કરવી પડશે! અમારી ગાડી પણ ઘણી વખત ખાઇ આડી થાય છે તેમાં અથડાય છે. માત્ર ઈશ્વરકૃપાથી જ અમે હજી સુધી બચ્યા છીએ. હવે આપણે મળીયે ત્યારે જ.... આજ સવારમાં છ વાગે ગડીથી ચાલ્યા. કાંઇ ખાધું ન હતું. પાણી પણ નહોતું પીધું. સાડા અગીયારે ચકોટી ગામ કે જ્યાં બે ઝુંપડાં છે ત્યાં પહોંચ્યા. ત્યાં દૂધ મળ્યું, ત્યાં એક મોદી હતો તે ગામ જવાનો હતો તેથી ઘઉંના રોટલા અને અડદની ઘણી જ ખારી દાળ ખાવાની તૈયારી કરતો હતો અને તે અમે માગી લીધા અને બધા ખાઈ ગયા. તેને પાંચ રૂપીયા આપ્યા. જો અમે બે કલ્લાક મોડા પહોંચ્યા હત તો આજ પણ અપવાસ થાત, અમે અહીં સવાચાર વાગે પહોંચ્યા છીએ. હમણાં પાંચમાં પાંચ મિનિટની વાર છે.

ચારે કોર બરફથી ઢંકાયેલા શિખરોવાળા ડુંગરો દેખાય છે. કાલ તો સવારે રોટલા ખાઈ નવ વાગે ચાલશું.

ઈશ્વરની ઈચ્છા તો કાલ સાંજે બારા મુલ્લા પહોંચશું. ત્યાંથી હોડીમાં બે દિવસ મુસાફરી કરવાની છે. ત્યાર પછી શ્રીનગરનાં દર્શન કરશું.

હે પ્રાણ, આ મ્હારી સ્થિતિમાં ત્હારા વિયોગથી જ કેટલું દુઃખ થતું હશે! મ્હને મરવાની બીક નથી પણ વિયોગના દુઃખમાં ત્હારૂં મ્હોં જોયા વિના જ વખતે આ જીવ જશે એ જ મ્હને લાગે છે. પ્રાણ, પ્રાણ, હું જીવતો હઇશ તો મળીશ નહિ તો છેલ્લી સલામ છે. મ્હારા શરીરને જરા પણ દુઃખ નથી પણ મ્હારા હૃદયના હજાર ટુકડા થઇ જાય છે, સળગી જાય છે, મ્હને મુંઝવી દે છે, મ્હને અનર્થ કરવા ઉશ્કેરે છે.

જીવન, "મરૂં તો શું જીવું તો શું?" હૃદય ફાટે છે — અરે! મરૂં જીવું તો શું — મરૂં તો શું? પ્રાણ! શું કરૂં? હજી એક માસ નથી ગયો. મ્હારી સ્થિતિ આ છે. તું શું દુઃખ ભોગવતી હઇશ? છ માસ કાઢવા છે. શું હું મળીશ?

જીવન, હવે મ્હારાથી રહેવાતું નથી. પ્રાણ, "જીવું તો શું મરૂં તો શું?" જીવું તો શું મરૂં તો શું?

બસ, બસ, મરૂં જ.

અરે હેરાન થઈ થઈ મરીશ. પ્રાણ, મ્હને મળ, પ્રાણ, શું લખું? શું કરૂં? હાય, જીવ જાય છે, જતો નથી, પ્રાણ, પ્રાણ!

લા * *, લા * *.

મોંઘી – હમીર – પ્રાણ

લિ. મરતો સુરસિંહ.

પ્રાણ, મ્હને શું થયું ? શું મ્હારો અંત આવ્યો ? મ્હારૂં હૃદય કાં દીવાનું થઈ ગયું ? શું કરૂં – શું કરૂં ? પ્રાણ, પ્રાણ, હવે તો લખું છું – એટલે જ દુઃખ ઓછું થાય છે ! શું કરવા લખું છું ? હા હા ! શું લખું ? પ્રાણ, પ્રાણ, જીવું તો શું મરૂં તો શું ? પ્રાણ, હું મળીશ ? ત્હને જોઇશ ? મ્હારી છાતી ચીરી નાખું છું. પ્રાણ, હૃદય, આ બળતું હૃદય ફાટી જશે. મ્હારી છાતી દુઃખે છે. જીવ જતો નથી – જાય છે – જીવું છું. હજી સુધી, પ્રાણ ! મળ. અફ્સોસ ! હૃદય ! લખાતું નથી, સુવાતું નથી, જેવાતું નથી, બળું છું. મરૂં છું.

પ્રાણ !

લિ.

કાશ્મીરમાં જ મરતો – સ્વર્ગમાં જ રહેતો, તડફતો,

પ્રિયતમ, દુઃખી સુરસિંહ.

*   *   *

પ્રાણ ! —

❧

૭

હિમાલય,
બારા મુલ્લા, કિસ્તી.
તા. ૨૯ - ૧૦ - ૯૧.

તન મન ધન જીવન,

અમે કાલ સવારમાં ઉડીથી ચાલ્યા અને અહિં સાંજે ખુશીથી પહોંચ્યા છીએ. ડાકબંગલામાં જગ્યા નહિં હોવાથી અમે હોડીમાં જ રાત રહ્યા. આ હોડી અથવા કિસ્તી ઉપર સાદડીનું છજું છે. અમારે માટે ચાર કિસ્તી રાખેલી છે. રાતે ઘણી જ ટાઢ પડી હતી. છજા પર સવારે લોટ જેવો બરફ જામી ગયો હતો. અમે આજ એક વાગે ચાલશું. બે રાત રસ્તામાં થશે અને ત્રીજે દિવસે સાંજે શ્રીનગર ઈશ્વરની ઇચ્છા હશે તો પહોંચશું. શ્રીનગર ગયા એટલે કાશ્મીરની મુસાફરીનો છેડો આવ્યો. પછી ત્યાં સાત અથવા દસેક દિવસ રહી પાછા વળશું. ઈશ્વરની કૃપાથી રાવલપિંડી પહોંચીએ એટલે બસ. જેલમ નદી જે રસ્તામાં ઘુઘવાટ કરી કાન બેહેરા કરતી હતી તે અહિં માત્ર તળાવ જેવી જ છે. તોફાન બિલ્કુલ નથી તેથી કાંઈ ભય જેવું નથી, પછી તો ઈશ્વરની ઈચ્છા.

પ્રાણ, શ્રીનગર છોડીને બીજે રસ્તે જવાનો અમારો વિચાર હતો, પણ એ રસ્તો ઘણો જ ખરાબ હોવાને લીધે અમે કિસ્તીમાં જશું. હમણા સાડાબાર થયા છે પણ ટાઢ ઘણી જ પડે છે. મ્હારા હાથ પર મોજા રાખવા છતાં ટાઢથી શીળસ જેવા ફોડલા થઈ ગયા છે. તે તો હવાથી મટી જશે. મ્હારાથી ટાઢને લીધે બરાબર લખાતું નથી, તેથી ત્હને અક્ષર વાંચવા જરા તસ્દી પડશે પણ શું કરૂં?

અહિંના દેખાવ તો અજાયબ જેવા છે પણ ટાઢ ઘણી છે તેથી ત્હને અહિં રહેવું ઠીક પડશે ? કાંઈ ફિકર નહિ. બધી જગ્યાએ સરખી ઠંડી પડતી નથી. શ્રીનગરમાં ટાઢ ઓછી છે. પાંચ છ વર્ષમાં ટ્રેન પણ થઈ જશે. અહો, અરેખાત, આ શેખચલ્લીના વિચાર છે. કાલની કોને ખબર છે ? પ્યારી, ત્હારા કાગળ મને શ્રીનગર મળશે. આહા, વાંચી હું કેટલો ખુશી થઈશ !

આ કાગળ પણ કિસ્તીમાં જ બેઠો બેઠો લખું છું. રાત દિવસ કિસ્તીમાં જ ગાળવાના છે. શ્રીનગર પણ પાણીમાં જ છે તેથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું હોય તો કિસ્તીમાં જ.

મ્હારી તબિયત સારી છે.

તું ખુશીમાં હઈશ. દવાથી શું ફાયદો થયો છે તે લખજે.

લિ. એજ ગૃહસ્થ સંન્યાસી.

❧

૮

હરદ્વાર,

તા. ૨૫-૧૧-૯૧.

ક્રૂર વ્હાલી,

કોને દોષ દઉં ? સાંજે પણ કાગળ ન મળે. શું ગજબ !

લિ. દુઃખી, બળતો, મરતો જીવ.

❧

૯

ટ્રેન,

તા. ૨૭-૧૧-૯૧.

મ્હારી વ્હાલી-તન મન ધન જીવન,

નિરાશા. આજ સવારે મ્હારા ચાર કાગળ હતા પણ ત્હારો એકે કાગળ ન મળે. ત્હારી અને મ્હારી આ સ્થિતિમાં **પ્રીતિની ગાંઠને લીધે** તાર અથવા કાગળમાં વિલંબ પડવાથી પ્રેમી મન અનિષ્ટ વિચારો કરે એ સ્વાભાવિક છે. માટે કૃપાળુ મિત્ર, મ્હારા જીવનને ધારણ કરવા અને મ્હારી વિપત્તિમાં વધારે દુઃખ ન રેડવા કૃપા કરી કાગળ અને તારમાં ઘણી જ નિયમિત રહેજે. કોઇ દિવસ ત્હારાથી નિયમસર કાગળ ન લખાય તો, જીવરામ, જેશંકર, અથવા કોઇને કાગળ લખવા મહેરબાની કરી કહી દેવું. જીવન, મ્હારા તરફથી ત્હને કાગળ ન મળે તો હું કામમાં અથવા મુસાફરીમાં હઇશ એવી ધારણા કરી તું શાન્તિ કરી શકે પણ ત્હારા કાગળ ન મળે ત્યારે મ્હારે શું ધારવું? વ્હાલી, હવે હું રજા માગું છું.

તન મન ધન! પ્યારી! સત્તરમી તારીખે મ્હને બહુ હેરાન*કર્યો.

લા * * ને બચી.

લિ. કાગળ વિના દુઃખી

સુરસિંહ.



૧૦

તા. ૨૭ - ૧૧ - ૯૧.

પ્રાણ,

પ્રીતિની તુલના કરતી પત્રિકા સપ્રેમાનંદાશ્ચર્ય વાંચી હા. સા.ને પણ વંચાવી પત્નીના ધૈર્યની ઉત્કૃષ્ટ પ્રતિમાનાં દર્શન કરાવી સપ્રેમ મળવાની જીજ્ઞાસાને ન રોકી શકાવાથી 'જલદી બોલાવ' એમ લખવાની ફરજ પડવાથી પ્રેમની અદૃષ્ય માલાનું દાન દર્શન લઇ દઇ કૃતાર્થ બનાવવા લખવું પડે છે. 'ધન્ય છે' તેમ કહેવા સિવાય બીજો ઉપાય ન સુજવાથી, પ્રેમીની પ્રશંસા યોગ્ય છતાં અઘટિત છે પણ સત્ય તે સત્ય જ છે એમ વિચારી આવી લઘુતાની ક્ષમા માગી, પ્રિયાદર્શનના ઔત્સુક્યને તાબે થઈ ઉપલાં પહેલાં વાકયોનો અમલ જલદી કરવા વિજ્ઞપ્તિ કરી બીજું વાક્ય લખું છું.

લિ. એ જ પ્રેમી.



૧૧

પ્રાણ,

ભોજન આજ જમ્યા જે અમો -<br>
તેનું વર્ણન સુણજો તમો : -<br>
બાબાં બ્હેને કીધું શાક,<br>
શું સુન્દર છે તેનો સ્વાદ !

સાકરની રોટી જે સાર,
તેમાં તસ્દી લીધી અપાર;
માજીએ પ્રેમે પીરસ્યું
તેથી સ્વાદ વિશેષે ગણ્યું.

મોકલશે હવે ચન્દન પ્રાણ,
તેનાં શું હું કરૂં વખાણ!
ચોપડજે પ્હેલાં તે તું,
શેષ રહેલ લગાડીશ હું.

વિજયાનું પછી થાશે પાન,
પ્રિયદર્શનનું મળશે ભાન;
સાંજે દેવીદર્શન થાય,
દૂર દુઃખ – વિપત્તિ જાય.

પ્રિયતમ.



૧૨

* * * *

પ્રાણ, ત્હારો તા. ૧૧મીનો પત્ર મ્હને આ જગ્યાએ, આ સ્થિતિમાં મળ્યો. બેભાન થઇ જાઉં છું, આ લખતાં પણ ચક્કર અને અંધારાં આવી જાય છે. મળવાની આશા મૂકાતી નથી. આશા દુઃખ આપે છે! આશાતંતુ કયાં સુધી ટકશે? મજનુંની છાતી પર લૈલીએ હાથ મૂકયો અને તેનો પ્રાણ જીત્યો. અરે, મ્હને આટલું પણ નહિં મળે? આંખમાં આંસુને બદલે મગજનું

લોહી કાં પડતું નથી ? નિશાસામાં હજી વાયુ કેમ બહાર આવે છે ? છાતી હજી શા માટે ધડકી ધડકી ઘસાયા કરે છે ? બહાર કાં તૂટી પડતી નથી ? સુખ સ્વપ્નમાં પણ નથી , તો હજી આ જીવ આ દુઃખથી કંટાળી દેહનો ત્યાગ કાં નથી કરતો ? ! પ્રાણ ! પ્યારી ! જીવનના આધાર ! તું મ્હને મ્હારી સાચી હકીકત શા માટે પૂછે છે ? સોગન શા માટે આપે છે ? લા * * , મ્હારા વ્હાલા લા * * ને વચમાં શા માટે લાવે છે ? તમારાં સૌનાં પુનરપિ દર્શન થવાં એ શેના જેવું કઠિન છે ? મ્હને તો સરખો શબ્દ એકે નથી મળતો . જીવન , મ્હારી આ સ્થિતિ પર ત્હને તો શું પણ કોને દયા નહિ આવે ? માત્ર વિધિને . તન મન ધન ! તું દુઃખી થઇશ . મ્હારૂં દુઃખ હવે ઘટશે નહીં . તું શાંત રહેજે . ત્હારો અને ( અરે – નામ પણ ભુલી ગયો , હા – ) જે * * * નો બોધ ધીરજ અને આશા રાખવાનો છે . મ્હારો પણ એ જ બોધ છે . પણ અંકુશ વિનાના છકેલ હાથીને નબળાં હથિયારે કેમ હાથ રાખવો ? હૃદય હાથથી ગયું અને તન મન નબળાં થયાં ! હવે વિચારો – તે વિચારો નિરંકુશ થઇ રાજ્ય કરે છે અને ક્રૂર રાજાની માફક મ્હારા હૃદયને તોડી , ચીરી નાંખતા નથી પણ રિબાવે છે . દરેક બાબતની મ્હારી સ્થિતિ હું ત્હને લખું , તો ત્હને અને તેથી મ્હને અતિશય નુકસાન થાશે – માત્ર દુઃખથી જ ! માટે , હે જીવન ! મ્હને વધારે પૂછ મા , હૃદયનો ધુંવાડો બળતાં કે મરતાં સુધી હૃદયમાં જ રહેવા દે – જેથી હું ગાંડો એકલો જ દુઃસહ વેદનામાં રહું . વધારે અથવા પૂરૂં લખતાં મ્હારૂં

હૃદય ફાટી પડશે અને ત્હારાથી પણ સહન થઇ શકશે નહિ. તું મ્હારા દુઃખમાં ઓછો ભાગ લેતી નથી. હવે વધારેને માટે ક્ષમા કર. આ ક્રૂર હૃદય જ એ સહન કરવા સરજાયેલું છે.

મળીશ તો બધી વાત કરીશ, રડીશ અને રોવડાવીશ. નહિ તો 'મૂંગેકુ સ્વપ્નો ભયો'! સલામ છે. પ્રાણ, હવે બસ છે. હવે પલંગ અથવા દુઃખના સાગરમાં તડફડીયાં મારવા પડું છું. લખાતું નથી. આંસુ પાડવા દે. જ્યાં સુધી બેઠો છું ત્યાં સુધી તેમ થશે નહિ. * * * * * * * સો તેમ પચાસ.

લિ. * * * *

૧૩

* * * ઈશ્વર શું એક માણસ પર એક સામટું દુઃખ નાખશે? એ એટલો તો નિર્દય નહિ જ હોય.

આ સૃષ્ટિચક્ર છોકરાની રમતમાં ઉછળતા દડા જેવું છે. દડો ઠેઠ જમીને અથડાય એટલે પાછો ઉંચો ઉછળે જ અને ઉંચો ચડયા પછી પાછો ઉંચો ન જાય, તેમ ત્યાંને ત્યાં પણ ન જ રહે પણ પાછો પૃથ્વી પર જ પડે — દુઃખ પણ આ પ્રમાણે જ શિખરે ચડયા પછી ઓછું થાય જ. કંટાળવું એ માણસનો સ્વભાવ છે, તો પણ તેમ ન થાય તેની સાવચેતી રાખી, ગમે તે કાળ સુખમાં કાઢવા કોશિષ કરવી.

આ બધું ખરૂં, પણ કુદરત અને પ્રીતિ મન પર અસર કર્યા વિના રહેતી જ નથી – વિયોગ માણસને સંતાપે જ છે – ત્યાં – નિરુપાય. ત્હને લાઠી અણગમતું છે ખરૂં પણ મ્હને વિશેષ દુઃખદાયી છે; તો પણ અડચણો દૂર કરી, આડા આવતા પડદા કાપી આપણે એક થઇ રહેશું.

* * *



૧૪

* * * * * *

વ્હાલી, હું ત્હને મળીશ ત્યારે બધી વાત કરીશ. હું ત્હારો છું તે આખી દુનિયાનો મટીને પણ ત્હારો જ રહીશ. બદલામાં માત્ર તું મ્હારી રહેજે. તું રહેશે નહિ, તો પણ આ દિલ બાળી મરી જઇશ પણ ત્હારો મટીશ નહિ – માટે કાંઇ પણ ચિન્તા શા માટે?

ત્હારો

સુ.



૧૫

શનિ,

વ્હાલા પ્રાણ,

ત્હારા પત્રની કોઇ દિવસ પણ રાહ જોવી કે નહિ, તેની સમજણ પડતી નથી. પ્રાણ, ખરેખર, હું અહીં આવ્યો છું, પણ, ત્હારા વિના જગત બધું અંધું જ લાગે છે. તું આનંદમાં છે તેટલા સમાચાર આપ્યા કરીશ

તો કાંઇક ખોટ પૂરી પાડી શકાશે. ત્હારૂં ગિરનાર જવાનું કેટલે સુધી આવ્યું છે, તે તો લખ. બાકી કુશલ.

ત્હારો

સુરસિંહ.



૧૬

હું આ લખું છું તેમાં બીજું કાંઇ જ સમજવાનું નથી. બચ્ચાંઓને .... .... .... કેટલી બધી અસર અને દુઃખ થાય છે અને તેઓ કાંઈ સમજી શકતાં નથી તેથી બહુ મુંજાય છે. .... .... .... બહુ જ કમકમાટ હશે ત્યાં તેવામાં તેઓને જવા દેવાં એ ઠીક નથી. ત્હને અડચણ ન હોય તો તું પાછી આવશે ત્યાં સુધી હું દરબારમાં બાલકો પાસે રહીશ. રાતે તેઓ પાસે સુઇશ અને તેઓને આનંદમાં રાખીશ. હાલ બન્ને છોકરાંની તબિઅત જોઇએ તેવી નથી અને ઘણી વખત આવા સંજોગોમાં કમકમાટમાં તબિઅત બહુ જ ખરાબ થઇ જાય છે, તો તેના કરતાં તેઓ અહીં રહે તો સારૂં. હું તેઓની પાસે રહી શકીશ, કેમકે, આજે મ્હને તાવ નથી તો નક્કી કરી લખજે.

સુ.



# श्री कलापीनो केकारव

**સંશોધિત, સંવર્ધિત, કાવ્યોની માર્ગદર્શક ટીકા, સચિત્ર અને શબ્દાર્થકોષ સહિત નવીન જ આવૃત્તિ**

પ્રકાશક :—

**શ્રી 'કલાપી'ના કુમારશ્રી જોરાવરસિંહજી.**

સંશોધક, સંવર્ધક અને ટીકાકાર : શ્રી सागर જ. દા. ત્રિપાઠી

શ્રી કલાપીના તમામ સ્વહસ્તલિખિત દફતરો, નામદાર લાઠી ઠાકોર સાહેબ બહાદુરે કૃપાવન્ત થઈને સંશોધન માટે આપેલાં અને તે ઉપરથી સંશોધન કરતાં એ દફતરોમાંથી મળી આવેલી ત્રીસ ચાળીસેક નવી કવિતા તથા શબ્દકોષ તેમ જ માર્ગદર્શક ટીકા પણ નવાં ઉમેરીને નવા ઉપોદ્ઘાત-આમુખ સાથે તેમ જ હમીરજી ગોહેલનું મહાકાવ્ય આખું નવા-ચોથા-સર્ગના વધારા સાથે આ ગ્રંથમાં દાખલ કરીને આ આવૃત્તિ અપૂર્વ બનાવવામાં આવી છે. એમાં શ્રી કલાપીની જુદા જુદી અવસ્થાની છબિઓ તેમ જ પોતાના હસ્તાક્ષરની કવિતા પણ પહેલવહેલાં જ પ્રસિદ્ધ કરવામા આવ્યાં છે.

કદ - પહેલાંના કરતાં લગભગ દોઢા જેવડું થયું છે.

આટલો બધો પરિશ્રમ તથા નવીન સુધારોવધારો છતાં કિમ્મતમાં માત્ર એક જ રૂપિયો વધારીને રૂપિયા પાંચ જ રાખવામાં આવી છે.

લખો:—(૧) જીવનલાલ અમરશી મહેતા,
પીરમશાહ રોડ; અહમદાબાદ.

(૨) જીવનલાલ એન્ડ સન્સ,
૧૨૮, પ્રિન્સેસસ્ટ્રીટ; કાળબાદેવીરોડ, મુંબઈ - નં. ૨.

# શ્રી "કલાપી"ના પત્રો

(૧૫)

શ્રી મોરબીના નામદાર મહારાજા સાહેબ બહાદુર
શ્રી લખધીરસિંહજી સાહેબ ઉપરના

ઈ. સ. ૧૮૯૭ - ઈ. સ. ૧૮૯૯.

*Lathi* ,

July 20th , 1897 .

**My dear Jilubha Saheb ,**

I do not know what to say for your kind letters . Can you come here before you leave Palitana for any other place ? Please , excuse me if I say * * * has made me very anxious to see you more . There may be some *affinity* between us which at least draws my heart near yours . *God knows more about it* .

The rainfall here is 3 inches up to this date . We want more . There are more clouds than rain as yet .

With Kindest regards ,

Very Sincerly yours

*Sursinhji* .

P . S .

* * *　　　* * *

* * *　　　* * *

G . S .



૨

લાઠી,

૨૭ - ૯ - ૯૭.

પ્રિય જીલુભા સાહેબ,

હું અત્ર કાલે સવારે પ્હોંચી ઉજેણી પૂરી કરી આજે પાછો **મ્હારી એકાંત કોટડીમાં** દાખલ થઈ ગયો છું.

**આપને** માટે 'ટોન્સેલ્સ'**ની** દવા રવાના કરીશ.

મ્હારી કવિતાની ચોપડીઓ મોકલો, ત્યારે કૃપા કરી તે પર મીણતું કે તેવું કાંઇ લપેટાવશો જેથી વર્ષાદથી બિગાડ થાય નહિ.

કદાચ **આપે એમર્સન**નું વાચન શરૂ કર્યું હશે. એક 'ચેપ્ટર' વાંચી તેમાંથી **રસ** પડે છે કે નહિ તે લખશો. તેમાં **રસ** નહિ પડે તો બીજાં પુસ્તકો મોકલીશ. પણ દરેક વખત **તેનાં** બે પુસ્તકો વંચાઈ જશે તો **આપને** ઘણા **નવા વિચારો** મળી આવશે અને કદાચ વિશ્વને જોવાનાં **નેત્ર** જ બદલાઇ **જશે**.

* * * * * *

અત્ર કુશળ. તત્રાસ્તુ.

**ઠાકોર સાહેબને રામરામ.**

**સ્નેહાધીન**

**સુરસિંહ.**

૩

લાઠી,

૧-૧-૯૮.

પ્રિય જીલુભા સાહેબ,

આપનું કૃપાપત્ર મળ્યું. આપે લાઠી આપનું ઘર જાણી તેના ઉપર મ્હારી ગેરહાજરીમાં પણ કૃપા કરી તેને માટે ઉપકાર.

આપને મેં નિશ્ચય પછી જ વચન આપ્યું હતું કે મ્હારા રાજ્યને હું સુધારીશ, * * * ના ફેરફાર વિના એ બને તેમ ન હતું. કાર્યભારી * * * નીમેલ છે અને * * * સાથ અત્ર આવેલ છે. પરંતુ હવે તેને અમુક સત્તા જ આપવાની છે અને હું કાંઈક પ્રવૃત્તિમાં પડીશ.

* * ભાઈ આપને મળ્યા હતા તેની વાત થઈ. એમણે પ્રથમ તો આપને મોરબી ઠાકોર સાહેબ ધારેલા.

* * *   * * *

હું હજુ થોડા દિવસ અત્યંત પ્રવૃત્તિમાં રહીશ. આઠેક દિવસ તો ખરા જ. પછી આપની આજ્ઞા થાય ત્યાં જવાને મને કશી અડચણ આવશે નહિ—પ્રભુ સાનુકૂળ હશે તો.

અહીં વર્ષાદ થયો. વાવણાં થયાં. ફરી વર્ષાદની જરૂર છે અને આવે એમ લાગે પણ છે.

સ્નેહાધીન

સુરસિંહ.



૪

લાઠી,

૧૩-૧-૯૮.

પ્રિય જીલુભા સાહેબ,

આપ હાલ તો આપના મૂળ સ્થાને હશો. ત્યાં ગયા પછી બિલકુલ પત્ર નથી. કુશળ હશો.

કવિતા લખવી – એ કાર્ય આપ આદરી જોશો. જે કાંઈ વિચાર આવે તેને ફેંકી દેતા જશો. દુનિયામાં કોઇ મિત્ર ન હોય તો તે એક પણ બહુ કાલ સુધી જિંદગીનો રસ ટકાવી શકે છે. વાંચશો – ખૂબ વાંચશો. આવો સમય એ કાર્ય માટે બહુ વાર રહેશે નહિ. એમર્સન કાંઇ અગાડી ચાલ્યો? એમાં રસ ન આવતો હોય, તો બીજો કોઈ લેખક મોકલું? આનંદમાં હશો.

અત્ર કુશળ. તત્રાસ્તુ.

સ્નેહાધીન

સુરસિંહ.



૫

વાળુકડ,

૧૦-૬-૯૮.

પ્રિય જીલુભા સાહેબ,

"ઈશ્વરકૃપાથી લગ્ન નિર્વિઘ્ને થઈ ગયું છે ને હું ઘણો જ સુખી છું –" એ એટલું ટુંકું વાક્ય કેટલી બધી આપની તૃપ્તિ અને આપનાં હોય તેને આનંદ બતાવે છે? પ્રભુ આપને સુખી રાખે.

હું અત્ર આષાડ શુદિ પંચમી સુધી એટલે હજુ પંદરેક દિવસ રહેવાનો છું. *** આજે સાંજે અહીં આવશે અને દશેક દિવસ એઓ પણ રહેવાના છે. આમ હોવાથી આપની આજ્ઞાનુસાર હું ગેરિયાધાર આવી શકીશ નહિ. જો કે અન્ય સાંસારિક વાતો ગમે તે ગમે તેવી હોય પરંતુ આપના સુખની વાત રૂબરૂ લાંબો કાળ સુધી સાંભળવા મ્હારી પણ ઘણી જીજ્ઞાસા છે. આપ વર્ષાદ પછી માતુશ્રી પાસે પધારવાના હશો જ અને ત્યારે એ લાભ લેવો નહિ જ ચૂકું.

*** ***

રે આમ્ર ! જે મધુર માધવીમાં રસાયો –
તેનાં હવે મધુર પુષ્પ અને ફલો દે ;
રે આમ્ર ! સ્નેહ તુજ છાય સદાય મીઠી –
તેનાં ફલો સહૃદય તુર્ત જ ખેલવા દે.

આપનો સ્નેહાધીન

સુરસિંહ.

કૃપાળુ ઠાકોર સાહેબને મ્હારા રામરામ કહેશો. એમ પણ કહેશો કે એમની એ આસ્તિક ક્રિયામાં હાજર થતાં મને બહુ આનંદ થાત. મ્હારાથી એમના ઉપર પત્રો લખાતા નથી, તેને માટે પણ મ્હારી ક્ષમા યાચશો અને વિવેકમાં જેવો હું મૂર્ખ છું તેવો એમને નિવેદન કરશો.

— સુ. —



૬

લાઠી,
૨૬-૮-૯૭.

પ્રિય જીલુભા સાહેબ,

મ્હારી ખાતર આપ કેટલી તરખડમાં પડયા હશો એ હું જાણુતો હતો, અને જ્વરથી ઘર બ્હાર નીકળી શકાય તેમ ન હતું; કેમકે જ્વર ૧૦૩ ડિગ્રીઝ હતો. રાત્રીના ૧૨ વાગ્યા સુધી હું ચાલવાની તૈયારીમાં જ હતો. સાડા પાંચે પ્રભાતે માણુસે મને જગાડયો પણુ ખરો, પણુ કશું યત્ન કરવું નિરર્થક હતું. કાંઈ લાગણી થતી હતી તે પણુ નિરર્થક જ હતી. આપ સ્ટેશનેથી પસાર થયા એ ટ્રેનનો ગડગડાટ હું સાંભળતો હતો. કશું જ બની શકે તેમ ન હતું. But what sorrow for *the inevitable?* હરભમજી સાહેબને મળી શકાશે એવા સમાચાર પણુ મેં જ આપ્યા હતા. એમનો તાર પણુ મળ્યો. બીજે દિવસે ગીગાભાઈના પણુ સમાચાર મળ્યા. આપને બહુ ખેદ થયો હશે, પણુ સર્વવ્યાપક સર્વ સ્થાને સર્વ કાળે એનું એ જ *inevitable*. પણુ એ બાબત મળવું અને આનંદ કરવો, હસવું, કે એ મ્હોટી જરૂરની વાત નથી. મળવાનો હેતુ – વિચારોનાં લ્હાણું – એ તો ત્યાં ન બની શકે તેમ હતું.

પણુ હું આપને કાંઈ કહીશ. આ હૃદય જ્યાં સુધી આપનું હૃદય સુમાર્ગે હોય ત્યાં સુધી આપનું જ માનશો. એમ નહિ હોય તો – ત્યારે જો કે આ હૃદય આપને ઉપયોગી નહિ થઈ શકે છતાં આપ

માટે રડતું હશે એમ આપ સમજશો. આપના કૃપાળુ મામા શ્રીની બરદાસ્તમાં મ્હારે કશું કહેવાનું ન જ હોય, છતાં, મ્હારા હૃદય કે મ્હારી સ્થિતિનો કાંઈ ઉપયોગ આપને કરવો યોગ્ય લાગે તો વગર આંચકે કરશો. આ દેશની મૈત્રી જીર્ણ થઇ ગઇ છે—થતી જાય છે. બધા દુઃખનું એ જ મૂળ છે. જરા ઇતિહાસ તરફ દૃષ્ટિની સર્વદા જરૂર છે. એક સમયે મગરૂર મૈત્રી માથાનાં અર્પણ કરવા તત્પર અડગ અહીં જ આ જ દેશમાં હતી. આ કોલેજ સ્થપાયા પ્હેલાં જ રજવાડા રજવાડામાં અમુક મૈત્રીના ભાવ દીસતા—તે મહાન્ બલ તો રહ્યું ન હતું પણ મૈત્રી રાજકીય કાર્યોમાં—સંકટોમાં હજુ વિચારોથી અને દ્રવ્યથી ઉપયોગી થઇ શકતી. અને આજે ? આપ જોતા હશો તો જોઈ શકતા હશો. એક વાનરનું ટોળું એકઠું મળે છે, અને દારૂ મળ્યો તો દારૂ અને ફૂળ મળ્યાં તો ફૂળ લે છે, છાલ અને ઠળીયા એક બીજા ઉપર ફેંકે છે, કોઇના હાથ મરડાય છે તો તે એકલો ભલે પડ્યો હોય, બાકી સાજા રહેલાની ધડાધડી ચાલ્યાં જ જાય છે. એકાદ ગતપ્રાણ થઇ જાય તો એ કાંઈ બહુ વાંધો નથી અને "*friendship*" શબ્દ કોણ જાણે કોણે શિખવ્યો છે ! પણ કોની પાસે ફરિયાદ કરવી ? અસ્તોદય પણ *inevitable*નું જ ચક્ર છે. બહુ કહેવાનું છે. પણ सुज्ञेषु किं बहुना ?

પણ હાલ તુરત એક વાત આપ આગળ મૂકવા ધૃષ્ટ બનું છું, તેને માટે ક્ષમા કરશો. આટલા સહવાસ પરથી ચારિત્ર્ય માટે જે જણાયું તે જણાવવાની કાંઇ જ

જરૂર નથી ; પરંતુ જરૂરીયાત માટે જે જણાયું તે કહેવાની જરૂર છે. આપને દ્રવ્ય વિના કદાચ અડચણ આવતી હોય . આપ કરજ કરો એ સલાહ તો હું કદિ આપીશ નહિ. કેમકે એમ થતાં દ્રવ્ય સંબંધી ભાંજગડોમાં આવવું પડે છે. એ વાત તો ન્હાની જ છે, પણ અમુક ખરાબ અસરોની સત્તા નીચે રહેવાની જરૂર પડે છે. જે એક મિનિટ માટે કોઇને પણ અને વિશેષે રાજાને તો અતિશય ભયંકર છે ; પણ એ ભયથી આપ મુક્ત રહો, અને જરૂર જ હોય ત્યારે આપ નિશ્ચિંત રહી તે સબંધે મ્હારો ઉપયોગ કરી શકો તો બેલાશક કરશો. આ એક જ બાબતમાં આપ ઉપયોગ કરો એ મ્હારૂં કહેવું નથી, કેમકે દ્રવ્ય ઉપયોગી થાય તેમાં દેનાર ઉપયોગી થતો નથી, પણ દેનારની સ્થિતિ ઉપયોગી થાય છે. આપ કાંઈ પણ સંકોચમાં ન રહો તેને માટે એટલું પણ સૂચવી જ રાખીશ કે આપનું મને કામ હશે ત્યારે હું પણ વગર સંકોચે જ કહીશ. વિશેષ તો મળીએ ત્યારે. વાતચિત માટે પત્ર પૂરતું સાધન નથી.

આજે મ્હને તદ્દન સારૂં છે.

સ્નેહાધીન

સુરસિંહ.



૭

લાઠી,

સોમ.

પ્રિય જીલુભા સાહેબ,

આપ આપની પ્રવૃતિમાં, હું મ્હારી પ્રવૃતિમાં- એમ હોતાં હાલ પત્ર લખી શકાયા નથી. ઘણી વખત મ્હને પોતાને તો લખવાનું મન થયેલું, પરંતુ આળસને લીધે અને લખવાનું ખાસ કાંઈ ન હોતાં અત્યાર સુધી મૌન રહ્યું.

પરંતુ એવું લખવાનું ખાસ કાંઇ મળી આવતાં આ પ્રવૃતિ થાય છે.

મેં સાંભળ્યું છે કે * * * ના કુમારનું કાઠિયાવાડમાં એમના તરફથી વ્યવિશાળ શોધાય છે. એ ઉપરાંત એવી વાત સાંભળી છે કે તે વાતમાં * * * ઠાકોર સાહેબ છે. આવું સાંભળતાં- એવી વાતમાં મ્હારો સ્વાર્થ હોવાથી એ વાતમાં કેટલું સત્ય છે તે આપ માર્ફત જાણવાની ઇચ્છા થાય છે. પ્રથમ તો એ વાત સાચી છે કે કેમ એ જાણવું જોઇએ અને પછી જે બાળક ઈશ્વરે મ્હને સોંપ્યું છે, તેનું નસીબ તે વાત સાથે જોડવામાં આપ મદદ આપી શકશો કે કેમ, અને એમ ન બની શકે તો પ્રયાસનો કોઈ માર્ગ બતાવી શકશો કે કેમ એ જાણવાનું રહે.

આ વાત ઉઘડતાં જે મૌન તૂટે છે તે ફરી આવી ન જવાની પણ વિનંતિ છે.

અત્ર કુશળ. સુખી હશો.

સ્નેહાધીન

સુરસિંહ.



૮

માથેરાન,

૧૩–૫–૯૯.

પ્રિય જીલુભા સાહેબ,

આપનું કૃપાપત્ર મળ્યું. મેં પત્ર લખ્યું ત્યાર પછી જાણેલું કે આપ પ્રવાસે ગયેલા અને તેથી જ ફરી લખેલું નહિ.

આપે ઉત્તર ઉપરાંત અન્ય દિશાઓ તરફ પણ એ કાર્યમાં દૃષ્ટિને દોરવા જે શ્રમ લીધો છે તેને માટે ખરેખર કાંઇ ઉપકાર કહેતાં સંકોચ ન થતો હોત તો મન થાય છે. હૃદય હૃદયને સમજી જ લેશે.

કાર્ય સંબંધે – આપે ત્રણ સ્થાન બતાવ્યાં. તેમાં * * * ફટાયાની શી સ્થિતિ છે તે હું જાણતો નથી. એ કુંવર સારો હોય અને કુટુંબમાં શાંતિ હોય તો તે સ્થાને વિદ્યા મળી શકશે અને સારા સંસ્કાર પણ મળી શકશે એવું લાગવાથી પ્રથમ તો તે બને તો કરવા ઇચ્છા થાય છે.

પેલા લાખના ચાંદલા માટે તો લાઠી બહુ ન્હાનું રાજ્ય છે.

* * * ના કુમારને પણ આપે જોયેલ હશે. * * * અને * * * માં આપને કયું સ્થાન વિશેષ ઉચિત લાગે છે તે સંબંધી આપ જ નિર્ણય કરશો તે પ્રમાણે કરવા કશો વાંધો નથી.

કોઈ પણ ઠેકાણે ચાંદલો આપવો પડે તો દશ કે પંદર હજાર સુધી કે તેટલું કાંઈ બની શકે.

આ કાર્યમાં સહજ પૂછ્યા પછી આટલી પ્રવૃત્તિમાં આપને નાખી દેવા જેવું હું કરતો હોઉં એમ મને લાગે છે. એ સ્નેહ કરાવે છે અને એ કાર્ય એવું છે કે કોઇ મુત્સદ્દી કરતાં સ્નેહીના હાથથી થાય તો બહુ હાનિ કદાચ અટકી શકે અને એક બાલક માટે જે કરવું ઘટે તે સર્વ કરી લીધું – એવી ફરજની પૂર્ણતાથી શાંતિ રહે. પછી તો પોતપોતાનું નસીબ પોતપોતાની પાસે છે.

અત્ર સર્વથા કુશળ છે. આપ સહ કુટુંબ શાંતિમાં હશો.

આપનો સ્નેહાધીન

સુરસિંહ.



